યો અને આમ વર્ગમાં વં

‘વર્તમાન અને ભવિષ્યનો હે

દેવદત્તનો રાજ્યકારભાર.

સુલોચનાનું પાણીગ્રહણ

અને

પુત્ર માધવનો વનવાસ.

# આત્મદીપિકા.


રચી પ્રસિદ્ધ કરનાર,

વૈદ્ય શાસ્ત્રિ નિત્યાનંદ રત્નેશ્વર.



પ્રથમાવૃત્તિ.





મૂલ્ય રૂ. ૧-૦-૦.

ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસ—અમદાવાદ.

વાંચો અને આમ વર્ગમાં વંચાવો.

# "વર્ત્તમાન અને ભવિષ્યનો લેખ."

દેવદત્તનો રાજ્યકારભાર.

સુલોચનાનું પાણીગૃહણ
અને
પુત્ર માધવનો વનવાસ.

૧૯૯૯

# આત્મદીપિકા.


રચી પ્રસિદ્ધ કરનાર,
વૈદ્ય શાસ્ત્રિ નિત્યાનંદ રત્નેશ્વર.



પ્રથમાવૃત્તિ.





મૂલ્ય રૂ. ૨-૦-૦

ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસ—અમદાવાદ.

॥ ॐ ॥

**यावत्स्वस्थ मिदं शरीर मरुजं याव ज्जरा दूरतो**
**याव च्चेंद्रिय शक्तिरप्रतिहता यावत्क्षयो नायुषः**
**आत्म श्रेयसि तावदेव विदुषा कार्य प्रयत्नो महान्**
**संदीप्ते भवने प्रकूपखननं प्रत्युद्यमः कीद्रशः ॥ १ ॥**

અર્થ—જ્યાં સુધી આ શરીર સ્વસ્થ છે; ઘરડપણથી વિમુખ છે; ઇંદ્રિઓ સચેત છે; આયુષ્ય નાશ પામ્યું નથી ત્યાં સુધી મનુષ્યે પોતાનું શ્રેય કરવા અનેક ઉપાયો કરવા જોઇએ. નહી તો પાછળથી પસ્તાવું પડે છે. શેની પેઠે કે—ઘર લાગ્યા પછી કુવો ખોદાવી અગ્નિને શાન્ત કરવો તે બનતું નથી તેજ પ્રમાણે થશે; માટે હે પ્રીયે! તું તારૂં શ્રેય થાય તે પ્રમાણે વર્ત્ત.

**वरं पर्वत दुर्गेषु भ्रान्तं वनचरैः सह**
**नमूर्ख जन संपर्कः सुरेन्द्र भवनेष्वपि ॥ ॥ २ ॥**

અર્થ—પર્વતની કંદરામાં વનચરોની સાથે વનમાં ભ્રમણ કરવું ઘણુંજ સારૂં છે. પરંતુ મૂર્ખની સાથેનો સંસર્ગ સુરેન્દ્ર ભવનમાં પણ બુરો છે.

**रे रे चातक सावधान मनसा मित्र क्षणं श्रूयता**
**मम्भोदा वहवोहिसन्ति गगने सर्वेऽपि नैताद्रशाः ॥**
**केचिद्वृष्टि भिरार्द्रयन्ति वसुधां गर्जन्ति केचिद्वृथा**
**यंयंपश्यसि तस्य तस्य पुरतो मा ब्रूहि दीनंवचः ॥ ३ ॥**

અર્થ—હે મિત્ર ચાતક!!! મનથી સાવધાન થઇ ક્ષણવાર મારી વાત સાંભળ કે–આકાશમાં મેઘ ઘણાજ છે. પણ સર્વે એકજ પ્રકારના નથી. કેટલાએક તો પોતાની મેળેજ વરસે છે અને કેટલાક તો વૃથા ગર્જના કરી ચાલ્યા જાય છે. માટે હે મિત્ર!!! જેને તેને દેખીને તું તેઓની આગળ ગરીબાઇનાં વચનો બોલીશ નહી.

**नारायणं नाम नरोत्तराणां प्रसिद्ध चौरः कथितः पृथिव्याम्**
**अनेक जन्मार्जीत पाप संचयं हरंत्यशेषः स्मृत मात्रएव ॥**

અર્થ—નર અને નારાયણ એ જેનું નામ ઉઘાડો ચોર છે. ચોર તો ઘરમાંથી ધન માલ લેઇ જાય છે પણ એ ચોર તો, કોટી જન્મનાં કરેલાં પાપોને લેઇ જાય છે.

॥ श्री सद्गुरू विंजयते तमाम् ॥

# उद्गार.

રસાલંકારથી સંયુક્ત, અનેક શિક્ષણોથી ભરપુર, મનુષ્ય માત્રનું શ્રેય કરે એવું દરેક વિદ્વદ્વર્ય અને વિદ્વજ્જનોએ માન્ય કરેલું "**आत्मदीपिका**" નામનું આ એક લઘુ પુસ્તક છે. કે જેની વિશેષ પ્રશંસા કરવા હું ઇચ્છતો નથી. કારણ કે સુવર્ણને ઓળખવાની જરૂર હોતીજ નથી; તેતો તેની મેળેજ ઓપાય છે માટે આ ગ્રંથમાં શું તત્વ રહેલું છે તે શોધી જોવા હું મારા વાચકવૃંદોનેજ સોંપું છું.

હે આત્મ બંધુઓ ! ! ! આધુનિક સમયમાં કેટલાક લોકોને આ, સ્વપ્ન તુલ્ય સંસાર મહાસાગરમાં અનેક દુઃખોથી વ્યાપ્ત થએલા જોઇ મને અત્યંત દયા ઉત્પન્ન થઇ, કે જેના આવિર્ભાવથી સપ્રેમ આ સર્વ મિથ્યા કલ્પના દ્રષ્ટિનો દેખાવ પ્રકાશમાન કરી અનંત પ્રકારના સ્ત્રી, પુત્ર, ધન આદિકની સ્થિતિ હાથ ધરાવવા આ, પ્રયાસ કરવામાં આવ્યો છે.

બંધુઓ ! ! આ આનંદમય બુદ્ધિની અજ્ઞાનતા જ્યાં સુધી પોતાના જાણવામાં આવતી નથી ત્યાંસુધી મનુષ્યને પોતાની મૂળ સ્થિતિ દર્શાતિ નથી. માટે આ પુસ્તક વાંચી પોતાની મનોમય શુદ્ધ બુદ્ધિથી સર્વના અલંકાર રૂપ સૂર્યનો જે અસ્ત થઇ ગયો છે તેનો પુનઃ ઉદય કરવા હું સર્વ વાચકવૃંદોને સપ્રેમ વિજ્ઞપ્તિ કરૂં છું. જેમ દુધ અને પાણી મીશ્ર કરી હંસની પાસે મુકયાં હોય છે તો તેમાંથી તે, જેમ દુધ, દુધને પી જઇ પાણીનો ત્યાગ કરે છે તેવીજ રીતે મારા વાચકવૃંદો કરશે એવી હું આકાંક્ષા ધરાવું છું.

**ચૈત્ર શુકલ પુર્ણીમા. સંવત ૧૯૬૩.**

# અનુક્રમણિકા.

## પ્રથમ પરિચ્છેદ—સ્વાનુભવ.



## દ્વિતીય પરિચ્છેદ—નિર્ણય.

## તૃતિય પરિચ્છેદ—પ્રબોધ.



## ચતુર્થ પરિચ્છેદ—નિદાન.

ॐ श्री कृष्णाय नमः

# मङ्गलम्.

ॐ सत्यं ज्ञानमनंतं यन्निष्कलं निष्क्रिय परम् ॥
अद्वितीयं निर्विशेषं ब्रह्म तत्समुपास्महे ॥ १ ॥

शंकरं शंकराचार्यं केशवं बादरायणम् ॥
सूत्र भाष्य कृतौ वन्दे भगवंतौ पुनः पुनः ॥ २ ॥

अज्ञान तिमिरांधस्य ज्ञानांजन शलाकया ।
चक्षुरुन्मिलितंयेन तस्मै श्री गुरुवे नमः ॥ ३ ॥

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्तिम् ॥
द्वंद्वातीतं गगनसदृशं तत्वमास्यादि लक्ष्यम् ॥
एकं नित्यं विमलमचलं सर्वधी साक्षिभूतम् ।
भावा तीतं त्रिगुण रहितं सद्गुरु तं नमामि ॥ ४ ॥

चिंतासंतानहंतारोयत्पादांबुज रेणवः
स्वीयानांतां निजाचार्यन्प्रणमामि मुहुर्मुहुः ॥ १ ॥

यदनुग्रहतोजन्तुः सर्व दुःखातिगोभवेत्
तमहं सर्वदा वन्दे श्रीमद् वल्लभनंदनम् ॥ २ ॥

सर्व मार्गेषु नष्टेषु कलौच खल धर्मिणि ।
पाखंड प्रचुरे लोके कृष्ण एव गतिर्मम ॥ १ ॥

म्लेच्छाक्रांतेषु देशेषु पापैक निलयेषु च ।
सत्पीडाव्यग्रलोकेषु कृष्ण एव गतिर्मम ॥ २ ॥

गंगादि तीर्थवर्येषु दुष्टै रेवावृतेष्विह ।
तिरोहिताधि दैवेषु कृष्ण एव गतिर्मम ॥ ३ ॥

अहंकार विमूढेषु सत्सुपापानुवर्तिषु ।
लाभपूजार्थ यत्नेषु कृष्ण एव गतिर्मम ॥ ४ ॥

अपरिज्ञान नष्टेषु मंत्रेषु व्रत योगिषु ।
तिरोहितार्थ दैवेषु कृष्ण एव गतिर्मम ॥ ५ ॥

नानावाद वि नष्टेषु सर्व कर्म व्रतादिषु ।
पाखंडैक प्रयत्नेषु कृष्ण एव गतिर्मम ॥ ६ ॥

अजामिलादि दोषाणां नाशकोऽनुभवेस्थितः ।
ज्ञापिता खिल माहात्म्यः कृष्ण एव गतिर्मम ॥७॥

प्राकृताः सकलादेवा गणिता नंदकं बृहत्
पूर्णानंदो हरिस्तस्मात्कृष्ण एव गतिर्मम ॥ ८ ॥

विवेक धैर्य भक्त्यादि रहितस्य विशेषतः
पापासक्तस्य दीनस्य कृष्ण एव गतिर्मम ॥ ९ ॥

सर्व सामर्थ्य सहितः सर्वत्रैवा खिलार्थकृत ।
शरणस्थ समुद्धारं कृष्णं विज्ञापयाम्यहम् ॥ १०॥

कृष्णाश्रयमिदं स्तोत्रं यः पठेत्कृष्ण सन्निधौ ।
तस्याश्रयो भवेत्कृष्ण इति श्री वल्लभोऽब्रवीत् ॥

॥ ॐ शान्ति शान्ति शान्तिः ॥

ॐ

# आत्मदीपिका

## પ્રથમ પરિચ્છેદ—સ્વાનુભવ.

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम्
देवीं सरस्वतिं व्यासं ततो जयमुदीरयेत् ॥

वसुदेवसुतं देवं कंसचाणुरमर्दनम्
देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥

ભગવાન નારાયણને, નરોમાં ઉત્તમ નર ભગવાનને; દેવી સરસ્વતીને અને વ્યાસ મુનિને નમસ્કાર કરી ગ્રંથનો આરંભ કરૂં છું.

દેવના પણ દેવ એવા વસુદેવના પુત્ર, કંસ અને ચાણુર આદિકનો નાશ કરનાર, માતા દેવકીજીને પરમ આનંદ આપનાર, આખા વિશ્વના ગુરૂ શ્રી કૃષ્ણ પરમાત્માને વંદન કરૂંછું.

સંત સમાગમથી અથવા તો તેમના દાસત્વપણાથી મનુષ્યની વૃત્તિ સ્થિર થાય છે, અને વૃત્તિ સ્થિર થવાથી સર્વ કાર્ય સિદ્ધ કરી શકે છે. જ્યાંસુધી આ શરીર સ્વસ્થ છે, ઘરડપણથી વિમુખ છે, ઇંદ્રિયો સચેત છે, આયુષ્ય નાશ પામ્યું નથી ત્યાં સુધી મનુષ્યે પોતાના કલ્યાણ માટે અનેક ઉપાયો શોધવા જોઇએ. નહીં તો—આખરે શરીર પડયા પછી મનુષ્યથી કાંઇ પણ બનવાનું નથી એમ જાણી જેટલી મહેનત પડે તેટલી સહન કરી " આત્મશોધન " અવશ્ય કરવું જોઇએ.

સંતસમાગમથી બુદ્ધિ અને વાણી શુદ્ધ થાય છે. પાપ નાશ પામે છે અને મન પ્રસન્ન થાય છે.

સિદ્ધપુરૂષોને ધન્ય છે કે—તેમના સમાગમથી અજ્ઞાનીપુરૂષોનાં અજ્ઞાનરૂપ અંધારાનો નાશ થાય છે. અને અંતઃકરણમાં જ્ઞાનરૂપી દિપકનો પ્રકાશ થાય છે. એટલુંજ નહિ પણ તેઓનાં ત્રિવિધતાપને શાંત પાડી જ્ઞાનામૃતનું પાન કરાવી આત્મદિપક પ્રાપ્ત કરાવે છે

એક બ્રહ્મજ્ઞાની અને યેગાનુભવી જીવનમુક્ત રાજનગરના ખંડ ભાગમાં કુંજગલી મધ્યે યોગાભ્યાસથી આનંદમાં વાસ કરતા હતા. તેમની સેવામાં કેટલાક મુમુક્ષુઓ રહેતા હતા; તે મુમુક્ષુઓ પૈકી એક શિષ્ય તરીકેનો હું પોતેજ હતો. મને જે જે શંકાઓ ઉત્પન્ન થતી હતી તે સર્વનું નિરાકરણ બ્રહ્મનિષ્ઠ કરતા હતા. તે સમયના કેટલાક સંવાદો કાનને અને મનને આનંદ લાગવાથી આ ગ્રંથમાં લખવામાં આવ્યા છે. જે સંવાદો સુજ્ઞપુરૂષોને આનંદ પમાડશે.

કાચ અને હીરાની પરીક્ષામાત્ર તેને જાણનાર ઝવેરી પોતેજ કરી શકે છે. પણ અન્ય પુરૂષો તેને ઓળખી શકતા નથી.

એક કુંભાર માટીની ખાણમાં પોતાની લોઢખંડની કોદાળીવડે માટી ખોદતો હતો એટલામાં તેની કોદાળીને એકાએક મણિનો સ્પર્શ થયો કે—તુરતજ કોદાળી પોતાની જાતીમુક્ત થઇ સુવર્ણરૂપ થઇ ગઇ.

આ વખતે લોઢખંડની કોદાળીની કીંમત આઠ કે દસ આના જેટલી હતી તે વધી હજાર ગણી થઇ ગઇ.

કુંભાર પોતાની લોઢખંડની કોદાળીની શ્યામ રંગની સ્થિતિ બદલાઇ જઇ પીળા રંગની થઇ ગએલી જોઇ તેને પૃથ્વી ઉપર નાંખી દેઈ નીરાશ થઈ નીચે બેઠો; એટલામાં તેણે કોદાળીને એક ગોળારૂપ થઇ ગએલી દીઠી. આવો બનાવ જોઇ કુંભાર નિઃશ્વાસ નાંખતો મુખે બોલવા લાગ્યો કે—અરે પ્રાણજીવિની ! તું આવી નિર્દય કેમ થઇ ગઇ ? અરે દૈવ ! તને મારા ગરીબડા કુંભાર ઉપર લગાર પણ દયા આવતી નથી. હાય ! હવે હું શું કરૂં ? મારા કુટુંબનું ભરણપોષણ શી રીતે કરીશ ? અરે દૈવ ! લગાર દયા લાવ ? આવા હૃદયભેદક શબ્દો બોલતો આંખમાંથી આંસુઓ પાડતો ફરીથી કોદાળી સામું જોઇ બોલ્યો; અરે ! તને જોતાં તારામાં પીળાશ અને ઢીલાપણું નજરે પડે છે, પણ તે બધું શા કામનું ? તારી કીંમત મારી લોઢખંડની કોદાળી બરોબર હું ધારતો નથી, કારણ કે લોઢખંડની કોદાળી તો મારા કુટુંબનું ભરણ પોષણ કરી સર્વના આત્માને શાંત કરતી હતી;

પણ હું તો કેવળ નિરૂપયોગી એક મારા છોકરાના દડારૂપ થયું છું. એમ કહીને સુવર્ણના ગોળારૂપ કોશાળાને વેગમાં ફેંકી દીધી; તેજ પ્રમાણે જેઓ જ્ઞાતા હશે તેઓ તત્વને અને તેના રહસ્યને જોઇ તેના સત્વને ગ્રહણ કરશે અને તેમાં જે કાંઇ ન્યૂનતા હશે તેને માટે ક્ષમા કરશે એવી હું આશા રાખું છું

# प्रथम परिच्छेद.

## સ્વાનુભવ.

## પ્રથમ તરંગ.

### "ગુરૂએ કરેલું પ્રભુનું દર્શન"

### श्लोक.

**गुरु र्ब्रह्मा गुरु र्विष्णु गुरु र्देवो महेश्वरः**
**गुरु साक्षात्पर ब्रह्म तस्मै श्रीगुरवेनमः ॥**

### અર્થ.

આ સંસારસાગરમાં ગુરૂ તેજ બ્રહ્મા; ગુરૂ તેજ વિષ્ણુ; ગુરૂ તેજ મહેશ્વર, ગુરૂ તેજ સાક્ષાત્પરબ્રહ્મપરમાત્મા છે માટે સર્વ દેવતામય ગુરૂને જાણી તેમને નમસ્કાર કરૂં છું.

રાજનગરના ખંડ પ્રદેશમાં કુંજગલી મધ્યે સાભ્રમતિના પૂર્વ કિનારે રમણીક હર્મ્યાલી મધ્યે ગુરૂજી મહારાજનું નિવાસસ્થાન હતું. તેમનું નામાભિધાન મોહિનીચંદ હતું. જેમનું અંતઃકરણ સદા સર્વદા આનંદમાંજ મગ્ન રહેતું હતું; એવા ગુરૂજી મહારાજને મેં એકદિવસે પ્રશ્ન કર્યો કે હે પ્રભુ! આપના જેવા સિદ્ધ પુરૂષોના સમાગમથી મનુષ્યોને કેવી રીતનો આનંદ થતો હશે તે મને કૃપા કરીને જણાવો.

ઉપરનું મારૂં વચન સાંભળી ગુરૂજી મહારાજ અમૃતદ્રષ્ટિથી બોલ્યા કે—હે મુમુક્ષુ! સિદ્ધ પુરૂષોના સમાગમથી શું સુખની પ્રાપ્તિ થાય છે તે તું જો ?

હે શિષ્ય તુ મારા ઉપદેશ પ્રમાણે હંમેશાં શ્રી હરિનું ધ્યાન ધરેછે તેજ પ્રમાણે આજ મારા દેખતાં ધ્યાન ધર ? આમ કહી પોતાની મનોવૃત્તિવડે મારા અંતઃકરણને તેમણે આકર્ષ્યું. હું હંમેશાં ધ્યાન ધરતો હતો તેજ પ્રમાણે આજે પણ બેઠો; તેવામાં એક મહાન્ પ્રચંડ વાયુ વાવા લાગ્યો, કે, તે જાણે હમણાંને હમણાં પોતાના બળવડે મારા આખા શરીરને ઉપાડી લઇ જશે કે શું એવું મને લાગ્યું. પણ થોડીકવારમાં તો ત્યાં આગળ મેં એક દેદિપ્યમાન ચતુર્ભુજ મૂર્તિને મારા સામી ઉભેલી દીઠી.

આ વખતે મને વિચાર થયો કે આવી દેદિપ્યમાન મૂર્તિ કોની હશે! પણ થોડીજવારમાં મને ખાત્રી થઇ કે મારા ગુરૂજી કહેતા હતા કે સાક્ષાત્ શ્રી હરીની ચતુર્ભુજ મૂર્તિ હોય છે. તો તે આ મૂર્તિ શ્રી હરીનીજ હોવી જોઇએ એમમને ખાત્રી થઇ. જેથી, મનમાં દ્રઢતા અને શ્રદ્ધા રાખી નજીકમાં જઇ મેં સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કર્યા; અને માનસિક પુજન કર્યું. મારો આત્મા શાન્ત થયો.

આ વખતે મારી પાસે એવો કોઇપણ પદાર્થ હતો નહીં જે હું શ્રી હરિને અરપું. મેં મારા ખરા અંતઃકરણપૂર્વક ભગવાનની સ્તુતિ કરી, તેમના ચરણારવિંદમાં મસ્તક મુકી પ્રેમનાં અશ્રુબિંદુઓ વડે ભગવાનના ચરણકમળ પખાળ્યા.

ભગવાન મારી સ્તુતિ અને દ્રઢતા જોઇ પ્રસન્ન થયા અને વરદાન માગવાને કહ્યું.

મેં તેમની પાસે સદા સર્વદા ભક્તિ અને મારાં પાપોનો અનુગ્રહ માગ્યો. થોડીવારે મને મારા સૂક્ષ્મદેહે દૈવિ તથા માનસિક સૃષ્ટિની રચના જોવાની ઇચ્છા થઇ. વરદાન માગ્યા પછી ફરીને કેમ બોલાય આવી મને શંકા ઉત્પન્ન થઇ, પણ હું બોલી શકયો નહીં.

સર્વના નિયંતા, સર્વના આત્મા શ્રી હરીએ મારા સર્વ મનોવિકારોને જાણ્યા. મને આશીર્વાદ આપ્યો, ને કહ્યું; હે ભક્ત! તારી બુદ્ધિ સદા સર્વદા મારી ભક્તિમાંજ રહેશે, અને તારાં પાપોની હું

ક્ષમા આપું છું એટલુંજ નહીં પણ આ વરદાન માગ્યા પછી તારો જે મનોવિકાર થયો છે તે સિદ્ધ કરવાને તું તારા ગુરૂ પાસે જઇ આ બનેલી સર્વ હકીકત તેમને કહી સંભળાવજે એટલે તે તને મારી આજ્ઞાથી સર્વ માનુષિ-તેમજ દૈવિ સૃષ્ટિનું અવલોકન કરાવી તારો સંકલ્પ પૂર્ણ કરશે.

એટલું કહેતાંમાંતો જે સ્વરૂપ સાથે મારે વાતચીત થતી હતી તે સ્વરૂપ એકદમ અદ્રશ્ય થઇગયું હું દશે દિશાઓમાં જોવા લાગ્યો, પણ તે સ્વરૂપ મને પુનઃ પ્રાપ્ત થયું નહીં.

હું નિઃશ્વાસ નાંખતો મારા ગુરૂજીનું ચિંતવન કરતો હતો એટલામાંતો મેં મારી પાસે મારા ગુરૂજી મહારાજને ઉભેલા દીઠા. આશ્ચર્યતાથી બનેલી સઘળી હકીકત મેં તેમને કહી. મારી સર્વ હકીકત સાંભળી ગુરૂજીમાહારાજ મારા ઉપર પ્રસન્ન થયા અને મંદમંદ હાસ્ય કરતા બોલ્યા કે હે શિષ્ય ! તેં મને પૂછ્યું હતું કે આપના જેવા સિદ્ધ પુરૂષોના સમાગમથી મનુષ્યને કેટલો આનંદ થતો હશે તેનો અનુભવ તને સ્વતઃસિદ્ધ થયો હશે. જે મનુષ્ય સિદ્ધ પુરૂષોનો સમાગમ કરી ઇશ્વરપરાયણ થાય છે તે જીવનમુક્ત થાય છે. માટે હે શિષ્ય ! તું પણ જીવનમુક્ત થવા તે પ્રમાણે યત્ન કર હવે તું શું સાંભળવા ઇચ્છે છે તે કહે

# દ્વીતિય તરંગ.

## "દૈવી સૃષ્ટિ દિગ્દર્શન."

સૂર્ય કમળોને અને ચંદ્ર કુમોદનીને પ્રસન્ન કરે છે; વરસાદ પોતાની મેળેજ વરસે છે; એજ પ્રમાણે સિદ્ધ પુરૂષો પરમાર્થે સારૂજ યત્ન કરે છે.

પૂર્વેની ઇચ્છાનુસાર મેં ગુરૂજીને વિનયવડે પૂછ્યું કે—હે મહારાજ ! પ્રાણીઓને અન્નથી ક્ષુધાની અને જળથી તૃષાની તૃપ્તિ

થાય છે તેવીજ રીતે આપનાં આનંદી વચનોથી મને પણ તૃપ્તિ થઇ છે. તથાપિ, અતૃપ્તની પેઠે આપની વાણી વારંવાર સાંભળવાની મને ઉત્કંઠા થાય છે. તો, હે પ્રભુ મને એવી ઇચ્છા થઇ છે કે—આપ મને માનુષિ અને દૈવિસૃષ્ટિનું દિગ્દર્શન કરાવો. .

ગુરૂ—હે શિષ્ય તને તે સૃષ્ટિઓ જોવાની ઇચ્છા થઇ હોય તો, મારા બતાવ્યા પ્રમાણે પૂર્વવત્ શ્રી હરિનું ધ્યાન ધર. આમ કહી પોતાની મનોવૃત્તિવડે મારા અંતઃકરણને તેમણે આકર્ષ્યું. પ્રથમ માનુષિસૃષ્ટિનું કેટલુંક દિગ્દર્શન કરાવ્યું પણ પરિપૂર્ણ નહીં; અને તરતજ દૈવિસૃષ્ટિ દેખાડવાનો આરંભ કર્યો. આ વખતે મારો આત્મામાનુષિસૃષ્ટિનો પરિત્યાગ કરી દૈવિસૃષ્ટિમાં પ્રવેશિત થયો.

પ્રથમ તો મનુષ્યો, આ સંસારમાંથી પોતાના શુભ કર્મના યોગે પોતાનું સાફલ્ય કેવી રીતે કરી શકે છે તેનો અનુભવ કરાવ્યો; અને પછીથી દૈવિસૃષ્ટિનો આરંભ કર્યો.

મારા સુક્ષ્મદેહે કેટલોક ચાલ્યો ત્યારે કોઇ પણ દિવસે નહીં જોએલા એવા પદાર્થોને જોઇ મારૂં અંતઃકરણ અત્યંત પ્રસન્ન થયું. એટલામાં તો એક અલૌકિક મહાન્ પવિત્ર અને પુન્યવાન પ્રાણીઓ તેમજ મોટા મોટા ઋષિવર્યોનું નિવાસસ્થાન મારી દ્રષ્ટિએ પડયું. તે સ્થાનની અને તેની આગળ પાછળનાં વૃક્ષોની સંભાળ રાખવા અંતરિક્ષમાં ગતિ કરનાર, મોટા સ્વરૂપવાળા, બળવાન, લાલ તથા પીળાં નેત્રો જેનેછે તેવા, તેમજ છીપ સરખા કાનછે તેવા, અને શત્રુઓને પ્રહાર કરનાર આઠહજાર રાક્ષસો મારી નજરે પડયા. તે સ્થાનની નજીકમાં નીલમણીનાં પત્રોએ શોભાયમાન, મણીઓની ડાળીઓ ઉપર સૂવર્ણનાં કમળોવાળું,અનેક તરેહનાં પક્ષીઓ, કમળોનાં પુષ્પો, અને સુવર્ણના કાચબા તથા માછલાંઓથી શોભીતું, સ્ફાટીકમણીનાં પગથીઆંવાળું તથા નિર્મળ જળથી ભરેલું એક સુંદર સરોવર મારી નજરે પડયું. જેમાંથી મંદ મંદ વાયુ વાવાથી જળનાં બિંદુઓ ઉડી રહ્યાં હતાં. જેના કિનારાઓ ચોતરફથી નીલમણીની મોહોટી મોહોટી શીલાઓથી બાંધી લીધા હતા, તેથી તે, જળ અને કિનારા એક સરખાંજ દેખાતાં હતાં. તેમાંનાં કમળોથી આખું સરોવર ઢંકાઇ ગયું હતું. અને જાણે કાચની ભૂમિ ઉપરજ પથરાએલાં હોય તેવાં દેખાતાં હતાં. તેથી તે, સરોવરમાં જળને ઠેકાણે સ્થળના ભ્રમથી

અજાણ્યાં માણુસો અંદર પડતાં હોય તેવું દેખાતું હતું. વળી તે સરોવરની દશે દિશાઓ અનેક પ્રકારના સુંદર કિનારાઓ અને પુષ્પોવાળાં વૃક્ષોએ; તથા હંસ, કારંડવ અને ચક્રવાકાદિક પક્ષિઓએ કરીને અત્યંત શોભતી હતી. ત્યાંના સુગંધી વાયુએ મારા ચિત્તને આકર્ષ્યું. તેથી જાણે હું મોહિત થયો હોઉં એમ તે સરોવરના કિનારા ઉપર જઇ આંખો મીંચી ભગવાનની અનકૂળ ગતિનો વિચાર કરવા લાગ્યો. એટલામાં એક મોટો ભયંકર શબ્દ થયો. તે શબ્દ થતાંજ મારી આંખો ઉઘડી ગઇ. આ વખતે તે સ્થળે ફક્ત સરોવર શિવાય બીજું કાંઇ પણ નજરે પડયું નહિ. આશ્ચર્યતાથી તે ભૂમિનો પરિત્યાગ કરી ચિત્તભ્રમિતની પેઠે દશે દિશામાં દ્રષ્ટિ કરી ઉત્તર દિશા તરફ ચાલ્યો; તો, એક ટેકરાની પાછળથી કેટલાક મનુષ્યો બોલતા હોય તેવા શબ્દો મારા કાને પડયા. હું તે શબ્દોના પ્રત્યાહાર તરફ ટેકરો ઓળંગી ચાલ્યો, તો મારી નજરે હજારો પીપળાનાં વૃક્ષો નીચે હજારો મનુષ્યોને આંખો મીંચી પદ્માસનવાળી બેઠેલા દીઠા. હું તેઓની પાસે ગયો; તો સર્વના મધ્ય ભાગમાં એક મોટા પથ્થરને પૃથ્વિમાં દાટેલો દીઠો. તેમાં **मैत्रेय, शौनक, गालव, व्यास, शुकमुनि, शिखंडि, पैल, याज्ञवल्क, लोमहर्षण, धौम्य, कौशिक, शिखावान, आलंब, पारिजातक, पर्वत, मार्कंडेय, जाबालि, जटायु, कुंतिराज, पुलींद, अंग, सुगात्र, शैब्य, मित्रकर्शन, शिशुपाल, आहुक, गद, सारण, अक्रूर, कृतवर्मा** વિગેરે બ્રહ્મઋષિઓ અને રાજઋષિઓનાં નામો લખેલાં હતાં તે સર્વને પૃથ્વિ ઉપર મૃગચર્મો પાથરીને ઉપર બેશી ઇશ્વરનું ધ્યાન ધરતા દીઠા. આ સિવાય બીજા કેટલાક ગંધર્વો અને અપ્સરાના ગણોને પણ ગાનતાનથી ઇશ્વરનું સ્તવન કરતા જોયા.

ઉપર પ્રમાણેના મહાઆનંદ ને જોઇ મારૂં અંતઃકરણ ઘણુંજ પ્રસન્ન થયું. અને જાણે થોડો વખત અહીં ગાળ્યો હોય તો ઘણુંજ સારૂં એવો મને વિચાર થતો હતો એટલામાંતો જેણે હસ્તકમળમાં વિણા ધારણ કરી છે ને જે રાત્રિદિવસ ઇશ્વરનુંજ સ્તવનકરે છે એવા, ધર્મ અર્થ, કામ, અને મોક્ષનો યથાર્થ નિશ્ચય કરનારા, તેમજ ભાનુવિસૃષ્ટિના અને તેથી ઉપરનીચેના સર્વ પદાર્થોને જ્ઞાનદ્રષ્ટિથી પ્રત્યક્ષ જોનારા, સાંખ્ય તથા યોગશાસ્ત્રને બરોબર

જાણનારા, દેવતા તથા દૈત્યોને સ્નેહ તથા યુદ્ધ કરાવવાના ઉપાયોમાં કુશળ, શાસ્ત્રમાં ચતુર, યુદ્ધ અને ગાયનાદિક સર્વ વિદ્યામાં પ્રીતિમાન, મોટી કાંતિવાળા નારદજીસમાન મારા ગુરૂજી ફરતા ફરતા આ સર્વ મુનિશ્વરોની પાસે આવી પહોંચ્યા. તેમને બેસવાસારૂ યોગ્ય આસન આપી માનસિક પુજન કરી તેમની સમીપ બે હાથ જોડી દીનની પેઠે હું બેઠો.

આ પ્રમાણે યથાયોગ્ય સત્કાર પામી પરમાત્મા સ્વરૂપને પ્રાપ્ત થએલા મહર્ષિતુલ્ય ગુરૂજી મારા ઉપર પ્રસન્ન થયા. મને આશિર્વાદ અને કેટલોક જ્ઞાનોપદેશ આપી સમય વ્યતિત થઇ જવાથી ત્યાંથી ચાલતા થયા. ગુરૂજીના ગયા પછી હું પણ તમામ રૂષીવર્યોને અને રાજર્ષિઓને એકી વખતે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ઇશ્વરનું સ્તવન કીર્તન કરતો કરતો બીજી કેટલીક જગાઓ જોવાની ઇચ્છાથી ત્યાંથી ચાલી નાકળ્યો.

---

# " तृतिय तरंग. "

## " ઇંદ્રાદિક લોક દિગદર્શન "

### ઇંદ્રલોક દર્શન.

---

ગુરૂ પ્રતાપે દૈવિસ્ટષ્ટિમાં લીન થયો છું. સમયે સમયે અનેક પ્રકારના તરંગો થયા કરે છે. તેમાં વળી અત્યારે ઇંદ્રનો લોક નિહાળવાની ઇચ્છા થઇ ફરતાંફરતાં ઇશ્વર ઇચ્છાએ જેણે મસ્તક ઉપર સુવર્ણનો મુકુટ ધારણ કર્યો છે, હાથને વિષે લાલમણીઓથી જડેલા બાજુબંધો બાંધેલાછે. નિર્મળવસ્ત્રો તથા વિચિત્રપુષ્પોની માળાઓ કંઠને વિષે આરોપી છે, અને કોઇથી પણ કળી શકાય નહીં તેવું શ્રેષ્ટ સ્વરૂપ ધારણ કરેલું છે એવો લજ્જાયમાન તથા કાંતિવાળો દેવતાઓનો ઇશ્વર इंद्र શોભાએ કરીને લક્ષ્મી સરખી इंद्राणी સાથેએ સહીત રહે છે ત્યાં જઈ ચઢયો.

આવી ઇંદ્રની શોભાને તેમજ તેની પાસે બેઠેલા શ્રેષ્ટ સ્વરૂપવાળા ઓગણપચાસ વાયુઓ, સિદ્ધો, દેવર્ષીઓ, સાધ્યે, ગંધર્વો વિગેરેને મેં જોયા. તેમજ વળી **પરાશર, ગાલવ, શંખ, ગૌરશિરા, દુર્વાસા, દીર્ઘતમા, ઉદ્દાલક, શ્વેતકેતુ, હરિશ્ચંદ્ર, વાલ્મીક, પ્રચેતાઓ, મેધાતિથી, ગૌતમ** વિગેરે રૂપએને, જળ, ઔષધિઓ, **શ્રદ્ધા, મેધા, સરસ્વતિ, ધર્મ, અર્થ, કામ, વીજળી,** જળને વહનકરનારા દ્વાદશ મેઘો, વાયુના અભિમાની દેવતાઓ, સત્તાવીસ અગ્નિઓ, કેટલાક **અયોનિસંભવ** અને કેટલાક યોનિથી ઉત્પન્ન થએલા, અપ્સરાઓ તથા ગંધર્વોના સમૂહોને જોઇ સંતોષ પમનો **ઇંદ્ર** તથા બીજા કેટલાક દેવર્ષીઓને સાષ્ટાંગ દંડવત નમસ્કાર કરી **યમ-ધર્મ** લોક જોવાની ઇચ્છાથી ઇશ્વરનું સ્તવન કરતો આગળ ચાલ્યો.

---

## યમ-ધર્મલોક દર્શન.

---

યમ—ધર્મ લોક જોવાની ઇચ્છાથી ઇંદ્ર લોકનું અંતઃકરણમાં અવલોકન કરતાંકરતાં ચાલ્યો. ઇશ્વર ઇચ્છાથી ક્ષણ માત્રમાં યમ-ધર્મ લોક પ્રાપ્ત થયો. ત્યાં આગળ ઇંદ્રના લોક કરતાં વિશેષતા-જોવામાં આવી. જેને જે વસ્તુની ઇચ્છા થાય તે તુરતજ મળતી હતી. રૂતુ સમશિતોષ્ણ, ભૂમિ મનને આનંદ આપનારી; શોક, જરા-અવસ્થા, ક્ષુધા, તૃષા, અપ્રસન્નતા, દીનતા, નબળાઇ તથા કંપ્રપણુ વિપરીતભાવના વગરની અને સ્વર્ગ તથા મનુષ્યના સર્વે સુખોવાળી છે. જેમાં સ્વાદવાળાં ભક્ષ, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય એ ચાર પ્રકારના ભોજનના પદાર્થો, પાન કરવાના પદાર્થો, પવિત્રચંદનો, પુષ્પોની માળાઓ, ઇચ્છિતફળ આપનારાં વૃક્ષે ઇત્યાદિ સર્વે તે ભૂમિમાં છે.

યમ—ધર્મના લોકમાં પવિત્ર રાજર્ષિઓ તથા બ્રહ્મર્ષિઓ હર્ષથી શ્રીહરિની ઉપાસના કરે છે. **યયાતિ, नहुष, पुरु, मांधाता, नृग, अरिष्टनेमी, कृति, निमी, शिबी, बृहद्रथ, पृथुराक्ष, मरुत्त, ध्रुव, कार्त्तवीर्य, भरत, अंबरीष, भगीरथ, पृथुश्रवा, वसुमान, दिलिप, उशीनर, पुंडरीक, शर्याति, वेन, दुष्यंत, सहदेव, सहस्त्रार्जुन, सशबिंदु, दशरथात्मजश्रीरामचंद्र, लक्ष्मण, अलर्क, गय, परशुराम, पुरुहोत, जनमेजय** विगेरે સોમવંશના અને સૂર્યવંશના કેટલાક રાજાઓ, સેંકડો અને હજારો આશ્ચર્યકારક પશુપક્ષિઓ, વર્ણમાં આવે તેવાં ઉપયોગી વૃક્ષો, દર્ભાદિક સમિધોના અધિષ્ટાતા દેવતાઓ, યજ્ઞ કરનાર સિદ્ધ અને અષ્ટાંગ યોગનું સેવન કરનારા, **अगस्त, मातंग, काल, मृत्यु, अग्निश्वात्ता** નામે પિતૃઓ, અમૃતપાનકરનારા મૂર્તિમાન બર્હીષદો, કાલચક્ર, અગ્નિ, દુષ્ટકર્મકરનારા, દક્ષિણાયનમાં મૃત્યુપામેલા તથા બીજા કેટલાક પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કરીને ત્યાં રહે છે. યમ—ધર્મ લોકમાં સઘળાઓ સ્વેચ્છાનુસાર વર્ત્તે છે. તેમજ શાન્ત, શુદ્ધ, પુણ્યકર્મ કરીને પવિત્ર થએલા સન્યાસિઓ, મહાત્માઓ, ગંધર્વો અને અપ્સરાના ગણોને જોઇ સંતોષ પામતો **यम—धर्म** તથા બીજા કેટલાકોને સાષ્ટાંગ દંડવત નમસ્કાર કરી **वरुण** લોક જોવાની ઇચ્છાથી ઇશ્વરનું સ્તવન કરતો આગળ ચાલ્યો.

## વરૂણ લોક દર્શન.

વરૂણલોક જોવાનીઇચ્છાથી **यम—धर्म** લોકનું અંતઃકરણમાં અવલોકન કરતાંકરતાં ચાલ્યો. દૈવયોગે થોડાજ વખતમાં વરૂણલોક પ્રાપ્ત થયો ત્યાં નિલાં, પીળાં, સફેદ, શ્યામ તથા લાલ વર્ણનાં પાંદડાંઓ સહીત ચોફેર છવાઈ રહેલી ડાંળખીઓવાળાં અને ફળ તથા પુષ્પો આપનારાં રત્ન સરખાં અનેક વૃક્ષો જોવામાં આ-

ળ્યાં. એટલુંજ નહી પણ વિચિત્ર મધુર સ્વરવાળાં અને જેનાં સ્વરૂપ કહી શકાય નહીં એવાં હજારો પક્ષિઓ ત્યાં ઉડી રહ્યાં હતાં. તે લોકમાં દિવ્યવસ્ત્રો, રત્નો તથા અલંકારો ધારણ કરનારી વરુણી **वारुणि** નામની સ્ત્રીઓ સહીત ઉત્તમ સુગંધ વાળાં પુષ્પોની માળાઓ તથા અંબરચંદનના લેપો કર્યા છે એવા ઘણા દેવતાઓ, **वासुकि, तक्षक, ऐरावत, कृष्ण, लोहित, पद्म, कंबल, कर्कोटक, धनंजय, मूषिकाद** અને મોહોટા દેહ તથા ઘણી ફણાઓવાળા, પાપ વગરના **जनमेजय** આદિ હજારો સર્પો તેમજ જેણે શ્રેષ્ઠકુંડળો, પુષ્પાદિમાળાઓ, મુકુટ, વસ્ત્રો અને અનેક પ્રકારના અલંકારો ધારણ કર્યા છે એવા વરદાન પામેલા, શૂરવીર અને મૃત્યુ વગર **विरोचनना** પુત્ર બલિરાજા, પૃથ્વિને જીતનાર **नरकासुर, संह्लाद, विप्रचित्ति** અને **इंद्रतापनादि** દૈત્ય તથા દાનવો આ વરુણલોકમાં વાસ કરીને રહે છે. વળી ચાર સમુદ્ર, ભાગીરથી, કાલિંદી, વિદિશા, વેણા, નર્મદા, શતદ્રુ, ચંદ્રભાગા, સરસ્વતિ, ઇરાવતી, સિંધુ, દેવનદી, ગોદાવરી, કૃષ્ણવેણા, કાવેરી, વૈતરણી, ચર્મણ્વતી, સર્યુ, ગોમતી અને ત્રીવેણી ઇત્યાદિ જગતમાંની પ્રસિદ્ધ તિર્થરૂપ નદિયો, શોણ અને લૌહિત્યાદિ હૃદ, કુવાઓ, તળાવો, દશેદિશાઓ, સર્વ પર્વતો, તથા જળમાં રહેનારા સર્વ જીવો દેહ ધારણ કરી મહાત્મા વરુણના લોકમાં રહે છે. તેઓને જોઇ સંતોષ પામતો **वरुण** અને બીજા લોકોને સાષ્ટાંગ દંડવત નમસ્કાર કરી **कुबेर** લોક જોવાની ઇચ્છાથી ઇશ્વરનું સ્તવન કરતાં આગળ ચલ્યો.

---

## કુબેર લોક દર્શન.

---

કુબેર લોક જોવાની ઇચ્છાથી **वरुण** લોકનું અંતઃકરણમાં અવલોકન કરતાં કરતાં ચાલ્યો. ઇશ્વર ઇચ્છાએ કુબેરના લોકમાં ગયો

ત્યાંના આનંદથી દિશાઓનું પણ મને ભાન રહ્યું નહીં અને આમ તેમ ભટકવા લાગ્યો; એટલામાંતો અમુલ્ય ઘુઘરીઓવાળા વસ્ત્રથી ઢાંકેલી ગાદી જેના ઉપર પાથરેલી છે એવા પ્રકાશમાન અને દેદિપ્યમાન આસન ઉપર હજારો સ્ત્રીઓથી વિંટાએલા, સુંદર સ્વરૂપવાળા, પ્રકાશમાન કુંડળાદિક અલંકારોથી ભૂષિત તથા સુંદર વસ્ત્રો જેણે ધારણ કર્યાછે એવા કુબેરજીને બેઠેલા દીઠા. તેમને સાષ્ટાંગ દંડવત નમસ્કાર કરી આનંદથી તેમની પાસે યથાસ્થિત બેઠો.

આવા આનંદમયસમયે મંદમંદ, સુગંધમય, શીતળ અને મનને આનંદ આપે એવો વાયુ મંદાર અને નંદનાદિ વનોનાં વૃક્ષો અને કમળોને કંપાવતો ત્યાં આવ્યો. તેની પાછળ અપ્સરાઓના ગણોથી વિંટાએલા ગંધર્વો સહીત દેવતાઓ આ આનંદનો લાભ લેવા માટે ત્યાં આવ્યા; અને સુંદર ગાનતાનોથી **કુબેરને** પ્રસન્ન કરવા લાગ્યા.

એટલામાંતો વળી **મિશ્રકેશી, રંભા, ચિત્રસેના, ઘૃતાચિ, મેનકા, પ્રમ્લોચના, ઉર્વશી, બુદ્બુદા, લતા** અને બીજી કેટલીક નૃત્ય તથા ગાયન કરવામાં કુશળ એવી હજારો અપ્સરાઓ તથા ગંધર્વનગણો **કુબેરની** પાસે આવી ગાનતાન કરવા લાગ્યા. આવી રમણીક ઉર્મીએ મારા અંતઃકરણને અતિપ્રીય કરી દીધું હતું. એવા સુંદર કુબેર લોકમાંથી અતિઆનંદ પામતો સમય વ્યતિત થવાથી **કુબેર** વિગેરેને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી **બ્રહ્મા**ના લોકને ઇચ્છતો શ્રી હરિનું સ્તવન કિર્તન કરતો ત્યાંથી ચાલી નીકળ્યો.

## બ્રહ્મ લોક દર્શન.

હું કુબેરલોક ત્યાગ કર્યા બાદ બ્રહ્મલોકમાં જવા ઇચ્છતો આનંદ માનતો કેટલાક સમય સુધી ચાલ્યો પરંતુ મને બ્રહ્મલોકનું

દર્શન થયું નહીં, થાકીને લોથ જેવો બની ગયો. બહુજ ગભરાગો. આવા સંકટના સમયે અરણ્યમાં ભટકતો મારે શો રસ્તો લેવો એનો વિચાર કરૂં છું એટલામાં તો મારા ગુરૂ મને અકળાએલો જોઇ પાછા આવી કહેવાલાગ્યા;—હે શિષ્ય ! તારા જેવા **સુજ્ઞ** પુરૂષને આવા સંકટના સમયે અકળાવું જોઇએ નહીં. તું બ્રહ્માનું ધ્યાન ધર કે તને તરતજ બ્રહ્મ લોક પ્રાપ્ત થશે.

ગુરૂજીની આજ્ઞા પ્રમાણે મેં બ્રહ્માનું ધ્યાન ધર્યું. ક્ષણમાં મને બ્રહ્માનો લોક પ્રાપ્ત થયો. બ્રહ્મલોક ઘણોજ આશ્ચર્યકારક અને ક્ષણમાં અનેક રૂપે દેખાવા લાગ્યો, તેથી તેનું ચોક્કસ રૂપ હું કળી શક્યો નહિ. તેમાં રહેનારા પુરૂષોને ક્ષુધા, તૃષા તથા દુઃખ ઉત્પન્ન થતાં નહીં. તે લોકોમાં ઘણાં સ્થાનો મણીઓથી જડીત્ર અને આધાર શિવાયનાં મારી દૃષ્ટિએ પડવા લાગ્યાં. ત્યાં નિરંતર સર્વ લોકના પિતામહ **ब्रह्मा**, પોતાની માયાયે કરી સર્વ લોકને ઉત્પન્ન કરી રહે છે તેમની પાસે **दक्ष, प्रचेता, पुलह, क्रतु, कर्दम, मरिचि, कश्यप, भृगु, अत्रि, वषिष्ट, गौतम, अंगिरा, पुलस्त्य, आंगिरस** અને **वालखिल्यादि** ઘણા ૠષિવર્યો મન, દિશાઓ, વિદ્યા, વાયુ, તેજ, જળ, પૃથ્વિ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, પ્રકૃતિ અને વિકારાદિ જગતનાં કારણો સ્વરૂપ ધારણ કરી બેઠેલાં મારી નજરે પડયાં. આ સિવાય **मार्कंडेय**ને આદી લેઇ ૠષિવર્યોને પ્રત્યક્ષ દેહ ધરીને આઠ પ્રકારની પરિક્ષાઓ સહીત આયુર્વેદ, નક્ષત્રો સહીત ચંદ્રમા, સૂર્ય, વાયુ, યજ્ઞો, સંકલ્પ, પ્રાણ, અર્થ, ધર્મ, કામ, દ્વેષ, તપ અને દમ એ સર્વને ત્યાં બેઠેલાં દીઠાં. વળી **शुक्र, बृहस्पति**ને આદિ લેઇ સર્વે ગ્રહો, ઇંદ્રે સહીત સર્વે દેવતાઓ, ઓગણપચાસ વાયુઓ, ચાર વેદો, સર્વ શાસ્ત્રો, ઇતિહાસો, અનેક તરેહની આખ્યાયિકાવાળા કાવ્યના ગ્રંથો એ સર્વ સ્વરૂપ ધારણ કરીને પ્રત્યક્ષ ત્યાં રહે છે.

**अदिती, दिति, दनु, सुरसा, विनता, इरा, कालिका, सुरभी, सरमा, गौतमी, प्रभा** અને **कद्रु** વિગેરે સર્વ દેવતાઓની માતાઓ, **रूद्राणी, श्री, लक्ष्मी, भद्रा, पुष्टि, अपरा, पृथ्वि, ह्री, स्वाहा, कीर्ति, सुरा, शची, पुष्टि, अरुंधति, संवृति, आशा, नियति, सृष्टि** અને **रति** ઇત્યાદિક દેવીઓ, દ્વાદશ સૂર્યો,

અષ્ટ વસુઓ, એકાદશ રૂદ્રો, એ.ગણુપચાસ વાયુઓ, નાગો, કિંનરો વિગેરેને જોઇ મહાન્ આશ્ચર્ય પામી બ્રહ્માજીના સન્મુખ દીનપણાથી કૃતાંજલી કરી મુઢ જેવો થઇ બેઠો.

આ સમયે કેટલાક લોકો આવે છે, કેટલાક જાય છે, તે સઘળાઓને બ્રહ્માજી યથાયોગ્ય સાંત્વનાનાં વાક્યો કહી સર્વને પોતપોતાનાં સ્થાનકોએ જવાની આજ્ઞાઓ આપે છે.

આવી રીતે બ્રહ્માના લોકનો સહવાસ જોઇ સૃષ્ટિ કરતાની અહનગતીને સંભારતો કેટલાક વખતના પરિશ્રમને લીધે થાકી જવાથી બ્રહ્માજીની આજ્ઞા લેઇ સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરી પ્રયાણ કરવા લાગ્યો,

આ પ્રમાણે સઘળા લોકોનું દિગ્ દર્શન કરી મનમાં આનંદ પામતો કેટલાક વખતથી રાહ જોઇ બેઠેલા મારા "સ્થુલ" દેહ સાથે મેં સંબંધ બાંધ્યો, અને સૃષ્ટિ ક્રમ પ્રમાણે વર્તતો મારા ગુરૂજીના ચરણ કમળને પ્રાપ્ત થઇ આશ્ચર્યતાથી તેમની સન્મુખ બેઠો.

ગુરૂ—હે મુમુક્ષુ ! તેં મને પુછ્યું હતું કે તમારા જેવા સિદ્ધ પુરૂષોના સમાગમથી મનુષ્યને કેટલો આનંદ થતો હશે તે, મેં તને પ્રત્યક્ષ દેખાડયું. હવે તારો સંશય નિવૃત થયો હશે; તથાપિ હજુ કાંઇ પણ શંકા રહી જતી હોય તો સુખેથી પુછ.

આ પ્રમાંણેનાં ગુરૂજીનાં વચનામૃતો સાંભળી અત્યંત ખુશી થઇ મેં કહ્યું કે હે મહારાજ ! આપના જેવા સિદ્ધ પુરૂષોના સમાગમથી પ્રાણીને કેટલો આનંદ થાય છે તેનો અનુભવ મને ઘણોજ આનંદ ઉપજાવે એવો પ્રત્યક્ષ રીતે થયો. હવે મને આપ આશીર્વાદ આપો કે હું આ સૃષ્ટિમાં અનેક પ્રકારના વૈભવો ભોગવતું અને ઇચ્છાનું સાર વર્તી મારા આત્માને શાન્ત રાખું

ગુરૂ—હે શિષ્ય ! હું આશીર્વાદ આપું છું કે સર્વજ્ઞ પ્રભુ તારૂં કલ્યાણ કરે અને તું આ પૃથ્વિમાં ઇચ્છાનું સાર વર્તી તારા આત્માને શાન્ત રાખજે.

ઉપર પ્રમાણેનો ગુરૂજીનો આશીર્વાદ મળ્યાથી હું મહા આનંદ પામ્યો અને તેજ દિવસથી ઇશ્વરનું ધ્યાન ધરવાનો મેં નિયમ લીધો. આ વખતે મારી પાસે મારા શિવાય બીજા કેટલાક મુમુક્ષુ-

આ એકઠા હતા તેઓ આ, વૃત્તાંત સાંભળી અત્યંત ખુશી થયા-થોડી વારે તેમાંથી એક શિષ્ય ગુરૂજી પ્રત્યે કહેવા લાગ્યો; હે મહારાજ,! મને એક શંકા ઉત્પન્ન થઇ છે તે આપ નિવારણ કરો.

# " चतुर्थ तरंग. "

## શિષ્ય સંશય અને તેનું નિવારણ.

**શિષ્ય**—હે ગુરૂજી મહારાજ! મનુષ્યો શું કર્મ કરવાથી સ્વર્ગ સ્થળને પામતા હશે તે કૃપા કરીને કહો.

**ગુરુજી**—હે સદ્ બુદ્ધે! જેની ઇશ્વર ભક્તિ ઉપર પ્રીતિ હોય છે તેઓ આવોજ પ્રશ્ન પુછે છે. તેં જે પ્રશ્ન પુછ્યો છે તે યથાર્થ છે તેનો ઉત્તર તું સ્વસ્થ ચિત્તે સાંભળ. આ, માનુષિ સૃષ્ટિમાં મહા બળવાન થઇ ચક્રવર્તિની પદવી મેળવી સુવર્ણના રથોમાં બેશી પોતાના શસ્ત્રોના પ્રતાપથી આ, સાતદ્વિપ વાળી પૃથ્વિને જીતી **રાજસુય** નામના યજ્ઞો કરે, અને તે યજ્ઞ સમયે પોતાના દેહે કરી જેટલી બને તેટલી મહેનત પોતેજ કરે યાચકોને માગ્યા કરતાં પાંચ પાંચ ગણું આપે, અને તેઓને સંતોષે તોજ સ્વર્ગ ગતિને પામે છે.

હેબુદ્ધિમાન્! જેઓએ આ પ્રમાણેના મોટામોટાયજ્ઞો કર્યાછે તેઓએ યજ્ઞકર્મના પુણ્યે સ્વર્ગાદિલોકનીપ્રાપ્તિ મેળવી છે. આ, તારાપ્રશ્નનોઉત્તર મેં તો કહ્યો હવે શું સાંભળવા ઇચ્છે છે?.

શિષ્ય—હે ગુરૂજી મહારાજ! આપે કહ્યું કે, રાજસૂયયજ્ઞના પ્રતાપે સ્વર્ગ ગતિને પમાય છે; તો તે યજ્ઞ કેવી રીતે થતો હશે તે કૃપા કરીને કહો.

**ગુરૂ**—હે શિષ્ય! ધન્ય છે તારી બુદ્ધિને અને આસ્થાને હું તારા શબ્દોથી ઘણોજ પ્રસન્ન થઇ જે ઉત્તર આપું તે સ્વસ્થ ચિત્તે સાંભળ.

# “ पंचम तरंग. ”

## રાજા દેવદત્તની રાજ્ય સ્થિતિ.

**ગુરૂજીએ સિષ્યનો સંશય નિવારણ કરવાનો આરંભ કર્યો.**

ગુરૂ—હે શિષ્ય તારી, રાજસૂય યજ્ઞ કેવી રીતે થનો હશે તે સાંભળવાની ઇચ્છા થઇ છે તો તું સાંભળ. **રાજસૂય** યજ્ઞ કરવો ઘણોજ કઠીન હોય છે. તેમાં અનેક પ્રકારનાં વિઘ્નો આવી પડે છે. એટલુંજ નહીં પણ તેમાં જે જે ઉપયોગી વસ્તુઓ જોઇએ છે તે, તે, મળવી ઘણીજ મુસ્કેલ પડે છે. પોતાનાથી મોટા હોય છે તેઓ આપણને જીતવાની ઇચ્છા રાખે છે, તેમાં અસંખ્યા સંખ્ય લક્ષ્મીનો વ્યય થાય છે. કિર્તી પણ તેવીજ મેળવવી પડે છે. ધર્મ પ્રમાણે ચાલવું પડે છે. અનેક દૈહિક દુઃખો ભોગવવાં પડે છે. આ, શિવાય બીજાં અનેક દુઃખો પડે છે. તથાપિ રાજ્યલક્ષ્મીના લોભેકરીને કેટલાએક અસહ્ય દુઃખો વેઠીને આવા યજ્ઞો કરે છે, તેમાંના એકનો ઇતિહાસ તું સાંભળ.

પૂર્વે સંઆવતી નગરીમાં મહાન્ પવિત્ર **મણિદત્ત** નામનો એક રાજા હતો. તેને દેવદત્ત, **ભગદત્ત, વામદત્ત, લક્ષદત્ત,** અને **રામદત્ત** આવા પાંચ પુત્રો હતા. તેઓ સર્વે ઐક્યતાથી વડીલ બંધુ **દેવદત્ત**ની આજ્ઞાનું સાર વર્ત્તતા હતા. તેવીજ રીતે પ્રજા પણતેમને પિતાતુલ્ય ગણતી હતી. તેને કોઇ શત્રુ નહોતું, તેમ કોઇને તે શત્રુ નહોતો. **દેવદત્ત** સઘળી પ્રજાનો પુત્રવત્ સત્કાર કરતા, **ભગદત્ત** સર્વેનું પાલણપોષણ કરતા **વામદત્ત** મનુષ્યોના અરસપરસ શત્રુઓના નાશ કરતા, **લક્ષદત્ત** સર્વ પ્રજાને અને પોતાના કુટુંબીઓને ધર્મનો ઉપદેશ કરતા; **રામદત્ત** સર્વેને નમ્રતા અને વિવેક બુદ્ધિ રાખવાનું શીખવતા હતા. આથી સર્વ પ્રજાને ક્લેશ તથા ભય સ્વપ્નમાં પણ રહેતો નહીં અને પ્રખ્યાત કીર્ત્તિ મેળવતા હતા.

**દેવદત્ત**નાં સારાં આચરણોથી તેના રાજ્યમાં ચારે વર્ણ પોતપોતાના ધર્મ પ્રમાણે આચરતી. બ્રાહ્મણો ત્રિકાળ સંધ્યાદિક નિત્ય કર્મ હમેશાં કરતા, ક્ષત્રિઓ પોતાનો ક્ષાત્ર ધર્મ બજાવતા,

વૈશ્યો વેહેપાર રોજગાર ધર્મ પ્રમાણે કરતા અને શુદ્રો, સર્વની સેવા સારી રીતે બજાવતા. સઘળી પ્રજામાં યજ્ઞ યાગ કરવાનું કામ સારી રીતે ચાલતું હતું. ગાયોની રક્ષા, ખેતીવાડી, વ્યાપાર વિગેરે સારી રીતે વૃદ્ધિ પામેલાં હતાં. દેવદત્તને બીજા કેટલાક રાજાઓ ખંડણી આપતા હતા. તેમ તેનો દેશ સારી વૃદ્ધિ પામ્યો હતો. રાજાને, સર્વ પ્રજા માતાપિતા રૂપ માની તેમના ઉપર પ્રીતિ ભાવ રાખતી હતી. તેના રાજ્યમાં સર્વ બ્રાહ્મણોનું પાલન થતું હતું.

આવી રીતનો રાજ્ય વહીવટ ચાલતો જોઇ દેવદત્તે પોતાના ભાઇઓને, કારભારીઓને અને બીજા કેટલાકોને ન્યાય મંદીરમાં બોલાવી કહ્યું કે હે ભાઇઓ! મને રાજસૂય યજ્ઞ કરવાની ઇચ્છા થઇ છે તો, તેમાં આપ સર્વની શી ઇચ્છા છે ને કહો!

સર્વે એકત્ર વિચાર કરી બોલ્યા; હે રાજન્! તમોને આપણા વડીલશ્રીનું રાજ્યપદ પ્રાપ્ત થયું છે અને આપ યજ્ઞ કરીને ચક્રવર્તીપણું મેળવવાની ઇચ્છા ધરાવો છો તે પણ અતિ શ્રેષ્ટ છે. હાલમાં આપની સ્થિતિ આવો યજ્ઞ કરો તેવી છે, અને તેથી આપને અંતે સર્વ જીતપણું પ્રાપ્ત થશે. અમે સર્વે ભાઇઓ, તેમજ આ સર્વ પ્રજા આપની આજ્ઞાનુસાર ચાલવા તન, મન, અને ધને કરીને બંધાએલી છે, માટે હે વડીલ શ્રેષ્ટ તમો કોઇ પણ રીતે શંકા ન લાવતાં તે યજ્ઞ કરવામાં તમારૂં મન પ્રવર્ત્ત કરો.

આ પ્રમાણેનાં આનંદયુક્ત વચનો સાંભળી દેવદત્ત ચક્રવર્તી થવાની ઇચ્છાથી મનમાં લજ્જાઇ યજ્ઞ કરવાની મરજી કરતો સર્વની સમક્ષ બોલ્યો; હે સર્વ સભાજનો! મને રાજસૂય યજ્ઞ કરવાની જે મરજી થઇ છે તે ફળીભૂત થાય એવો રસ્તો બતાવો.

રાજાનું આવું બોલવું સાંભળી સર્વ સભાજન વિચાર કરી કહેવા લાગ્યા કે–હે રાજન્! આ હકીકત તમો તમારા ગુરૂને નિવેદન કરો. કારણ તેઓએ આ સૃષ્ટિમાં મનુષ્યનો દેહ ધારણ કર્યો છે છતાં ઇશ્વરરૂપ અને ત્રિકાળ જ્ઞાની છે માટે તેમની પ્રથમ આજ્ઞા લેઇ તેઓ કહે તેમ કરવું એવું અમોને યોગ્ય લાગે છે.

આ પ્રમાણેનું સર્વે સભાજનનું બોલવું સાંભળી તુરતજ પોતાના ગુરૂ કે જેઓ હિમગીરી પ્રત્યે રહેતા હતા ત્યાં ઘણા વેગે

ચાલે એવા શ્વેત અશ્વો જોડી રથ તૈયાર કરાવી પોતાના એક દુતને તેડવા સારૂ મોકલ્યો.

---

# "ગુરુ નાગનાથજીનું આવા ગમન."

બીજે દિવસે સૂર્યાસ્તસમયે દૂત હિમગીરીપ્રત્યે ગુરૂસ્થાને જઈ પહોંચ્યો; અને પોતાને આવવાનું શું પ્રયોજન છે વિગરે હકીકત કહી તેમની સામે બેઠો. સૂર્યાસ્ત સમય થયો છે જાણી ગુરૂ **નાગનાથજી**એ આવેલા દુતને રાત્રી નિર્ગમન કરી પ્રાત:કાળમાં જવાનું જણાવ્યું. તે પ્રમાણે પ્રાત:કાળમાં સ્નાન સંધ્યાદિક નિત્ય કર્મ પરવારી દૂત સહ વર્ત્તમાન ગુરૂજી રથમાં બેશી **દેવદત્ત**ની નગરી આગળ આવી પહોંચ્યા

આ સમયે રાજા ગુરૂજીની રાહ જોઇ બેઠો હતો તેણે વેગ જેથી પોતાના રથને આવતો દીઠો કે તુરતજ નીચે ઉતરી પોતાના ભાઈઓ તથા નગરના હજારો માણસો સાથે ગુરૂજીને લેવા વાગતે ગાજતે પોતાના નગરમાંથી બહાર નીકળ્યો. એટલામાં તો રથ છેક નજીકમાં આવી પહોંચ્યો. અદર સત્કારથી ગુરૂજીને પોતાના મહેલે લાવી અર્ધ્ય, પાદપુજન, અર્ચન અને ભોજન વિગરે કરાવી શ્રમ કર્યો; અને પોતાને રાજસૂય યજ્ઞ કરવો છે તેની સલાહ માગવા ગુરૂજીના સન્મુખ હાથ જોડીને બેઠો.

**ગુરુ નાગનાથજી**—હે રાજન્! તમે જે યજ્ઞ કરવાનો વિચાર રાખો છો તે શ્રેષ્ઠ છે. પરંતુ આ સૃષ્ટિમાં તમારા જેવા બીજા રાજાઓ છેકે કેમ અને તેઓ સઘળાઓને તમે જીતશો કે કેમ વિગરેનો પ્રથમ વિચાર કરવાની જરૂર છે. કારણ પૃથ્વિના તમામ રાજાઓને જીત્યા શિવાય આ, યજ્ઞ થઇ શકે એવો નથી. તો તમો ચક્રવર્તિ પણાને કેવી રીતે પામશો તેનો તમે વિચાર કર્યો છે કે કેમ?

પુર્વે જીતવા યોગ્ય શત્રુઓને જીતવાથી **માંધાતા**, **શરણે** આવેલાઓનું પાલન કરીને **ભગીરથ**, તપના બળે કરીને **સહસ્રાર્જુન**, પોતાના બળે **ભરત** અને સમૃદ્ધિએ કરીને **મરુત** રાજા એ,

સર્વેએ એકએક ગુણે કરીને સામ્રાજ્યપદવી મેળવી હતી અને તમે તો એ, પાંચે ગુણોએ કરીને સામ્રાજ્ય પદવી મેળવવાની ઇચ્છા રાખો છો તો, તમે કોઇ પણ રીતે મનમાં મુંઝાયા શિવાય હવે પૃથ્વિના સર્વ રાજાઓને જીતવાને લશ્કરી તૈયારીઓ કરી સર્વેને જીતવા જવાની આજ્ઞા આપો. આવી રીતનાં ગુરૂજીનાં વચનો સાંભળી રાજા દેવદત્તે પૃથ્વિના તમામ રાજાઓને જીતવા પોતાના ભાઇઓ અને પ્રધાનાદિકોને જોઇતો લશ્કરી સામન સોંપી યુદ્ધે જવાની આજ્ઞા આપી પોતે યજ્ઞની તૈયારીઓ કરાવવામાં ગુંથાઓ અને ગુરૂ **નાગનાથજી** પણ રાજાને અનુકુળ સલાહ આપી સમાધિયુક્ત થયા.

## “ षष्ठम तरंग. ”

### “ देवदत्तना भाईओनु युद्ध गमन. ”

વડીલબંધુ દેવદત્તની આજ્ઞાનુસાર સર્વે ભાઇઓ તથા પ્રધાનાદિકો પ્રથમ પૂર્વદિશામાં ગયા; ત્યાં જઈ **सुमंत पृथग्रीव, वालमुल** વિગેરે અનેક મહાન્ પરાક્રમી રાજાઓ સાથે યુદ્ધ કરી તેઓને જીતી તેમની લક્ષ્મી અને લશ્કરી સામાન લેઈ ત્યાંથી દક્ષિણદિશામાં ગયા. તેઓએ પોતે, જે જે રાજાઓને જીત્યા હતા તેમાંની કેટલાકોને પોતાની સાથે રાખ્યા હતા દક્ષિણદિશાની હદ ઉપર **कालीकान**ગરી કે જેનું સૌભાગ્ય ઇંદ્રભુવન સમાન હતું તે નગરીનો અધિપતિ **चंद्रसेन** નામનો રાજા હતો; તેની સાથે દેવદત્તના ભાઇઓને સત્તર દિવસ સુધી મહાન્ યુદ્ધ થયું પરંતુ તેઓ તેને જીતી શક્યા નહીં. આખરે શું કરવું તેનો વિચાર કરવા રાત્રીએ સર્વ નિશ્ચિંતપણે એકત્ર થઇ બેઠા.

**चंद्रसेने** પોતે યોગ બળના પ્રભાવે મહાદેવજીને પ્રસન્ન કરી વરદાન મેળવ્યું હતું કે—કોઇપણ માણસ તેને યુદ્ધમાં જીતી શકે નહીં તેથી આ સઘળાઓ તેને જીતી શકતા નહીં.

સઘળાઓ એકત્ર થઇ અનેક પ્રકારના વિચારો કરવા લાગ્યા પણ તે સઘળા વ્યર્થ છે એમ તેઓએ જાણ્યું; તેથી દેવદત્તના ચારે

ભાઈઓ અત્યંત શોકાતુર થઈ નિઃશ્વાસ નાંખવા લાગ્યા. તેઓનાં હૃદય ભેદાઈ ગયાં; આંખોમાંથી અશ્રુઓની ધારાઓ ચાલવા લાગી, મુખમાંથી અરે પ્રભુ ! હવે શું કરીએ ? અમારો કોઈપણ રીતનો આરો રહ્યો નથી, આ, દેહ ક્ષણમાં પડી જશે ! વડીલબંધુની શી ગતી થશે ! અરે દૈવ ! તારા શિવાય અમોને આ, દુઃખમાંથી કોઈપણ મુક્ત કરે તેમ નથી. અરે પ્રભુ ! હમે તારા શરણે આવ્યા છીએ, તું શરણાગતનું રક્ષણ કરનાર છે. આવા શબ્દો બોલતાં રૂદન કરવા લાગ્યા. તેમના રડવાના શબ્દો આકાશને ભેદી નાંખે તેવા થવા લાગ્યા.

આ રૂદનનો શબ્દ આકાશચારી, રાજા દેવદત્તનો અંગત મિત્ર કે જેનું નામ શાક્રજીત હતું તે પોતાના કાર્ય પ્રસંગે આકાશ માર્ગે થઈ જતો હતો તેણે સાંભળ્યો તેને દયા આવવાથી તે પૃથ્વિ ઉપર જ્યાં આ, રૂદન થતું હતું ત્યાં આવી પહોંચ્યો તો તેણે આ ઠેકાણે પોતાના મિત્ર દેવદત્તના ભાઈઓને નિઃશ્વાસ નાંખી રૂદન કરતા દીઠા. તેઓને દુઃખી જોઈ પોતે દુઃખી થયો, અને દુઃખનું કારણ પુછવા લાગ્યો. દેવદત્તના ભાઈઓએ પોતાના દુઃખનું કારણ કહી બતાવ્યું. તે સાંભળી શાક્રજીત બોલ્યો; ભાઈઓ ! તમો કોઈ રીતે ગભરાશો નહીં. હું તમોને તેનો રસ્તો બતાવું છુ તે પ્રમાણે તમો ચાલશો તો તમારૂં કાર્ય ફત્તેહમંદ થશે; પણ હલમાં મારે એક અત્યંત જરૂરનું કામ છે તે કરી ઉતાવળથી પાછો આવું એટલા વખત સુધી તમો સર્વ હું બતાવું તે જગા ઉપર બેશી એક ચિત્તે ભગવાનના નામનું સ્મર્ણ કરો. એટલું કહી શાક્રજીત તેઓને બેસવાનું સ્થાનક બતાવી પોતાના કાર્ય માટે આકાશ માર્ગે ચાલતો થયો.

શક્રજીતના ગયા પછી સર્વ તેના બતાવ્યા પ્રમાણે બેશી ભગવાનનું સ્મર્ણ કરવા લાગ્યા. સૂર્યોદય થતાં શક્રજીત મહાદેવજી તથા તેઓના ગણોને સાથે લેઈ દેવદત્તના ભાઈઓને જે જગા ઉપર પોતે બેસાડ્યા હતા ત્યાં આવી પહોંચ્યો.

મહાદેવજી આ સર્વેને જાપ કરતા જોઈ પ્રસન્ન થયા અને વરદાન માગવાને દેવદત્તના ભાઈઓને કહ્યું. એટલે તરતજ શાક્રજીત પોતાના મિત્રના ભાઈઓના બોલતાં પહેલાં પોતે બોલ્યો કે હે મહારાજ ! જો તમો આ સઘળાઓ ઉપર પ્રસન્ન થયા હો તો, આ

સમ્રળાઓનો રાજા અને મારો મિત્ર દેવદત્ત છે તેને તમો ચક્રવર્તીપણું નિર્વીઘ્ને પ્રાપ્ત થાય તેવું વરદાન આપો.

આ પ્રમાણેનું વરદાન માગી શાક્રજીત મહાદેવજીના સામે ઉભો રહ્યો. મહાદેવ પોતે વિચાર કરે છે કે—મે આ, ચંદ્રસેનને તેને કોઇપણ માણસ યુદ્ધમાં જીતી શકે નહીં તેવું વરદાન આપ્યુંછે અને અહીં મારો ભક્ત આ પ્રમાણેનું વરદાન માગે છે હવે મારે શું કરવું ! આવો વિચાર કરતાં કહેવા લાગ્યા કે-હે શાક્રજીત ! તું મારો પરમભક્ત છે અને તેં મારી પાસેથી આ દેવદત્તના ભાઇઓનું કાર્ય કરવામાટે જે વરદાન માગ્યું તે મારે આપવું જોઇએ. અને પ્રથમ જે મેં આ ચંદ્રસેનને વરદાન આપ્યું છે તે પણ મિથ્યા થાય નહીં તેમ મારે કરવું જોઇએ. તો હે ભક્ત ! તારો મિત્ર દેવદત્ત નિઃશંકપણે ચક્રવર્તીપણાને પામશે પણ આ દેવદત્તના ભાઇઓ ચંદ્રસેનને યુદ્ધમાં જીતી શકશે નહીં માટે તેનો તને એક ઉપાય બતાવું છું તે એકે ચંદ્રસેન પોતે મારો પરમભક્ત છે માટે તેની પાસે તું જા; અને તેને એમ કહે કે મહાદેવજીએ કહ્યું છે કે-તારી સાથે યુદ્ધ કરવા આવેલા દેવદત્તના ભાઇઓની સાથે સગાઇ સંબંધી વરતી તેઓને જોઇતી મદદ આપી તેમનું કાર્ય જેમ બને તેમ તારે કરવું; આટલું કહીશ કે તે તારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખશે અને તે પ્રમાણે કરશે. એટલુંજ નહીં પણ આ, એક લાકડી આપું છું તે હે ભક્તો ! [ દેવદત્તના ભાઇઓને ] તમો તમારી પાસે રાખજો; જ્યારે બીજા રાજાઓ સાથે યુદ્ધ કરતાં હારવાનો વખત આવે ત્યારેજ તેનો તમે ઉપયોગ કરજો. તે, એવી રીતે કે-જે મનુષ્યના શરીરે તમો ચાર ભાઇઓમાંથી એક જણ આ લાકડી અડકાડશોકે તુરતજ તે તમારે શરણે થઇ તેની પાસે જે કાંઇ હશે તે સર્વ આપી તમારી કુંમકે રહી બીજા કેટલાકોને જીતી તમારૂં તમામ કાર્ય સફળ કરશે. આટલું કહી મહાદેવજીએ એક લાકડી દેવદત્તના ભાઇઓને આપી. તે લઇ સર્વ પ્રસન્ન થઇ મહાદેવજીના ચરણકમળમાં પોતાનાં મસ્તકો મુકી વારંવાર પ્રણામ કરવા લાગ્યા.

મહાદેવજી–હે શાક્રજીત ! તારા મિત્ર દેવદત્તને આખી પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત થાય કે તુરતજ આ, મારી આપેલી લાકડી તારે મને સોંપી જવી આટલું કહી તુરતજ સર્વના દેખતાં મહાદેવજી

ત્યાંથી પોતાના સ્થાનક કૈલાસપ્રત્યે ગયા.

ગુરૂ—હે શિષ્યો ! ઉપર પ્રમાણે વરદાન મેળવી દેવદત્તના ભાઇઓ મહાદેવજીની આપેલી લાકડી લેઇ શક્રજીત સાથે ચંદ્રસેન પાસે ગયા. શક્રજીતે મહાદેવજીના કહ્યા પ્રમાણે ચંદ્રસેનને હકીકત કહી. તેને શાંત પાડી દેવદત્તના ભાઇઓની સાથે જવાને કહ્યું.

શક્રજીત મહાદેવજીનો સંદેશો લાવ્યો છે તે ખરોજ હોવો જોઇએ એમ ધારી ચંદ્રસેન દેવદત્તના ભાઇઓ અને શક્રજીતની સાથે સલાહ સંપથી મહા આનંદ પામી ત્યાંથી પશ્ચિમ દિશામાં ચાલ્યા. ચાલતાં ચાલતાં પશ્ચિમ દિશામાં લક્ષ્મીસેન રાજાની મૈનાકપુરી મધ્યે જઇ ચડ્યા. આ મૈનાકપુરી એવી તો શોભાયમાન હતી કે તે જોઇને તરતજ સર્વ કોઇને મોહ ઉપજતો હતો. સર્વ અન્યોઅન્ય પૂછવા લાગ્યા કે અહો ! આ નગરીની બહારની શોભા તો જુઓ ! સાક્ષાત્ ઇંદ્રભુવન સમાન છે, તો અંદરથી તો કેવું જાણે કેવીજ હશે !

એટલું બોલતાં સર્વે નગરીમાં જવા તૈયાર થઇ ચાલ્યા. ચાલતાં ચાલતાં નગરીના દરવાજા આગળ આવી પહોંચ્યા. જેવા દરવાજામાં જવા જાય છે કે, બારણા આગળ એક મોટો હાથી તે સર્વની દ્રષ્ટિએ પડ્યો. તેને જોવા સારૂ સર્વે તેની નજીકમાં ગયા. હાથીએ સર્વને માન્ય આવકાર આપી પુછ્યું કે તમો કોણ છો ? ક્યાંથી આવો છો ? ક્યાં જાઓ છો ? અને અહીં અમારી નગરીમાં કેમ આવ્યા છો તે કહો ?

હાથીનું આવું બોલવું સાંભળી સર્વ આશ્ચર્યતાથી બોલ્યા; અમો સર્વ અમારા રાજાનું હિત કરવા પૃથ્વિના રાજાઓને જીતવા સારૂ નીકળ્યા છીએ અમો પ્રથમ પૂર્વ દિશાના તમામ રાજાઓને જીતી ત્યાંથી દક્ષિણ દિશામાં જઇ ત્યાંના રાજાઓને જીતી તમારી નગરીમાં તમારા રાજાને જીતવા આવ્યા છીએ આ પ્રમાણેનું સર્વનું બોલવું સાંભળી હાથી બોલ્યો; અરે ! તમો અમારા રાજાને જીતવા સારૂ આવ્યા હો તો પ્રથમ મારી સાથે યુદ્ધ કરી મને હરાવી આગળ જાઓ તે શિવાય અહીંથી આગળ તમારાથી એક ડગલું પણ ભરાશે નહીં. આવાં હાથીનાં વચનો સાંભળી સર્વે એક બીજાને

આશ્ચર્યતાથી કહેવા લાગ્યા કે આ પશુ જાતીને આપણા મનુષ્યના સરખી વાચા છે એ કેવું ! આ હાથી આપણા સર્વની સાથે યુદ્ધ કરશે, અને તેમાં જીતીશું તોજ આગળ જવા પામીશું નહીં તો અહીંથીજ પાછા ફરવું પડશે. માટે પ્રથમ વિચાર કરીને તેની સાથે યુદ્ધનો આરંભ કરીએ. આપણને શ્રી શંકરનું વરદાન છે તેથી આપણે તેને તો શું પણ તેના રાજા તેમજ સર્વ પૃથ્વિના રાજાઓને જીતીએ એવી આપણી સ્થિતિ થઇ છે, તો, હવે કોઇપણ રીતે ગભરાયા શિવાય તેની સાથે યુદ્ધનો આરંભ કરીએ. આટલું કહી સર્વે એકી વખતે હાથી સાથે યુદ્ધ કરવા લાગ્યા. તે હાથીમાં એક હજાર મનુષ્યોનું બળ હતું. તેણે દેવદત્તના ભાઇઓ અને તેના સૈન્ય સાથે એકત્રીસ દિવસ સુધી યુદ્ધ કર્યું. અને અંતે એક દુર્બળ અશક્તવાન મનુષ્યથી તે હસ્તીનું મૃત્યુ થયું. તેના મરણ વખતે આકાશ વાણી થઇ કે હવે આ નગરીના રાજા લક્ષ્મીસેનનું અહીત થશે માટે તેણે સાવચેત રહેવું જોઇએ. આવી આકાશ વાણી સાંભળી રાજા અને પ્રજા નિઃશ્વાસ નાંખવા લાગ્યા અને નિરાશ થઇ શોકથી વિચારયુક્ત થયા.

આ સમયનો લાભ લેઇ દેવદત્તના ભાઇઓએ લક્ષ્મીસેનને સમયસૂચકતા વાપરી પોતાના કબજે કરી શરણે થવાને ફરજ પાડી. રાજા નિરાધાર થવાથી શરણે ગયો લક્ષ્મીસેન શરણે જતી વખતે પોતાના પ્રાણાધાર **મરુતહસ્તી**નો શોક કરવા લાગ્યો આખરે દેવદત્તના ભાઇઓ લક્ષ્મીસેનને તેની લક્ષ્મી વિગેરે સામાન સાથે લેઇને મેતાક નગરીનો ત્યાગ કરી ઉત્તર દિશા તરફ ચાલી નીકળ્યા.

## सप्तम तरंग.

### " मरुत हस्तिनो संशय अने तेनुं निवारण. "

રાજા દેવદત્તનું સૈન્ય ઉત્તર દિશા તરફચાલે છે તેવા પ્રસંગે **ભગવત્તે** લક્ષ્મીસેનને મરુતહસ્તિના મૃત્યુથી મહા શોક કરવાનું કા-

રણ પૂછ્યું. જેથી તેણે જણાવ્યું કે—મેં બ્રહ્માજીની તપશ્ચર્યા કરી તેમની પાસેથી મારૂં રક્ષણ કરવા એક હસ્તીને માગ્યો હતો; તેથી બ્રહ્માએ પ્રસન્ન થઈ મારા રક્ષણ સારૂ મને એક હસ્તી મળશે અને તેને એક દુરબળ અશક્તિવાન મનુષ્ય મારશે ત્યારે તું જીવતાં મૃત્યુને પામીશ એમ કહ્યું હતું. પરંતુ એ બ્રહ્માજીના વચનને ભુલી ગએલો મેં, કોઇપણ પ્રકારનો વિચાર કર્યો નહીં તેને માટે શોક કરતો હતો. આવાં લક્ષ્મીસેનનાં વચનો સાંભળી ભગદત્ત શાંત થયો. ચાલતાં ચાલતાં કેટલાક દેશો ઓળંગી શુદ્ધ ઉત્તર દિશામાં આવતાં તે દિશાની રાજ્યધાની કુંતલપુર નજીક જઇ પહોંચ્યા કુંતલપૂર લગભગ પાંચેક ગાઉ દુર રહ્યું ત્યારે તેઓને એક મોટા પહાડમાં થઇને જવાનો નજીકનો રસ્તો હાથ લાગ્યો. સર્વે તે રસ્તે થઇને જતા હતા તેવામાં એ પહાડની એક બાજુએ **પદ્મનાભ** નામના મહાત્માને એકાંતમાં બેઠેલા દીઠા. સર્વે તેમની પાસે જઈ નમસ્કાર કરી બેઠા. થોડીકવારમાં ઋષિ મહારાજ સમાધિમાંથી મુક્ત થયા તો, પોતાની પાસે અસંખ્યા સંખ્ય મનુષ્યોને હાથ જોડી બેઠેલા દીઠા. આ સર્વેના તરફ મહાત્માએ દૃષ્ટિ કરી; તેમાં મહા શોકમાં નિમગ્ન થએલા લક્ષ્મીસેનને દીઠો. તેને જોઇ મહાત્મા બોલ્યા કે—હે ભાઇઓ! તમો અહીં શા સારૂ આવ્યા છો અને તમારામાં આ એકજ પુરૂષ શોકમાં નિમગ્ન થએલો દેખાય છે તેનું શું કારણ છે તે કહો? આવાં ઋષિવર્ય પદ્મનાભજીનાં વચનો સાંભળી રાજા દેવદત્તના ભાઇઓ બોલ્યા; મહારાજાધિરાજ! અમો સર્વે અમારા વડીલ બંધુનું હીત કરવા પૃથ્વિના તમામ રાજાઓને જીતવા નિકળ્યા હતા તે ત્રણે દિશાઓના રાજાઓને જીતી આ છેલ્લી ઉત્તર દિશાની રાજ્યધાની કુંતલપુરના રાજાને જીતવા સારૂ જઇએ છીએ; અને આ અમારામાં શોકમાં નિમગ્ન થઇ બેઠેલો લક્ષ્મીસેન નામનો રાજા છે. અમે તેના એક હાથીને પ્રથમ માર્યો અને પાછળથી તેને જીત્યો છે તેથી તે પોતાના હસ્તીના મૃત્યુનો શોક કરે છે. આટલું કહી સર્વે બોલ્યા શિવાય બેસી રહ્યા.

લક્ષ્મીસેને પોતાનો પ્રાણાધાર **મદત્ત** હસ્તી પૂર્વે કોણ હતો અને શા કારણથી પોતાને ઘેર આવ્યો હતો, તેમજ તેને એક દુર્બળ અને અશક્તિવાન મનુષ્યે શા કારણથી માર્યો તે જાણવાને

મહાત્મા પદ્મનાભને વિનંતિ કરી.

રાજા લક્ષ્મીસેનનું દિનતા ભરેલું બોલવું સાંભળી મહાત્મા પદ્મનાભ બોલ્યા કે—હે ભાઇ! હું તારી સઘળી શંકાનું નિરાકરણ કરૂંછું તે તું સ્વસ્થ થઇ સાંભળ.

આટલું કહી મહાત્મા સમાધિસ્થ થયા. એક મુહુર્ત માત્રમાં સમાધિથી નિવર્ત થઇ કહેવા લાગ્યા કે—

હે પ્રિય લક્ષ્મીસેન અને અન્ય મનુષ્યો! હું જે હકીકત કહું તે તમો સર્વ એક ચિત્તે સાંભળો. આ, લક્ષ્મીસેનનો મરૂતહસ્તિ પૂર્વ જન્મે એક બ્રહ્મુલાક્ષ નામની નગરીમાં ઉત્તમ વૈશ્ય જાતિમાં શરભ નામથી જન્મેલો હતો. એ નગરી મનુષ્યો અને દેવતાઓને અતિ પ્રિય હતી. તે નગરીમાં વસતા મનુષ્યોને શોક, ખેદ અને ભય તે-માંનું કાંઇ પણ હતું નહીં. માત્ર આ એક શરભજ દુષ્ટ સ્વભાવનો હતો. તે કોઇપણ પ્રાણીનું સારૂં ઇચ્છતો નહીં. એક સમયે, તે, પોતાનાં દુષ્ટ કર્મના યોગે ચિત્તભ્રમણ થવાથી તે નગરીનો પરિત્યાગ કરી તેની દક્ષિણ દિશાએ ચાલી નીકળ્યો. ચાલતાં ચાલતાં ત્યાંથી થોડેક દૂર ગયો તો ત્યાં એક **ચંદ્રલેના** નામની નદી વહેતી હતી તેના કિનારા ઉપર જઇ બેઠો. આ વખતે મધ્યાન્હ કાળનો સમય થયો હતો. તેવામાં તે નદી ઉપર **બ્રહ્મદત્ત** નામના મહર્ષિવર્ય સંધ્યા વંદન કરવા સારૂ આવી પહોંચ્યા. તેઓ પોતાનાં વસ્ત્ર કિનારા ઉપર મુકી જળમાં નહાવા ગયા. ઉંડા જળમાં નાહી સૂર્ય નારાયણનું ઉપસ્થાન કરતા હતા તે પ્રસંગનો લાભ લેઇ ચિતભ્રમિત **શરભ** ( મરૂત હસ્તિ ) રૂષિનાં વસ્ત્રો લેઇ ત્યાંથી ચાલ્યો ગયો.

રૂષિ સંધ્યાવંદન કરી જળમાંથી બહાર નીકળી પોતાનાં વસ્ત્રો જ્યાં મુકયાં હતાં ત્યાં આવ્યા, અને જુએ છે તો મુકેલી જગોએ વસ્ત્રોને દીઠાં નહીં. શરીર, પાણી અને વાયુવડે કરી કંપતું હતું તેવા રૂષિવર્યે શ્રાપ આપ્યો કે—મારાં વસ્ત્રો જે મદોન્મત્તે હરણ કર્યા હોય તેને મહા અગાધ વનને વિષે મદોન્મત્ત હસ્તિની જાતીમાં જન્મ થજો; અને ક્ષણીકમાં તે અહીં મારી પાસે આવો. આવો શ્રાપ થતાંજ તે **શરભ** ( મરૂત ) વાયુ વેગે જ્યાં રૂષિ બ્રહ્મદત્ત નદી કિનારે ધ્રુજતા હતા ત્યાં વસ્ત્રો સહીત આવી પહોં-ચ્યો. તેની પાસેથી રૂષિવર્યે પોતાનાં વસ્ત્રો લેઇ પહેરી લીધાં અને પ્રીતે જે શ્રાપ આપ્યો હતો તે તેને કહી સંભળાવ્યો.

પોતાને હસ્તિનો જન્મ થશે તે સાંભળી **શરભ** ઘણોજ દુઃખી થઇ ગયો. અને પોતે જે દુષ્ટ કર્મ કર્યું હતું તેને માટે આકુળ વ્યાકુળ થતો પશ્ચાતાપ કરતો રૂષિ પાસે ક્ષમા માગતો શ્રાપનો અનુગ્રહ માગવા લાગ્યો.

આ વખતે મહાત્મા બ્રહ્મદત્તનો ક્રોધ શાંત થયો હતો. તેમણે પોતાને શરણે આવેલા **શરભ**ને પશ્ચાતાપ કરતો જોયો; તેથી દયા લાવી રૂષિ બોલ્યા કે હે **શરભ**! અમો રૂષિઓનો શ્રાપ કદિ કાળે મિથ્યા થતો નથી તો મારો શ્રાપ પણ કેવી રીતે મિથ્યા થાય! પણ તું મારે શરણ આવ્યો છું તેથી શ્રાપનો અનુગ્રહ કરૂં છું કે, તું હસ્તિનો જન્મ લેઇશ ત્યારે પ્રભુને પ્રસન્ન કરવા સારૂ જળાશયો માંથી કમળોનાં પુષ્પો લાવી શ્રી હરિનું સ્તવન કરતો જે ઠેકાંણે દેવાલયો હશે ત્યાં તે પુષ્પો નિવેદન કરીશ તે, પુન્યના પ્રતાપે તું મહાન્ લક્ષ્મીસેન રાજાને ત્યાં મનુષ્યોના જેવી વાચા મેળવી જઇશ. તને રાજા અને પ્રજા સર્વ દેવ તુલ્ય માનશે. અને તું તે રાજાનું હંમેશાં હિત કરીશ. તે વખતમાં તેં આજન્મમાં જેમ મને દુખી કર્યો છે અને એક નિરપરાધી, દુર્બળ, અશક્તિવાન મૃગને માર્યો છે તે પાપના યોગે કરી તને તે, મનુષ્યનો જન્મ લેઇ પોતાની દુર્બળ સ્થિતિએજ મારશે અને તારૂં મૃત્યુ થશે.

આટલું કહી રૂષિ સમય વ્યતિત થવાથી પોતાના સ્થાનકે ગયા; અને **શરભ** પણ પોતે પોતાના ગૃહ પ્રત્યે જઇ રૂષિનો શ્રાપ થયો છે તેથી હસ્તિની યોની પ્રાપ્ત થશે એમ નિશ્ચય માંની ઇશ્વરનું સ્તવન કીર્તન કરતાં મૃત્યુની રાહ જોવા લાગ્યો. એમ કરતાં દૈવ પ્રતિકુળ થયો કે તરતજ તેનો દેહાંત થયો.

કેટલાક વખતે **શરભ** કાલકુટ નામના પર્વત ઉપર કે જ્યાં આગળ ક્વચીતજ મનુષ્ય આવી શકે છે તેવા અગાધ વનમાં હસ્તિની ગતીને પામ્યો. હે રાજન્! શરભ એવી રીતે હસ્તિની ગતીને પામી દુઃખી થતો મહા અરણ્યમાં ફરવા લાગ્યો. કેટલાક દિવસો વિતી ગયા પછી એક દીવસે તું મૃગયા રમવા વનમાં ગયો, ત્યાં ઘણા પશુઓનો વધ કરી તૃષાક્રાંત થવાથી જળાશયને ખોળતો ચાલતો હતો; તેવામાં તારી નજરે એક સરોવર પડ્યું. ત્યાં જઇ વડના ઝાડ નીચે તારો ઘોડો બાંધી જળપાન કરી વિશ્રાંતિ લેવા બેઠો હતો. તેવામાં એક મહા સુંદર મૃગ તારી દ્રષ્ટિએ પડયો. તેનો

વધ કરવાની તારી ઇચ્છા થઇ. તું તરતજ તારૂં ધનુષ્ય તૈયાર કરી સજ્જ થયો અને તેના ઉપર બાણ સાંધ્યું, તે બાણ તેના ઉદર-ના મધ્યે જઇ વાગ્યું. રૂધીરનો શ્રાવ ચાલ્યો; છતાં બાણ સાથે "શ્રીહરિ, શ્રીહરિ" એવા શબ્દો બોલતો મહા વેગે ત્યાંથી દોડયો. તેને નાસતો જોઇ હે રાજન્! તું પણ તેના આશ્ચર્યકારક મનુષ્યના જેવા શબ્દો સાંભળી તેની પાછળ તારા ઘોડા ઉપર બેશી મહાવેગે ચાલ્યો. મૃગ એક વનથી બીજા અને બીજાથી ત્રીજા એમ ઉતા-વળો કયાંયે વેગળો ચાલ્યો ગયો. તું તેની પાછળ જતાં થાકી ગયો, મૃગ તારે હસ્ત આવ્યો નહીં તેથી નિઃશ્વાસ નાંખતો તે અગાધ વનમાં ઇશ્વરને સંભારતો એક વૃક્ષ તળે બેઠો. તેવામાં આ હસ્તિની જાતીમાં ઉત્પન્ન થએલો **મરુત** નામનો હસ્તિ ફરતો ફરતો તારી પાસે આવ્યો. અને જાણે આ વનમાં તારી આગતા સ્વાગતા કરતો હોય તેમ કરવા લાગ્યો. થોડીવારમાં તો તે મનુષ્યના જેવી વાણી બોલતો તને પ્રસન્ન કરવા લાગ્યો. તું તેના ઉપર પ્રસન્ન થયો અને તને, તેને ઘેર લેઇ જવાની ઇચ્છા થઇ. તેં તેને પૂછ્યું કે તમો આ હસ્તિની જાતીને વિષે ઉત્પન્ન થએલા કોઇ દેવ જેવા દેખાઓ છો તે તમો કોણ છો? અને મારા ઘર પ્રત્યે આવવા તમો ખુશી હો તો કૃપા કરીને મને કહો. હે રાજન્! તારાં આ પ્રમાણેનાં વ-ચન સાંભળી તે **મરૂત** પૂર્વના સંયોગે કરી પ્રસન્ન થતા મનથી તને કહેવા લાગ્યો કે હું ઇશ્વર ઇચ્છાથી આ હસ્તિની ગતીને પ્રાપ્ત થયો છું ને તમારે ઘેર આવવા ઘણોજ ખુશી છું. આવી રીતનું તે હ-સ્તિનું બોલવું સાંભળી તું તારા મનમાં તેને તારા ઘેર લેઇ જવાનો વિચાર કરવા લાગ્યો. એટલામાં તારી તપાસ સારૂ નીકળેલું તારૂં સૈન્ય તારા ઘોડાના પગલે પગલે ત્યાં આવી પહોંચ્યું. તને અને તારી પાસે ઉભેલા હસ્તિને જોઇ સર્વ આશ્ચર્ય પામ્યા કે અહીં રાજાની પાસે આ કયાંથી! સર્વેએ તને તેની હકીકત પુછી, અને તેં સર્વ હકીકત તેઓને કહી. થોડીવારે સર્વ વિશ્રાંતી લેઇ હસ્તિ સ-હવર્તમાન તારા ઘેર આવ્યા. હે રાજન્! મરૂત હસ્તિ તારા હસ્તગત શા કારણથી થયો, તે તું સાંભળ. પૂર્વે તે હસ્તિ બહુલાશ્ર નામની નગ-રીમાં **શરભ** નામથી વૈશ્ય જાતીમાં ઉત્પન્ન થયો હતો; ત્યાં તું પણ બ્રાહ્મણની જાતીમાં **લોમશર્મા**ને ત્યાં **દુષ્યંત** નામથી જન્મ્યો હતો. તારે અને તેને એવી મિત્રાચારી હતી કે—ગાત્ર તારો અને તેનો

દેહજ જુદો હતો. આવા વખતે તે શરભે ( મરતે ) તારી પાસેથી કેટલુંક દ્રવ્ય લેઈ પોતાનાં કેટલાંક કાર્યો કર્યાં હતાં. કેટલાંક વરસ વિત્યા બાદ તેં તેની પાસેથી તારૂં આપેલું દ્રવ્ય પાછું માગ્યું પરંતુ તે તેણે આપ્યું નહીં. એટલુંજ નહીં પણ તારી સાથે અસત દુષ્ટતાથી વર્તી તને પ્રાણાંત કરવાનો નિશ્ચય કર્યો હતો; પરંતુ તેમાં તેનું કાંઇ પણ વળ્યું નહીં. અને, અંતે "ખાડો ખોદે તે પડે" તે કહેવત પ્રમાણે તેને એક દુષ્ટ શિકારીએ મારી નાંખ્યો.

તારા અને તેના લેણદેણના સંબંધે, અને રૂષિ બ્રહ્મદત્તના શ્રાપે તે હસ્તિની જાતિમાં જન્મી તારૂં દેવું પુરૂં કરવા તેમજ તેં બ્રહ્માની તપશ્ચર્યા કરી હતી તેનાથી બ્રહ્માએ પ્રસન્ન થઇ તારૂં રક્ષણ કરવા તારે ઘેર આવવાની તેને પ્રેરણા કરી હતી તેથી તે તારી સાથે આવવા તૈયાર થયો હતો. તેમજ તેં પણ લોમશર્માને ત્યાં જન્મ લેઇ ઘણા ઘણા સાધુ સંતોને, તારાં માત પિતાને, સુહૃદો વિગેરેને સારી રીતે સંભાળ્યાં હતાં તેના પુણ્યે તું આ, જગોએ આવા લક્ષ્મી સહીત રાજ્ય પદવીને પામ્યો છું.

હવે મરૂત હસ્તિએ તારા દેવામાંથી મુક્ત થવા તારાં અનેક કામો કર્યાં અને છેવટનું દેવું પુરૂં થવા આવવાથી જ્યારે તારા ઉપર આ, દેવદત્તના ભાઇઓ તેના સૈન્ય સાથે ચઢી આવ્યા ત્યારે તેણે તે સઘળાઓ સાથે યુદ્ધ કરી તને બચાવી પોતે પૂર્વે જે દુર્બળ અને અશક્તિવાન મૃગને માર્યો હતો તે મૃગ આ, દેવદત્તના સૈન્યમાં મનુષ્યરૂપે દુર્બળ અને અશક્તિવાન થઇને આવ્યો હતો તેની એક મુષ્ટીના પ્રહારથી તે મરૂત હસ્તિ દેહાંત ગતિને પામી શ્રી હરિના સ્થાન પ્રત્યે ગયો.

મહાત્મા પદ્મનાભ કહે છે હે રાજન્! તેં મને પૂછ્યું હતું કે મરૂત હસ્તિ પૂર્વે કોણ હતો અને શા કારણથી તારે ઘેર આવ્યો હતો એટલુંજ નહીં પણ તેને એક દુર્બળ અને અશક્તિવાન મનુષ્યે શા કારણથી માર્યો તે સર્વનું મેં નિરાકરણ તારી પાસે કર્યું. હવે હે સર્વ સભાજનો તમો સર્વ આ પગ રસ્તે ચાલ્યા જાઓ કે તમારે જ્યાં જવાનું છે તે સ્થાન નજીકમાં આવશે. આટલું કહી મહાત્મા પદ્મનાભ ભગવાનનું ધ્યાન કરવા એક ચિત્ત કરવા લાગ્યા.

ઉપર પ્રમાણે રાજા લક્ષ્મીસેન મહાત્મા પદ્મનાભનાં વચનો સાંભળી ઘણો ખુશી થયો અને વિચાર કરવા લાગ્યો કે—લહેણા

દેણાંને માટે ગમે તેવા જન્મ લેઇ તે પુરૂં કરવુંજ પડે છે તો મારે પણ રાજા દેવદત્તનું દેવું હશે તે પુરૂં કરવુંજ જોઇએ, એમ માની મનમાં પ્રસન્ન થઇ દેવદત્તના ભાઇઓ સાથે ઉત્તર દીશાની રાજ્યધાની **કુંતલપુર** જઇ પહોંચ્યા. ત્યાંના રાજા **મણિચંદ્ર**ને જીતી સર્વ પોતાની નગરી **રંભાવતી** જવા નીકળ્યા. ગુરૂ કહે હે શિષ્યો! **મણીચંદ્ર**ને સાથે લેઇ સર્વને રંભાવતી તરફ વિદાય કરી **શક્રજીત** પોતાના મિત્ર દેવદત્તનું કાર્ય સિદ્ધ થયું માની પોતે મહાદેવજીએ આપેલી લાકડી લઇ કૈલાસ પ્રત્યે ગયો. ત્યાં જઇ મહાદેવજીને તેમણે આપેલી લાકડી સોંપી તેમની આજ્ઞા લેઇ પોતે પણ પોતાના સ્થાનકે ગયો.

શક્રજીતના ગયા પછી દેવદત્તના તમામ ભાઇઓ મહા હર્ષથી ઉતાવળા ઉતાવળા ચાલતા પોતાની નગરી રંભાવતીમાં આવી પહોંચ્યા.

# " अष्टम तरंग. "

## " દેવદત્તના યજ્ઞનો આરંભ. "

દેવદત્તના ભાઇઓએ અને બીજા કેટલાક રાજાઓએ પૃથ્વિના તમામ રાજાઓને જીત્યા તેથી મહા આનંદ પામતા સર્વે ઇશાન કોણમાં આવેલી દેવદત્તની રંભાવતી નગરીમાં આવી પહોંચ્યા.

રાજા દેવદત્ત પોતાના ભાઇઓના પરાક્રમથી અત્યંત ખુશી થયો. અને તેણે ઘણીજ ધામધુમથી યજ્ઞ કરવાનો પોતાનો નિશ્ચય કર્યો. બીજા દિવસે સૂર્યોદય સમયે નારાયણ સ્વરૂપ, પંડિતોને પણ અદ્રશ્ય, સ્થાવર તથા જંગમરૂપ, જગતમાં શ્રેષ્ટ, ભુત, ભવિષ્ય અને વર્તમાનને જાંણનાર દેવદત્તના ગુરૂ **નાગનાથજી** જેમ સૂર્યોદય થતાં રાત્રી નાશ પામી અંધારૂં મટી જાય છે તેમ સમાધિથી નિવૃત્ત થયા. ગુરૂજીને નિવૃત્ત થયા જાણી દેવદત્ત પોતાના ભાઇઓ સાથે ગુરૂ સન્મુખ હાથ જોડી ઉભો રહેલ; અને કહેવા લાગ્યા કે હે મહારાજ! આપની કૃપાથી આ સર્વ પૃથ્વિ મને વશ થઇ છે અને મેં દ્રવ્ય પણ પુષ્કળ મેળવ્યું છે માટે હે પ્રભુ! મને જે, રાજસૂયયજ્ઞ કરવાની ઇચ્છા થઈ છે તે આપ પરિપૂર્ણ કરાવો.

**ગુરૂ**—હે રાજન્! તને જે યજ્ઞ કરવાની ઇચ્છા થઇ છે તેનો તું આરંભ કર તે મારી આજ્ઞા એ કરી પરિપૂર્ણ થશે.

ગુરૂજીની આજ્ઞાનુસાર રાજા દેવદત્તે પોતાના ભાઇઓ સહીત બીજા કેટલાક રાજાઓને રાજસૂય યજ્ઞ કરવાની સર્વ સામગ્રીઓ પોતાના કુલ ગોર **સૌભરી** મુનીને પુછી તેઓ જેમ કહે તે પ્રમાણે ક્રમે કરીને લાવવાનું તથા બીજા અન્નાદિક મિષ્ટ પદાર્થો તૈયાર કરવા ને કહ્યું. રાજાની આજ્ઞા પ્રમાણે સર્વ સામગ્રીઓ તૈયાર કરાવી ભગદત્ત બોલ્યા; હે વડીલ બંધુ ! આપની આજ્ઞાનુસાર સર્વ સામગ્રીઓ તૈયાર થઇ ચુકી છે હવે આપની જેમ ઇચ્છા હોય તેમ કરો. આટલી વાત ચીત થાય છે એટલામાં પોતાના ગુરૂ સૌભરીને આવતાં દીઠા, કે તુરતજ તેમને તેડવા સારૂ સામા જઇ સતકાર પુર્વક લાવી આસન ઉપર બેસાડી શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે તેમનું પુજન અરચન કરી યજ્ઞમાં વરૂણ કરવા વિદ્વાન બ્રાહ્મણોને આમંત્રણ કરવા વિજ્ઞપ્તિ કરી. તે પ્રમાણે સૌભરીએ વિદ્વાન મંડળીને નિમંત્ર કર્યા. બીજે દીવસે સર્વ મંડળી ત્યાં આવી પહોંચી.

સૌભરીએ વિદ્વાન મંડળી સહીત રાજા દેવદત્તને તેની સ્ત્રી શતરૂપા સાથે પ્રથમ ગણપતિ પુજન, સ્વસ્તિઃ પુણ્યાહવાચન. નાંદી શ્રાદ્ધ વિગેરે કરાવ્યું. અને દેવદત્ત રાજસૂયયજ્ઞ કરી ચક્રવર્તિથાઓ આવો સંકલ્પ કરાવીને યજ્ઞનો આરંભ કરાવ્યો.

રાજા દેવદત્તે આ પ્રસંગ ઉપર આવવાને પૃથ્વિના પોતાના તાબાના તમામ રાજાઓને આમંત્રણ પત્રિકાઓ મોકલી હતી તે સર્વ આવી પહોંચ્યા હતા. બ્રાહ્મણો યજ્ઞનો આરંભ કરી વેદના મંત્રોના ઉચ્ચારો કરવા લાગ્યા. આ વખતે રાજા દેવદત્તની રંભાવતી નગરી સ્વર્ગ સમાન દેખાતી હતી. હંમેશાં આ યજ્ઞ નિમેત્તે દશ દશ હજાર બ્રાહ્મણોનાં ભોજન થતાં હતાં. દેશ પરદેશથી આવેલા સર્વ બ્રાહ્મણો તેમજ બીજાઓનો સારી રીતે સત્કાર થતો હતો. અનેક પ્રકારનાં દાનો અપાતાં હતાં. અને ઠેકાંણે ઠેકાંણે સર્વે કોઇએ ભોજન કર્યા શિવાય જવું નહીં આવા શબ્દો નીકળતા હતા. આ સમયે પૃથ્વિને વિષે શૂરવીર અને ધાર્મિક રાજા દેવદત્તનો યજ્ઞ સ્વર્ગમાંના ઇંદ્રના યજ્ઞ જેવો દેખાતો હતો.

આ પ્રસંગે રાજા દેવદત્તનો ઇષ્ટ મિત્ર **શત્રુજીત** પણ પોતાના કુટુંબવર્ગને લેઇને ત્યાં આવ્યો હતો. યજ્ઞમાં આવેલા સર્વ રાજાઓએ અને બીજા કેટલાકોએ પોતે લાવેલી અનેક પ્રકારની ભેટો આપવાની શરૂ કરી. તે લઇ સર્વનો, રાજા સારી રીતે સત્કાર કરતા હતા. આ વખતે રાજા દેવદત્ત બીજા ઇંદ્રના જેવા દેખાતા હતા.

રાજા દેવદત્તનોઆ મહાન્ યજ્ઞ, ઈંદ્રાદિક લોકપાલો, દેવાંગના-ઓસહીત દેવતાઓ વૈમાનમાં બેશી આકાશ માર્ગથી જોતાહતા. તેઓનાં વૈમાનોને જેનાં શિખરોએ સ્પર્શ કર્યો હતો એવાં દિવ્ય, સમૃદ્ધિવાળાં અને રાજાઓ તથા બ્રાહ્મણો જેમાં રહેલા હતા એવાં સ્થાનકોએ તે યજ્ઞમંડપ શોભતો હતો. આવી રીતે રાજા દેવદત્તે છ, અગ્નિએ કરીને મોટીદક્ષીણા વાળો રાજસૂય યજ્ઞ કર્યો અને ઘણાં મનુષ્યોને ઇચ્છિત પદાર્થો આપી પ્રસંન્ન કર્યા. તે યજ્ઞમાં સર્વગુણ સંપન્ન બ્રાહ્મણોએ મંત્રોવડે અગ્નિને તેમજ સર્વ દેવતાઓને તૃપ્ત કર્યા હતા; તેમણુજ દક્ષિણાએ, અન્ને અને ઘણાં દ્રવ્યે કરીને રાજાએ બ્રાહ્મણોને અને બીજી સર્વ વર્ણોને પ્રસન્ન કરી હતી. સઘળાઓ પ્રસન્ન થઇ રાજાનો, "જય થાઓ જય થાઓ" આવા શબ્દો બોલતા હતા. આવી રીતે રાજા દેવદત્તનો રાજસૂય યજ્ઞપરિપૂર્ણ થયો, તે વખતે ગુરૂ નાગનાથજીએ રાજાને સામ્રાજ્ય ( ચક્રવર્તિ ) ની પદવી આપી. અને બીજા કેટલા રાજાઓએ તે યજ્ઞમાં મદદ કરેલી તેઓને પણ અનેક પ્રકારના ઈનામો આપ્યા.

ઉપર પ્રમાણે દેવદત્તને ચક્રવર્તીપણાની પદવી આપી બીજા જે જે રાજાઓ ત્યાં આવ્યાહતા તે સર્વેને આશીર્વાદ આપી ગુરૂ-નાગનાથજી પોતાના સ્થાનક પ્રત્યે પધાર્યા.

ગુરૂજીના ગયાબાદ રાજા દેવદત્તે પોતાના યજ્ઞમાં આવેલા તમામ રાજાઓને એક દરબાર ભરી પોતાની આજ્ઞાનુસાર વર્તવા સમજુતી આપી પોત પોતાને દેશજવાને કહ્યું. સર્વેએ દેવદત્તને અનુસરવા કબુલાતો આપી અને પોતપોતાના દેશ પ્રત્યે ગયા.

સર્વેના ગયા પછી દેવદત્તે પોતાના ભાઇઓને પોતાના ચક્રવર્તી પણા નીચે યોગ્યા યોગ્ય કામો સોંપ્યાં અને તેઓને પ્રસન્ન કર્યા. ત્યાર પછી પોતાના કાર્યમાં અત્યંત મદદ કરનાર પોતાના ઇષ્ટ મિત્ર શક્રજીતનો પણ મોટો ઉપકારમાની તેને પોતાના સ્થાનકે જવાની રજા આપી કે તુરતજ તે પોતાના સ્થાનકે ગયો.

સર્વેનાગયા પછી રાજા દેવદત્ત પોતાને સ્વર્ગસમાન રાજ્ય પ્રાપ્ત થયું છે એવુંમાની ધર્મ પ્રમાણે પૃથ્વિનું પાલણ પોષણ કરવા લાગ્યો. તેને પ્રાણ, સ્થાન, અને માન આવી રીતે ત્રણ પુત્રોહતા. તેણે ધર્મ પ્રમાણે આ પૃથ્વિનું એક સો પંચાવન વરસ નવ માસ અને ત્રણ દીવસ ચક્રવર્તીરાજ્ય ભોગવી પોતાના જ્યેષ્ટ પુત્ર પ્રાણને રાજ્ય પાટસોંપી પોતે પોતાના ગુરૂ નાગનાથજીનું સ્થાનક કે, જે, હિમગીરીપ્રત્યે હતું ત્યાં જઇ યોગાભ્યાસ કરી યજ્ઞ કર્મના પ્રભાવે સ્વર્ગ પ્રાપ્તકરી અંતે મોક્ષપદવીનો પામ્યો.

ગુરૂ—હે શિષ્યો ! ઉપર, પ્રમાણે દેવદત્ત રાજા, તેમજ બીજા કેટલાકો રાજસૂય યજ્ઞ કરી સ્વર્ગ ગતીને પામ્યા છે. હવે હું તને દેવદત્તના પુત્રોની સ્થિતિ કહુંછું તેતું સાંભળ.

# "नवम तरंग."

## "प्रद्युमानने अश्वनि मुखनो योग ऊपदेश."

**व्याधि स्त्यान संशय प्रमादा लस्या विरति भ्रांति दर्शना लब्ध भूमिकत्वा नव स्थितत्वानि चित्त त्रिक्षे पास्तेन्तरायः ॥**

રાજા દેવદત્તના યોગાભ્યાસ કરવા ગયા પછી તેનો જ્યેષ્ટ પુત્ર **प्राण** પોતાના પિતાનું ચક્રવર્તિ રાજ્ય નીતિ પ્રમાણે ચલાવવા લાગ્યો. તેને **मगलोचना** નામની સ્ત્રીથી વૃદ્ધાવસ્થામાં **सुमान्** અને **प्रद्युमान्** નામના બે પુત્રો પ્રાપ્ત થયા હતા. તે બન્ને ને પ્રાણે રાજ્ય નીતિ, ધનુરવિધા, યુદ્ધવિધા વિગેરે શીખવાને મહાત્મા **अश्वनिमुख** પાસે મોકલ્યા. તેમાં **सुमान्** પોતાના પિતાની રાજ્ય ગાદી ભોગવવાની ઇચ્છાથી રાજ્ય નીતિ, ધનુર વિધા, યુદ્ધ વિધા વિગેરે શીખી ગુરૂનો આશીર્વાદ મેળવી પોતાની નગરી રંભાવતીમાં આવ્યો. અને **प्रद्युमान्** પોતે ત્યાંજ રહી યોગાભ્યાસ કરવા લાગ્યો. તેને **अश्वनिमुखे** પ્રથમતો યોગ એટલે શું અને તે કરવાથી શું થાય તેની સમજણ આપી. તે સમજ્યા બાદ યોગ આરંભમાં પ્રથમતો શુદ્ધ પવિત્ર થઇ સ્વચ્છ એકાંત સ્થાનમાં સ્થિરતાથી બેશી પછી સત્ ચિત્ આનંદ લક્ષણવાળા અંતરયામી, સર્વવ્યાપી, પરમાત્મા સાથે મન અને ઇંદ્રિઓને જોડે તો ધીરે ધીરે પોતાનું જ્ઞાન વધી ઇશ્વરનું સાદ્રશ્ય પ્રાપ્ત થાય વિગેરે સમજાવ્યું.

**प्रद्युमान्—हे** મહારાજ ! યોગ એટલે શું તે મને સ્પષ્ટ રીતે સમજાવો.

**अश्वनिमुख**—હે પ્રદ્યુમાન્ ! ઇશ્વરના ધ્યાન વખતે ચિત્ત વૃત્તિને રોકવી તેનું નામ યોગ છે.

**પ્ર૦**—હે મહારાજ ! તે ચિત્ત વૃત્તિને રોકવાનો શો ઉપાય છે તે કહો. ?

**ઉત્તર૦**—મનો વૃત્તિને સ્થિર કરવાના બે ઉપાય છે તે એ કે, એક તો અભ્યાસ અને બીજો વૈરાગ્ય. જ્યારે મન ઇશ્વરના ચિંતવનને છોડી બહારના વિષયોમાં જાય તેને બળાત્કારે ઇશ્વરમાં જોડવું તેનું નામ અભ્યાસ છે. અસદ્ વાસના, સ્ત્રી. પુત્ર, ધન, ધામ, ખાંન પાન વિગેરે વાસનાઓ ઇશ્વરના ધ્યાંન વખતે મનમાં લાવવી નહીં તેનું નામ વૈરાગ્ય છે. મંત્રોચ્ચાર કેરતાં મનમાં ભગવાનનું ચિંતવન કરતાં કરતાં તન, મન અને ધન સર્વ ઇશ્વરને અર્પણ કરવું તેનું નાંમ ઉપાસના છે. હે પ્રદ્યુમાન્ તારા મનમાં શંકા થશે કે, તન, મન અને ધન ઇશ્વરને અર્પણ કર્યા શિવાય ઉપસના નહીં થતી હોય ! તો અવસ્ય કહેવું પડે છે કે જ્યાં સુધી અસદ્વાસનાનો મનુંષ્યે ત્યાગ કર્યો નથી તેમજ તન, મન અને ધનથી મોહને દૂર કર્યો નથી ત્યાં સુધી મનુષ્ય ઉપાસના કરવા લાયક થતો નથી. કારણ તન અર્પણ કરવાથી આપણા હાથોથી ઇશ્વરની સેવા, સાધુ સંતોને નમસ્કાર કરવાની લજ્જા આવતી નથી. તેથી નીતી, ધર્મ, વિદ્યા, કુળ, બળે, ધન વિગેર પદાર્થોનું અભિમાન નાશ પામે છે. ધન અર્પણ કરવાથી લોભ અને તૃષ્ણાનો નાશ થાય છે, તેથી પાપની ઉત્પત્તિ થવા પામતી નથી.

ધર્મના ઉત્સવોમાં તેમજ સામાજીક ઉત્સાહોમાં દ્રવ્ય આપવાથી ધર્મની વૃદ્ધિ થાય છે. ધર્મની વૃદ્ધિથી પુણ્યની પ્રાપ્તિ; પુણ્યની પ્રાપ્તિથી અંતઃકરણની શુદ્ધિ થાય છે; અંતઃકરણની શુદ્ધિ તે, મોક્ષનું એક સાધન થાય છે. તેથી હે પ્રદ્યુમાન્ તન, મન અને ધન ઇશ્વરને અર્પણ કરવાથીજ મનુષ્ય ઇશ્વરની ઉપાસના કરવાનો અધિકારી થાય છે.

જ્યારે ઉપાસક ઉપાસના કરવા સ્થિર ચિત્તતરાખીબેસે ત્યારે તેણેજેજે મંત્ર અથવા જે નામનું સ્મર્ણ કરે તે વખતે તેણે તેની પોતાના અંત કરણમાં ભાવનાં કરવી જોઇએ. આવી રીતે કર્યાથી ઉપાસક ઉપાસનાને પ્રાપ્ત થાય છે, અને સંસારિક સંપૂર્ણ કલેશોથી મુક્ત થાય છે.

પરમાત્માના પ્રાપ્તિ થતાં અવિદ્યાદિ કલેશો, તથા વ્યાધિ આદિક વિઘ્નો નિવૃત્ત પામે છે. વ્યાધિ આદિક નવ વિઘ્નો ઉપાસના માર્ગમાં શત્રુરૂપ છે. તે કયાં કયાં કે રોગ, સત્કર્મમાં અપ્રીતિ, સંશય, પ્રમાદ, આલસ્ય, વિષયમાં તૃષ્ણ, અજ્ઞાન, ચિત્તભ્રમ અને

સમાધિ વખતેજ ચિત્ત સ્થિર ન રહે એવાં નવ વિઘ્નો યોગ ઉપાસનામાં શત્રુરૂપી છે. માટે હે બુધ્ધિમાન્ યોગાભ્યાસ કરનાર મનુષ્યે ધીરે ધીરે આ નવ વિઘ્નોને દુર કરવાં કે જેનાથી યોગસિદ્ધ થઈ મોક્ષ પદને પમાય છે,

યોગવાળા મનુષ્યનું ચિત્ત કેવું હોય છે. તે નીચેના શ્લોક ઉપરથી સ્પષ્ટ સમજાય છે. **मैत्री करूणा मुदितो पेक्षाणां सुख दुःख पुण्या पुण्य विषयाणां भावना तश्चित् प्रसादनम्॥** સર્વે સાધારણ મનુષ્યો સાથે પણ મિત્રતા, દુ:ખિઓ ઉપર દયા, પુણ્યાત્મા સાથે પ્રસન્નતા, પાપિઓ સાથે ઉપેક્ષા, એ રીતે યોગવાળા મનુષ્યનું મન સદા સર્વદા સ્થિર અને શાન્ત હોય છે.

ઉપાસના વખતે પ્રાણાયમની આવશ્યકતા છે. પ્રાણાયમ શિવાય ઉપાસના કરવી ઘણીજ દુ:સાધ્ય છે. પ્રાણાયામથી પ્રાણ વશ થાય છે, તેનાથી મન સ્થિર થાય છે, મનસ્થિર થયાથી આત્મા સ્વયં પ્રકાશ સ્થિર થાય છે. આ ત્રણની સ્થિરતાથઇ કે આત્મામાં અંતર્યામિ પરમેશ્વર વર્તમાન છે તેના સ્વરૂપનું તે મનુષ્યને સાદ્રશ્ય થાય છે. અને તેમાંજ હમેશાં મગ્ન રહે છે.

આ યોગ ઉપાસનાનાં આઠ અંગ છે કે જેનું સેવન કરવાથી અજ્ઞાન નાશપામી જ્ઞાનની વૃદ્ધિ થાય છે અને તેમાં મોક્ષ પ્રાપ્તિ થાય છે. યોગ ઉપાસનાનાં આઠ અંગ નીચે પ્રમાણેનાં છે. **(१) यम (२) नियम (३) आसन (४) प्राणायम (५) प्रत्याहार (६) धारणा (७) ध्यान (८) समाधि** એ રીતે આઠ અંગો છે.

(१) **यम**=અહિંસા, સત્ય, આસ્તેય (ચોરી) બ્રહ્મચર્ય અને અપરિગ્રહ.

(२) **नियम**=શૌચ ( પવિત્રતા ) સંતોષ તપ' સ્વાધ્યાય ( વેદભણવા ) ઇશ્વરપ્રણિધાન ( પરમાત્મામાં પ્રીતી કરવી. ) આટલાં વાંના કરવાં તેનું નામ નિયમ છે.

(३) **आसन**=ઉંચું નહીં તેમ છેક નીચું પણ નહીં, સ્થિર, શુદ્ધ અને દ્રઢ એવું આસન જોઇએ.

(४) **प्राणायाम**=પ્રાણવાયુને કેટલીક વખત મંત્રવડે દેહમાં રોકવો અને કેટલાક વખતે તેને બ્હાર કાઢવો તેનું નામ પ્રાણાયમ કહે છે.

( ૫) **પ્રત્યાહાર**=મન અને ઇંદ્રીઓને જીતવી તેનું નામ પ્રત્યાહાર.

(૬) **ધારણા**=મનને ચંચળતાથી મુક્તકરી નાભિ, હૃદય, મસ્તક, નાસિકા અને જીહ્વા એટલાં સ્થાનકોથી સ્થિર કરી મંત્રનો જપ કરવો અને તે જપનો અર્થ વિચારવો તેનું નામ ધારણા.

(૭) **ધ્યાન**=પૂર્વોક્ત સ્થાનમાં વ્યાપક, અંતર્યામિ પરમાત્માના આનંદ સ્વરૂપને જોવું તેનું નામ ધ્યાન છે.

(૮) **સમાધિ**=આત્માથી પ્રકાશ સ્વરૂપ પરમાત્માને આનંદ અને જ્ઞાનથી પરિપૂર્ણ રીતે એકત્ર થવું તેનું નામ સમાધિ છે.

ઉપર પ્રમાણેની યોગઉપાસનાનાં આઠ અંગો છે તે પ્રમાણે ઉપાસના કરવાથી પોતાની અવિદ્યા અને અધર્માચરણથી છુટી શુદ્ધ જ્ઞાને કરી ઉપાસના કરનાર મનુષ્ય અવસ્ય મોક્ષ પદને પામે છે.

ઇશ્વર ઉપાસનાથી મનુષ્ય અવસ્ય મુક્તિને પામે છે તેને માટે શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુનને કહ્યું છે કે—**મય્યા वेश्य मनोयेमां नित्य युक्ता उपासते ॥ श्रद्धया परयो पेता स्तेमे युक्त तमा मताः**—અર્થઃ હે અર્જુન ! જે મનુષ્ય સદા સર્વદા નિત્ય યુક્ત થઇ મારે વિશે પોતાનું મન રાખી ઘણીજ શ્રદ્ધા થકી મારી ઉપાસના કરે છે તે મને અત્યંત પ્રીય છે; અને તે જીવન મુક્ત છે. જે મનુષ્ય સર્વ પ્રાણી માત્રના ભલામાં તત્પરને ઇંદ્રિય સમુદાયને નિયમમાં રાખી સર્વ ઠેકાંણે સમ બુદ્ધિ છતાં, અક્ષર, અનીરદેશ, અવ્યગત, સર્વ વ્યાપક, અચિંત્ય, કુટસ્થ, અચલ, ધ્રુવ એવો હું તેને ઉપાસે છે તે પણ મનેજ પામે છે.

ઉપર પ્રમાણેનાં શ્રી ભગવાનનાં વચનથી સિદ્ધ થાય છે કે મનુષ્યોમાં મોહ રૂપી અવિદ્યા રહેલી છે તેથી અમુક વસ્તુતો મારી અને અમુક તારી આવી ભેદ બુદ્ધિ થાય છે તે નાશ કરી મોક્ષ પદવીને પામવાનો ઉપાય માત્ર આ એકજ શ્રી હરિની ઉપાસનાજ છે. માટે મનુષ્યે પોતાનું આ કર્તવ્ય કર્મ અવસ્ય કરવું જોઇએ કે અંતે મોક્ષ પદવી પ્રાપ્ત થાય.

ગુરૂજી—હે શિષ્ય ! ઉપર પ્રમાણેનો અશ્વનિમુખનો ઉપદેશ સાંભળી તે પ્રમાણે વરતી રાજા **પ્રદ્યુમાન્** યોગ સિદ્ધિથી પર પુરૂષ પરમાત્માને પ્રાપ્ત થયો. માટે તું પણ તેનું અનુકરણ

કરી તેની ગતિને પામ. હવે તું શું સાંભળવા ઇચ્છે છે તે કહે.

શિષ્ય—હે ગુરૂજી મહારાજ! આપનાં અમૃત રૂપી વચનો સાંભળી મારો આત્મા અત્યંત પ્રસન્ન થાય છે. અને વારંવાર તેવાંજ વચનામૃત પાન કરવાની ઇચ્છા થાય છે તો હે પ્રભુ! મને એક એવી શંકા રહી જાય છે કે જીવ અને સૃષ્ટિ તે શું હશે તે આપ મને સમજાવો.

ગુરૂજી—હે સદ્દબુદ્ધે! તારો સંશય હું નિવારણ કરૂં છું તે તું એક ચિત્તે સાંભળ.

---

# "दशम तरंग."

## "जीव अने सृष्टि."

ગુરૂ—હે શિષ્ય! તારો જીવ અને સૃષ્ટિ શું હશે તે જાણવાનો વિચાર થયો છે તે તું સાંભળ.

આ સૃષ્ટિને ઉત્પન્ન કરનાર તેજ દ્વૈત ઇશ્વર પોતેજ છે. અને જીવ પોતાની સામર્થ્યતાએ સૃષ્ટિ ક્ષેત્રમાં આવે છે. તેજ દ્વૈત જીવ પોતેજ છે. બહારનું દ્વૈત જગત પરમાત્માની સૃષ્ટિ છે. અને અંદરનું ભોગ્ય જગત જીવની માનસીક સૃષ્ટિ છે.

મનુષ્ય, ઇશ્વરે સરજેલા સંસારમાં આવી તેણે ઉત્પન્ન કરેલા ઘર આદિમાં રહી તેના ધનને પોતપોતાનું છે એમ સમજે છે. આ એક કેવું મોટું આશ્ચર્યકારક છે!

પાંચ ઇંદ્રિઓની દ્રષ્ટિએ જે કાંઇ વસ્તુ આવે છે કે તરતજ તેની તરફ મન મહા વેગે કરીને દોડે છે. જેમ મહા પર્વત ઉપરથી ઉત્પન્ન થએલું નદીનું જળ વેગથી ચાલતું ચાલતું સમુદ્રમાં મળી નદીનું રૂપ બદલી સમુદ્રમાં એકાકાર થાય છે તેમ મનુષ્યનું અંતઃકરણ ઇંદ્રિઓ રૂપી દ્વારથી બહાર નીકળી વિષય તરફ લાગી વિષયાકાર થઇ જાય છે. અંતઃકરણનું વિષયાકાર થવું તેનું નામજ વૃત્તિ છે. જે કાંઇ મનુષ્ય પોતે દેખે છે, સાંભળે છે, જાણે છે, એ સઘળું બ્રહ્મની છાયા છે. એટલા માટે બ્રહ્મ એ સત્ય વસ્તુ છે. અને જગત્ એ અસત્ય વસ્તુ છે. બ્રહ્મનું સ્વરૂપ સત્ ચિત્ આનંદ છે. જે વસ્તુનો કાળે કરીને પણ નાશ છે તે વસ્તુ અસત્યજ છે. મનુષ્યને જે ભેદ થાય છે તેનો જો મનુષ્ય વિચાર કરે તો તેને તરતજ

સમજાય છે અને તેની ભેદ બુદ્ધિ નિવૃત્ત થાય છે. જીવ એ એક સાક્ષીભુત છે. અને આ પ્રપંચ જગતનો દ્રષ્ટા અને ભોગ કરતા છે. તે ભોગ બે પ્રકારના છે. "**ગૌણ અને મુખ્ય**" સુખ દુઃખ પ્રત્યક્ષ છે. તેજ મુખ્ય ભોગ છે. અને બહારના પદાર્થનું જે પ્રત્યક્ષ તે ગૌણ ભોગ છે. બહારના પદાર્થ પણ સુખ દુઃખનું કારણ છે; તેથી પરંપરા રૂપથી તેને પણ ગૌણ ભોગ કહેછે. એ ભોગનો વિષય છે. તે અંતર જગત છે, અને અંતઃકરણનું પરિણામ છે; તેજ જીવની કર્માધિન પોતાની સૃષ્ટિ છે. તેથીજ જીવ પણ દ્વૈત કહેવાય છે.

દૃષ્ટાંતકે—સ્ત્રીની ઉત્પત્તિ પિતા થકી થાય છે ને તેને પિતા પોતાની માને છે; પણ લગ્ન કર્યા પછી તે સ્ત્રીનો પતિ તેને પોતાની માને છે. એવીજ રીતે ઇશ્વરથી ઉત્પન્ન થએલું જગત્ દ્વૈત અને જીવ દ્વારાએ ભોગ્ય થવાથી તે જીવ પણ દ્વૈત કહેવાય છે. તેજ જીવને સુખ દુઃખ ભોગરૂપી બંધન ઘટે છે. તેથી મનોમય જગત્ બંધનનું કારણ છે. શ્રીકૃષ્ણ ભગવાને પણ કહ્યું છે કે—"**मनएव मनुष्याणां कारणं बंध मोक्षयोः**" ॥ મનુષ્યનું મન તેજ તેને બંધન અને મોક્ષ પમાડે છે. દ્રષ્ટાંત કે–એક મનુષ્યના ઘરથી દોઢસો ડગલાં એક મદારિ ખેલ કરતો હતો, તેણે એવી રીતનો ખેલ કર્યો કે તે જોઇને ત્યાં બેઠેલાં તથા ઉભેલાં સઘળાં મનુષ્યો હસ્યાં; તે સઘળાંઓને હસતાં જોઇ પેલો માણસ પણ પોતાના ઘરની બારીએ બેઠો બેઠો જોતો હતો તે પણ હસ્યો, અને થોડીકજ વારમાં પાછો એવો પ્રસંગ આવ્યો કે પેલાં બધાં માણસોને ખેદ થયો, તેજ વખતે આને પણ ખેદ થયો. તો જુઓ કે–મનુષ્ય ક્યાં પોતાની બારીએ બેઠો છે ત્યાં તેને હસવું અને ખેદ થયો. આ બંને થયાં તે માત્ર તેના મનનોજ વિકાર છે, તેવીજ રીતે મનુષ્યોને પણ મન બંધન અને મોક્ષ બંને પમાડે છે. વળી એક માણસનો છોકરો કેટલેક દુર દેશાંતર વ્યાપાર કરવા ગયો છે, તેને કેટલોક વખત થઇ ગયો પણ તેની ખબર અંતર આવી નહીં એટલામાં એક દુષ્ટે આવીને કહ્યું કે અરે! ફલાણાભાઇ તમારો છોકરો તો મરી ગયો, મરી ગયો આ શબ્દ સાંભળીને તેણે પોકે પોક મુકી રડવા માંડયું અને પોતાના કુટુંબીઓને ભેગા કરી સ્નાન વિગેરે લોકાચાર કર્યો. પુત્ર મરણ નથી પામ્યો, પણ આ દુષ્ટના કહેવાથીજ

પિતાનો મનોમય પુત્ર મર્ણ પામ્યો; એટલા માટેજ તે રોવા લાગ્યો તો મનોમય જગતજ મનુષ્યને બંધનનું કારણ છે.

**ગુરૂ**—હે શિષ્ય! તેં મને પુછ્યું હતું કે જીવ અને સૃષ્ટિ તે શું હશે તે સ્પષ્ટ રીતે મેં તને સમજાવ્યું તે તું સમજ્યો હઇશ, તથાપિ હજુ કાંઇ પણ શંકા રહી જતી હોય તો પુછ?

**શિષ્ય**—હે પ્રભુ! હું શંકાથી ભરપુર છું. આપને વારેઘડીએ શ્રમથી દુઃખી કરૂંછું તે ક્ષમા કરશો. હે મહારાજ! આ દુનિઆમાં લોકો જેને "**માયા**" કહે છે તે શું હશે! તે આપ કૃપા કરી મને સમજાવો.

ગુરૂ—હે ભાગ્યશાળી! "**માયા**" તે શું છે તે, સાંભળવાની તારી ઇચ્છા થઇ છે તથાપિ અત્યારે સાયંકાળનો સમય થઇ ગયો છે માટે આવતી કાલે સૂર્યોદય સમયે તારા પ્રશ્નનો હું ઉત્તર આપીશ.

**इति श्री प्रथम परिच्छेद.**

# आत्मदीपिका.

## द्वीतीय परिच्छेद—निर्णय.

### प्रथम तरंग,

### " માયા તે શું "

श्लोक.

**अव्यक्तनाम्नी परमेश शक्ति रनाद्य विद्यात्रि गुणात्मिकापरा**
**कार्यानु मेया सुधि यैव माया यया जगत्सर्वमिदं प्रसूयते. ॥**

**અર્થ**—જે ત્રણ ગુણવાળી, કાર્યોથી જુદી, અવ્યક્ત, અનાદી અવિદ્યારૂપી અને કાર્યોથી જુદી એવી પરમેશ્વરની શકિત છે તેને જ માયા જાણવી કે જેનાથી આ, તમામ જગત્ ઉત્પન્ન થાય છે.

---

## સૂર્યોદય.

ગુરૂજીના કથ્યા પ્રમાણે રાત્રી વ્યતિત થઇ. તે રાત્રી શિષ્યને સૂર્યોદય કયારે થાય તેવા આનંદમાં ચાલી ગઇ; પ્રાતઃકાળ થવા લાગ્યો, આકાશ પણ ચંદ્રમા અસ્ત થવાથી નિસ્તેજ દેખાવા લાગ્યું, કુમુદિનીઓનાં મુખો લજ્જાઇ ગયાં, વાદળ, મૃગના ભુખરા કેશ સમાન થવા આવ્યું, થોડી વારમાં તો સુવર્ણ સમાન પીળા રંગની પીછો વાઇઓ ઠેકાંણે ઠેકાંણે પથરાઇઓ, સૂર્ય નારાયણ પોતાની બળવત્વતા દેખાડવા લાગ્યો, પક્ષીઓ પોત પોતાના માળાઓનો પરિત્યાગ કરી જાણે સૂર્ય નારાયણની સ્તુતિ કરતાં હોય તેવા ઘાંટા પાડી બોલતાં બોલતાં દશે દિશાઓમાં ગમન કરવા લાગ્યાં, વાયુ પોતાની મંદ મંદ ગતિએ વાવા લાગ્યો. સૂર્યનારાયણે પોતાનાં દર્શન કરાવ્યાં, આ વખતે શિષ્ય અને વિચારમાં નિમગ્ન થએલો એકદમ શયન ભુમિથી ઉત્થીત થઇ નિત્ય નિયમથી પરવારી તૈયાર થયો. ગુરૂજી પણ આ સમયે પોતાના નિત્ય નિયમથી પરવારી પોતાના સ્થાનકે આવી—બેઠા. સર્વ શિષ્ય સમુદાય પણ તેમની સન્મુખ આવી બેઠો. થોડીક

વાર થઇ એટલે શિષ્યે ગુરૂ પ્રત્યે હાથ જોડીને ઉચ્ચાર કર્યો કે હે ગુરૂજી મહારાજ! આપના મનમાં શો સંકલ્પ ચાલે છે? શિષ્યને શું આજ્ઞા છે?

**ગુરૂ**--હે શિષ્ય! તને જે, ગઇ કાલે "**માયા**" એ શું હશે તેનો સંશય ઉત્પન્ન થયો છે તેનું હું નિરાકરણ કરૂંછું તે તું **સાંભળ.**

આ, દુઃખરૂપી સંસારમાં કેટલી બધી રમણીકતા દેખાય છે! ઘટી યંત્ર તેમજ માળાના મણકાની પેઠે ચાલ્યો જતો સંસાર તેમાં કેટલું બધું દુઃખ છે! તેને ઠેકાણે સુખરૂપ થઇ પડ્યો છે. આ સંસાર દુઃખરૂપી વિષથી (ઝેરથી) ભર્યો છે. છતાં તેને સર્વે અમૃત તુલ્ય જાણી આનંદ માને છે. આ સઘળાનું કારણ "**માયા**" છે તેને લીધે મૂઢ લોકો સંસારની ચિતા ભસ્મને સુવર્ણની રેતી જાણે છે; આ, અઘોર સંસારરૂપી વનને વિલાસનું ક્રીડા સ્થાન જાણે છે. સંસાર એ એક જાતનું માયારૂપી વૃક્ષનું પુષ્પ છે. સંસારરૂપી અંધકારમાં માયાથી સૂર્ય જેવો પ્રકાશ લાગે છે.

માયા કાંઈ સાધારણ વસ્તુ નથી ધન, પુત્ર, પરિવાર વિગેરેમાં આસક્તિ ધરાવવી તેનું નામજ માયા છે. તે માયાની ગાંઠ એટલી બધીતો કઠણ અને દીવેલ જેવા ચીકણા પદાર્થોથી ઉંજીને બાંધી છે કે મનુષ્ય તેને કોઇ પણ દિવસ એમને એમ છોડી શકશે જ નહીં. માયારૂપી સમુદ્રમાં અસંખ્યા સંખ્ય મનુષ્યો ડુબી ગયાં છે. ગૃહસ્થ પૈસો ટકો મેળવવા યત્ન કરે છે. વિદ્યાર્થી વિદ્યા મેળવવાનો યત્ન કરેછે, વિગેરે સઘળા પોત પોતાનો સ્વાર્થ સાધે છે અને કર્મો કરે છે. તે બધી ઇશ્વરની માયા છે. તે માયા, જેમ નારિએળના પાણીને કાંસાના પાત્રમાં ભરી મુકવાથી મદરૂપ થઇ જાય છે અને તે મનુષ્યને પીધાથી જેમ ઘેન આણેછે અને ગાંડા જેવો બનાવેછે અને ભાંન રહેતું નથી. તેવીજ રીતે આ, માયાને સંસારરૂપી પાત્રમાં રાખવાથી મોહમયી મદિરા થાય છે.

જે, તારા શરીરમાં છે તેજ આ દ્રશ્ય જગતમાં છે, ને જે જગતમાં ચૈતન્યરૂપ છે તેજ તારા શરીરમાં છે. જગતની ઉત્પત્તિ માત્ર ઇશ્વરની માયાજ છે. હે શિષ્ય! તારા સ્થુળ દેહમાં જે જીવ છે તે જીવ, આ, સંસારમાં જે, જે, વસ્તુઓને જુએ છે, સાંભળે છે તે સર્વ જગત માયાનું કારણ છે. સત્વ, રજ અને તમ એ ત્રણેને એકત્ર કરીએને, જે રૂપ બને તે રૂપ, અથવાતો પૃથ્વિ, તેજ,

જળ, વાયુ, આકાશ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, દેશ, કાળ, આકરષણુ, વિદ્યુત, તૈજસ, ઓરા, શીત, ઉષ્ણ, પ્રકાશ, ભેદ, જાતી તમ, અભાવ, સંબંધ અને પંચ તન્માત્રાઓ એ સર્વેને એકત્ર કરીએ અને જે રૂપ બને તેનું નામ માયા છે.

આ, માયા જડ રૂપે છે તે પોતાને, અને કોઇ પણ તેને, જાણી શકતા નથી. તેને સર્વ વ્યાપક પરમાત્માનો આધાર છે. તે આધાર પરમાત્માની શક્તિ કહેવાય છે. તેનો સ્વભાવ અનેક રીતે પોતાને ઉત્પન્ન થવાનો છે. તે ઘણીજ ઝીંણી છે, તે પોતાની મેળેજ જડરૂપે થઇ જાય છે. તેને, શરીરમાંની કોઇ ઇંદ્રિ જાણુવાને શક્તિમાન નથી. તે પરમાત્મામાં અનેક રીતે સમાએલી છે. તેનાથીજ આ, તમામ જગત ઉત્પન્ન થયું છે. તેને માયા, પ્રકૃતિ, અજા, શુન્ય, સ્વભાવ, શક્તિ, યોની, અવ્યક્ત, આદ્યશક્તિ વિગેરે કહે છે.

પરમાત્મા નિત્ય, શુદ્ધ, અનાદિ, અવિનાશી, મુક્ત, નિર્ગુણ, અને સર્વ વ્યાપક છે તેનામાં અનંત શક્તિ છે. તે પોતાની શક્તિએ આ, જગતને ઉત્પન્ન કરી શકે છે. જીવ પરમાત્માથી જુદો છે, તે જેજે કર્મ કરે છે તેનું ફળ ઇશ્વર તેને આપે છે. માટે માત્ર ઇશ્વરની માયાને તેનેજ સોંપી મનુષ્ય એક ચિત્તથી તેનું સ્તવન કરે તો, તે, માયાથી નિર્મુક્ત થઇ અંતે વૈકુંઠને પામે છે. હે શિષ્ય ! આ તારા પ્રશ્નનો ઉત્તર છે. હવે તું શું સાંભળવા ઇચ્છે છે તે કહે?

**શિષ્ય**--હે ગુરૂજી મહારાજ ! આપના વચનામૃતથી મને અત્યંત આનંદ થાય છે, અને તેવીજ રીતનાં વચનો સાંભવવાની વારંવાર ઇચ્છા થાય છે, આપતો શાન્ત પ્રકૃતિ વાળાછો, આપના અંતઃકરણમાં રાત્રી દિવસ આનંદની વૃષ્ટિ થયાં કરે છે. મને જેટલી જેટલી શંકાઓ થાય છે તે સર્વ હું આપને નિવેદન કરૂંછું. હે માહારાજ ! આપે જે કહ્યું તે સર્વ યથા સ્થિત છે. તો હે પ્રભુ ! કોઇથી પણ જીતી શકાય નહીં તેવી ભગવાનની માયાને છુટવાનો જે ઉપાય હોય તે કહો કે આ દુખી સંસારમાંથી મુક્ત થાઉં.

**ગુરૂજી**--હે શિષ્ય હું તને માયાને છુટવાના ઉપાયો બતાવુંછું તે, તું, નિઃશ્ચિંત થઇ સાંભળ.

# દ્વીતીય તરંગ.

## "માયાને છૂટવાના ઉપાય."

—(૦)—

### શ્લોક.

**अज्ञान प्रभवं सर्वं ज्ञानेन प्रविलीयते,**
**संकल्पो विविधः कर्त्ता विचारः सोऽयमीद्रशः ॥**

**અર્થ**—સર્વ અજ્ઞાનથી ઉત્પન્ન થયું છે અને થાય છે એમ મનાય છે. પણ જ્યારે જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે તે સર્વનો લય થાય છે. તથાપિ અનેક પ્રકારના વિચારો થયા કરે છે. તે પ્રત્યક્ષ દેખાય છે.

---

સંસારના બંધનનું મુખ્ય કારણ મન છે; અને તે મન વડેજ અનેક સંકલ્પો થાય છે. જાગ્રત અથવા તો સ્વપ્નાવસ્થામાં મન અનેક પ્રકારના જગતને ઉત્પન્ન કરે છે. પરંતુ જ્યારે તે સુષુપ્તિ અવસ્થામાં જાય છે ત્યારે તેનું કાંઇજ રહેતું નથી, પણ પાછું જ્યારે જાગ્રત અવસ્થામાં આવે છે ત્યારે એજ મન આ કલ્પિત જગતને જુએછે. માટે જે મનુષ્યને ઇશ્વરની અમોઘ માયાથી છૂટવાનો વિચાર હોય તેણે પ્રભુનું સ્તવન કીર્તન કરવું જોઇએ. આ, અઘોર કળિયુગમાં હાલમાં અનેક કુકર્મો કરવાથી સર્વમાંથી સાર નિકળી ગયો છે. કામી, ક્રોધી, લોભી અને તૃષ્ણાવાળા ઘણા માણસો માયાને છૂટવાને તપશ્ચર્યા કરવા લાગ્યા છે તેથી તપનો સાર પણ જતો રહ્યો છે. તો પણ મનુષ્ય પોતાનું અંતઃકરણ શુદ્ધ રાખી ઇશ્વર સ્તવન કરે તો તે ક્યાંઈ પણ વેગળા જતા નથી. તે પોતે ઉત્પન્ન કરેલી માયાથી તેને તારે છે. જેમણે કૌરવોનાં કાળાં દુઃખમાંથી દ્રૌપદિની રક્ષા કરી હતી, ગોપિઓનું અનેક દુઃખમાંથી પાલન કર્યું હતું તે પ્રભુ, આ, કલિયુગમાં ક્યાંઇપણ વેગળા નથી. ઇશ્વર કોઈની પણ જાત કે ભાત જોતા નથી. જે ભક્તિથી તેનું સ્તવન કીર્ત્તન કરે છે તેની પાસે તે તુરતા તુરત જ જાય છે. અને તેને પોતાની અમોઘ માયાથી મુક્ત કરે છે. સત્ય, ત્રેતા અને દ્વાપર આ ત્રણ યુગોમાં જ્ઞાન તથા વૈરાગ્ય માયાને છૂટવાનાં સાધનો છે. અને, ક-

ળિયુગમાં તો માત્ર શ્રદ્ધાભક્તિ જ પરબ્રહ્મને પમાડે છે. મનુષ્યોને હજારો જન્મોમાં કરેલાં સત્કર્મોવડે માયાને છૂટવાના વિચારો થાય છે માટે આ, અઘોર કળિયુગમાં તો માત્ર ઇશ્વરની ભક્તિથીજ માયાને છૂટાય છે. મનુષ્યોનાં હૃદયોમાં શ્રદ્ધા અને ભક્તિ ઉત્પન્ન થયાં કે તરતજ ભક્તવત્સલ, વનમાળા ધારણ કરનારા, ઘનશ્યામ, પીળાં વસ્ત્રો વાળા, મનોહરકાંતિવાળા, ત્રિભંગી, કૌસ્તુભ મણિથી વિરાજતા, કરોડ કામદેવના સરખા રૂપવાળા, હરિચંદનથી ચરચાએલા, પરમાનંદ અને ચૈતન્ય મૂર્તિવાળા, મનોહર અને મુરલી ધારણ કરનારા ભગવાન તેના હૃદય કમળમાં આવીને વાસ કરે છે.

જે માણસો સદા સર્વદા પાપ કરનારા, સદા દુરાચારમાં મચેલા, કુમાર્ગે જનારા, ક્રોધી, કુટીલ કામી, અસત્યવાદી. માતાપિતાને દુષણ દેનાર, તૃષ્ણાથી વ્યાકુળ થએલા, આશ્રય ધર્મથી રહીત, ઢોંગી, મત્સરવાળા તથા હિંસાદિ કરનારા હોય છે તેઓ પણ આ, કલિયુગમાં ઇશ્વરની ભક્તિ કરવાથી પવિત્ર થાય છે. દ્રષ્ટાંત કે--

પુર્વે **મહિલાક્ષ** નામની નગરીમાં ચારે વર્ણો ધર્મ પ્રમાણે સત્ય તથા સત્કર્મમાં તત્પર રહેતી તે નગરીમાં એક કરોડાધિપતિ ધનવાન ગણાતો **સુદેવ** નામે વૈશ્ય રહેતો હતો. તેની સ્ત્રીનું નામ **કલાવતી** હતું. તે સ્ત્રી પુરૂષ સ્વધર્મ પ્રમાણે પોતાનો સંસાર વ્યવહાર ચલાવતાં હતાં. પરંતુ તેને પુર્વકર્મના યોગે સંતાનની પ્રાપ્તિ થઈ નહોતી, તેથી તે બન્ને જણાંને પોતાનું ધન, માલ, ઘરબાર વિગેરે કોઇપણ રીતે રૂચતાં નહીં. તેમણે સંતાન માટે અનેક ઉપાયો કર્યા પણ તે સર્વ વ્યર્થ ગયા હતા. કેટલુંક ધન તેમણે ધર્મ કાર્યમાં, કેટલુંક સંતાન થવાને હોમ, યજ્ઞ, વાવ, કુવા તળાવો વિગેરેમાં ખરચ્યું હતું. પણ તે સર્વ વ્યર્થ ગયું. તેથી તે વૈશ્ય બહુજ ચિંતાતુર થઇ ગયો. આખરે તે પોતાના ઘરનો ત્યાગ કરી મહા અગાધ વન વિષે ચાલી નીકળ્યો. કેટલોક વેગળો ગયો ત્યારે મધ્યાન્હ કાળનો સમય થયો. તૃષાક્રાંત થવાથી આજુબાજુ જળાશય ખોળતો હતો એટલામાં એક સરોવર તેની નજરે પડયું, ત્યાં જઇ જળપાન કરી વિશ્રાંતિલેવા એક પિપળાના વૃક્ષ નીચે જઇ બેઠો; તો પણ તેને કાંઇ ચેન પડયું નહીં. આખરે તેણે પોતાના દેહનો આ, સરોવરમાં પડી ત્યાગ કરવાનો નિશ્ચય કરી પિપળાના વૃક્ષ ઉપર ચઢી છેવટનું

ઇશ્વર સ્તવન કરી સરોવરમાં પડયો. જેવો તે સુદેવ સરોવરમાં પડયો કે તરતજ તેની પાછળ મહાન્ નૌતમ એક નૌકા આવી પહોંચી તે નૌકામાં એક મહાત્મા હતા. આ, સુદેવને જળમાં ડુબતો જોઇ તેઓ એકદમ સરોવરમાં પડયા અને તેનો હાથ ઝાલી પોતાની નૌકામાં બેસાડયો અને જળમાં પડવાનું કારણ પુછયું.

**સુદેવ**--હે મહારાજ? આપની અલૌકિત મૂર્તિ જોઇ મને આશ્ચર્ય લાગે છે કે--આપ કોઇ દેવ જેવા દેખાઓછો તેથી મારા દુઃખનું કારણ પુછતા હશો. હે પ્રભુ! હું મારાં પૂર્વ જન્મનાં સંચી રાખેલાં પાપ વડે દુઃખની વાત આપના મુખ આગળ શું કહું! મારા પૂર્વજો શીતોષ્ણ જળનું પાન કરે છે, દેવતાઓ, પિતૃઓ તથા બ્રાહ્મણો મેં આપેલાં અન્નાદિકને આનંદથી ગ્રહણ કરતા નથી. મેં સંતાનના દુઃખથી મુઝાઇ પ્રાણ ત્યાગ કરવા આ સરોવરમાં પડતુ મુકયું હતું. આટલું કહેતાંમાં તો સુદેવને મૂર્છા આવીને તરતજ તે નૌકામાં પડયો. સુદેવને મૂર્છા ખાઇ પડેલો જોઇ મહાત્માએ તેની આસના વાસના કરી. થોડી વારે તેનું ચિત્ત સ્થિર થયું. એટલે મહાત્મા તેને આશિર્વાદ આપી કહેવા લાગ્યા કે—હે પુત્ર! તું પ્રજાની ઇચ્છા રૂપી અજ્ઞાનને છોડી દે. કર્મની ગતિ જુદીજ છે; મનમાં વિવેક રાખો સંસારની વાસનાનો ત્યાગ કર. કારણ ઘણા ઘણાઓએ સંતાનથી અત્યંત દુઃખ ભોગવ્યાં છે, માટે તું પણ કુટુંબની વાસના છોડી દે. ઇશ્વરની માયા અગાધ છે, તેની કોઇને ખબર પડતી નથી. ઇશ્વર ભક્તિથી જ તારો મોહ નાશ પામશે અને સર્વ શ્રેય થશે. આ, તારો દેહ અનિત્ય છે, તેને મોહથી રક્ષા કરી પુષ્ટ તથા બળવાન્ કરી પુત્ર વિગેરેની ઇચ્છા ધરાવવાથી શું ફળ છે? આ શરીર હાડરૂપી થાંભલાવાળું, સ્નાયુથી બંધાએલું, માંસ, મૂત્ર અને રૂધિરથી લીંપાએલું. ચામડાથી મઢાએલું, દુર્ગંધવાળું, કષ્ટથી રક્ષી શકાય તેવું, ક્ષણભંગુર અને અંતે કીડા, વિષ્ટા કે ભસ્મ રૂપ થનારૂં છે. માટે પુરૂષે અવશ્ય સ્થિર કર્મ કરી ઇશ્વર પ્રિતી સંપાદન કરવી. તે કરવાથી મોહ રૂપી ઇશ્વરની માયાનું આવરણ નાશ પામે છે અને અંતે મનુષ્ય સદ્ગતિને પામે છે.

જે પરમેશ્વરથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે, જે ઘટાદિ પદાર્થોમાં કારણરૂપે મૂળરૂપે વ્યાપિ રહેલા છે, તેમ

કાર્યરૂપી આ સંસાર પ્રપંચમાં કારણરૂપે વ્યાપિ રહેલા છે, તે પરમેશ્વર જ્ઞાનસ્વરૂપ અને સ્વયં પ્રકાશ છે તે ઇશ્વરને ઘણા ઘણા વિદ્વાન લોકો પણ જાણી શકતા નથી. તેનું મુખ્ય કારણ માયા છે, સ્થિર પાંણીમાં ભ્રાંતિથી કાચ કે આવું ભાંન થાય છે તે સત્ય નથી તથાપી જળને લીધે તે સત્ય ભાસે છે; અને કાચમાં તેથી ઉલટું ભાસે છે તે સત્ય નથી તથાપી કાચની સત્તાથી તે સત્ય ભાસે છે. તેમજ અધિષ્ઠાન્ રૂપ જે પરમાત્મામાં તમો ગુણના કાર્યરૂપ પંચ મહાભૂતોની સૃષ્ટિ, રજોગુણના કાર્યરૂપ ઇંદ્રિઓની સૃષ્ટિ, અને સત્વગુણના કાર્યરૂપ દેવતાઓની સૃષ્ટિ પણ કલ્પિત અને અસત્ય છે. તથાપિ ઇશ્વરની માયાથી સત્ય હોય તેમ દેખાય છે. માટે ઇશ્વરની અમોઘ માયાને છુટવાને પુરુષોએ અનેક ઉપાયો યોજવા જોઇએ તે ઉપાયો માત્ર શ્રદ્ધા અને ભક્તિ જ છે.

આ દુઃખીત્ સંસારમાંથી પુરૂષોને મુક્ત કરવાનું એકાંતિક, અવિનાશી શ્રેયઃસાધન એ કે—ઇશ્વર ઉપર ખરી શ્રદ્ધા છે. તેથી ભગવદ્ ગુણાંનુવાદ કરવાની ઇચ્છા થાય છે. તે કરવાથી મનુષ્યોનાં અંતઃકરણ શુદ્ધ થાય છે. અંતઃકરણ શુદ્ધ થવાથી તેજ હૃદયમાં શ્રી હરિ વાસ કરે છે અને તેવા મનુષ્યોની કામાદિક વાસનાઓનો નાશ કરે છે. તે નાશ થવાથી પવિત્ર કીર્તિવાળા ભગવાન વિષે મનુષ્યની અચળ ભક્તિ થાય છે. જ્યારે ભગવાન ઉપર દ્રઢ ભક્તિ થાય છે ત્યારે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર વિગેરેથી મન પરાભવ પામતું નથી. અને સત્વ ગુણમાં રહી પ્રસન્ન થાય છે. ભગવાનની ભક્તિના યોગથી મન પ્રસન્ન થાય છે અને તેથી સંસારની વિષય વાસના દૂર થાય છે, અને તે થવાથી પ્રસન્ન મનવાળા, સંગ રહીત પુરૂષને ભગવાનના તત્વનું જ્ઞાન થાય છે. તત્વ જ્ઞાન થયા પછી આત્મા સ્વરૂપી ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે. તે થવાથી અહંકારનો નાશ થાય છે. માટે હે પુત્ર સુદેવ! તું મનને નિર્મળ કરનારી અહેતુકી ભકિત કર કે, જેથી તને સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણવાળા પરમ પુરૂષ પરમાત્મા કે જેણે આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવા માટે હરિ, બ્રહ્મા અને હર એવાં નાંમો ધારણ કર્યાં છે તે સત્વગુણી ભગવાન મનુષ્યોને શ્રેયસ્કર ફળો આપે છે તે પ્રમાણેનાં તને પણ આપશે.

કાષ્ટમાંથી જેમ દારૂણુ ધુમાડો પ્રથમ થાય છે અને પાછળથી તેમાંથી ત્રણુ વેદાત્મક અગ્નિ પ્રગટ થાય છે તેમ તમો ગુણુમાંથી રજોગુણુ અને રજોગુણુમાંથી સત્વગુણુ ઉત્પન્ન થાય છે. જે સત્વગુણુથી પરબ્રહ્મ પરમાત્માની ઓળખાંણુ થાય છે. મોક્ષની ઇચ્છાવાળા મનુષ્યો ભગવાનની શાંત મૂર્તિનેજ ભજે છે. અને તેજ તેઓને મોક્ષ આપે છે.

સર્વ વ્યાપક ભગવાન નિર્ગુણુ છતાં પોતાની કાર્ય કારણુરૂપ ત્રિગુણાત્મિકા માયાવડે પ્રથમ આ જગતને ઉત્પન્ન કરે છે અને પછીથી માયાવડે ઉત્પન્ન થએલાં આકાશાદિક ગુણોમાં પ્રવેશ કરીને જાણે ગુણુવાળા હોય તેમ દેખાય છે. પરંતુ વસ્તુતાએ તેવા નથી, કારણુ કે તે ચૈતન્ય શકિતવડે અત્યંત પ્રકાશમાન છે, તેવા વિશ્વના આત્મારૂપ ભગવાન એક જ છે. પરંતુ સ્થાવર જંગમાત્મક પ્રાણીઓમાં જીવ રૂપે રહેવાથી અનેક પ્રકારના હોય એમ દેખાય છે. આ ભગવાન્, પંચમહાભૂત, શબ્દ, સ્પર્શ આદિક તન્માત્રાઓ, ઇંદ્રિઓ અને અંતઃકરણુરૂપ ગુણુના કાર્યોવડે પોતે નિર્માણુ કરેલાં સ્વેદજ અંડજ, ઉદ્ભિજ અને જરાયુજ એમ ચાર પ્રકારનાં પ્રાણીઓમાં વાસ કરીને તે, તે, જીવને અનુકુળ આવતા તેના ગુણોને ઇચ્છા પ્રમાણે ભોગવે છે. તે જગતની રક્ષા કરનાર દયાળુ ભગવાન, દેવતા મનુષ્યો અને પશુઓમાં નાના પ્રકારની લીલાઓવડે બ્રાહ્મણુ, ગાય અને સાધુ સંતોના રક્ષણાર્થે જન્મ ધારણુ કરી લોકોનું રક્ષણુ કરે છે. એવા પવિત્ર, દયાળુ ઇશ્વરની ભકિત કરવાથીજ મનુષ્યો આ, સંસારનાં દુઃખોને સુખવડે તરી જાય છે.

હે પુત્ર સુદેવ! એટલા માટે હવે તું તારા મનમાં કોઇ પણુ (પુત્રપરિવાર વિગેરેની સર્વ વાંછનાઓ) રીતની વાંછના ન રાખતાં આજ ઠેકાંણે રહી કેવળ ઇશ્વરનું ધ્યાન ધરી તારૂં શ્રેય કર.

ગુરૂજી—હે શિષ્ય! આ પ્રમાણેનાં મહાત્માનાં શ્રેયસ્કર વચનો સાંભળી સુદેવે પોતાની તમામ વાંછનાઓનો પરિત્યાગ કરી દીધો અને ત્યાં રહી ઇશ્વરની ભકિત કરી પોતાના આત્માને ઇશ્વરાર્પણુ કરી અંતે મોક્ષ પદવીને પામ્યો. માટે તું પણુ તે પ્રમાણે વર્ત કે તારી પણુ તેવીજ ગતી થાય.

આ અવિનાશી શ્રેયઃસાધન જે મનુષ્યનું પૂર્ણ ભાગ્ય હોય છે તેનેજ પ્રાપ્ત થાય છે, અને તે પ્રમાણે ચાલે છે તો અવશ્ય તેનાં સંસારીક દુઃખો નાશ પામી અંતે સદ્દગતિને પામે છે. હે શિષ્ય ! તેં, મને પુછ્યું હતું કે ભગવાનની અગાધ માયામાંથી શી રીતે છુટા ય તો તેનો માત્ર આ એકજ રસ્તો છે. હવે તને જે યોગ્ય લાગે તે પ્રમાણે કર. હવે હું એકાગ્ર વૃત્તિમાં રોકાઉં છું.

ગુરૂજી મહારાજ એકાગ્ર વૃત્તિમાં લીન થયા; અને ત્યાં બેઠેલો સર્વ શિષ્ય સમુદાય પણ પોત પોતાનાં કર્મ કરવા ત્યાંથી વિસર્જન થયો.

———(૦)———

# तृतीय तरंग.

## " પરમાત્માનું સ્થૂળ સ્વરૂપ. "

### શ્લોક.

**परंपदं वैष्णव मामनन्ति तद्यन्नेति नेतीत्य तदुत्सि सृक्षवः ।**
**विसृज्य दौरात्म्य मनन्य सौहृदा हृदो पगुह्याऽर्ह पदंपदे ॥**

**અર્થઃ**—આત્મા વિના વસ્તુ માત્રનેજ " નેતિ" નેતિ "અર્થાત આ, વસ્તુ ઈશ્વર નથી, ઇશ્વર નથી, આમશ્રુતિ પણ કહે છે. સર્વ વિષય ભો. ગનો ત્યાગ કરી આત્મજ્ઞાની મનુષ્ય દેહાદિકને નાશવંત સમજી તેઓ શ્રી ભગવાનના ગુણાનુવાદ કરવામાંજ પોતાના દિવસો નિર્ગમન કરે છે અને તેઓને પરમાત્મા વિના બીજા કોઇ પણ પદાર્થ ઉપર પ્રીતિ થતી નથી. તો મનુષ્યોએ બળાત્કારથી વિષય વાસનાનો સત્વર નાશ કરી બ્રહ્મરૂપ થઈ દેહાદિક ઉપાધિમાંથી ક્રમે ક્રમે મુક્ત થવા ચુકવું નહી.

---

બીજે દીવસે શિષ્યે ગુરૂજી મહારાજને નમ્ર વચનથી પુછ્યું કે હે મહારાજ! આપના મુખારવિંદનાં દર્શનથી અને ચરણ સ્પર્શથી મારાં સર્વ પાપો બળીને ભસ્મ થયાં છે, તથાપિ અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ થયા કરે છે. હે મહારાજ આપે મને ભગવાનની અમોઘ માયામાંથી છૂટવાના ઉપાયો બતાવ્યા, હવે હે પ્રભુ ! જે ભ.

ગવાનની અમોઘ માયાનું આટલું બધું પ્રાબલ્ય છે તે પરમાત્માનું સ્થૂળ સ્વરૂપ કેવું હશે તે કૃપા કરીને મને સંભળાવો.

ગુરૂ—હે શિષ્ય! મનુષ્યો આ દુઃખદ સંસારમાં પોતાનું ઘર-માંની તેમાં આસક્ત થવાથી પાંચ પ્રકારની હિંસા કરવામાં આત્મ તત્વમો તથા આખરે અમારૂં શું થશે તેનો લગાર પણ અંદેશો લાવતાં નથી. તેવા મનુષ્યોને સારૂ હજારો ઉપદેશો છે; પરંતુ તેઓનું આયુષ્ય નિદ્રા, આલસ્ય, સ્ત્રીસંગ, ધન સંપાદન કરવું, કુટુંબનું ભરણ પોષણ કરવું વિગેરેમાં વૃથા જતું રહે છે. દેહ, સ્ત્રી, પુત્ર, માતાપિતા વિગેરે સુહૃદો નાશવંત હોવાથી વસ્તુતાએ જુઠું છે છતાં પોતાના વડીલોનાં મૃત્યુ પોતે જુએ છે તો પણ સંસારમાં આસક્ત થએલા પુરૂષો આંધળા મનુષ્યની પેઠે વર્તે છે. જે મનુષ્યોને મોક્ષની ઇચ્છા હોય તેઓએ સર્વના આત્મા, નિયંતા, જન્મ મરણરૂપી બંધનને નાશ કરનારા ભગવાનનું શ્રવણ કીર્તન તથા મનન કરવું જોઇએ.

પોતાના સ્વધર્મમાં શ્રદ્ધા રાખવાથી, વિવેકથી અને અભ્યાસથી છેવટે ઇશ્વરનું સ્મરણ રહેવું એજ મનુષ્યોને તેમના જન્મનો અત્યંત લાભ છે. શ્રીહરિનું કીર્તન, મનુષ્યોને અત્યંત લાભ-દાયક છે. મુમુક્ષુજનોને મોક્ષનું સાધન છે. યોગિઓને યોગનું સાધન છે, જ્ઞાનિઓને જ્ઞાનનું સાધન છે, મનુષ્યે પોતાનું આયુષ્ય થોડું છે એમ જાણી ક્ષોભ કરવો નહી; અને વિષયોનો ત્યાગ કરી અ-ભયરૂપ શ્રીહરિને પામવાના ઉપાયો યોજવા. અંતકાળે પુરૂષે ભય રહીત થઈ વૈરાગ્યરૂપી શસ્ત્રથી સુખની ઇચ્છાને, દૈહિક સુખની ઇચ્છાને તથા સ્ત્રી પુત્રાદિકના સંબંધને કાપી નાંખી નિવૃત્ત થવું જોઇએ.

ધૈર્યવાન્ પુરૂષોએ સ્નાન સંધ્યાદિક કર્મ કરી પવિત્ર એકાંત સ્થળમાં બહુ ઉંચું નહીં તેમજ બહુ નીચું પણ નહીં એવા આસન ઉપર બેશી મનમાં વેદના સારરૂપી ૐકારને તેમ જ તેમાંથી જ સારરૂપે કાઢેલા રકાર અને મકાર એ બનેના સંમીલનથી રામ એ શબ્દ થયો છે તેનો, અથવા જેને જે મંત્ર ઉપર આસ્થા હોય તે મંત્રનો શ્વાસો શ્વાસ ચાલતાં નીકળતાં જાપ કરવો. સર્વ ઇંદ્રીઓને પોત પોતાના વિષયોમાંથી પાછી વાળી નિયમમાં રાખવા સાંસારિક વિષયોમાંથી, કર્મની વાસનાઓથી પોતામાં મનને સ્થિર કરી ભગ-

વાનના સ્વરૂપરૂપી ઉત્તમ વિષયમાં જોડવું. ભગવાનના અવયવોનું એકાગ્ર મનથી ધ્યાન કરવું. છેવટે વિષય રહીત થઈ મનને પરમાનંદરૂપ કરી આનંદ માનવો. જેને વિષે રહેવાથી મન શાંતિ પામે છે તેનેજ પરમપુરૂષનું સ્થાન જાણવું, મનુષ્યનું મન રજોગુણથી ક્ષોભ પામે અને તમો ગુણથી મૂઢ થઈ જાય તો, ધીર પુરૂષે તેને નિયમમાં રાખવું. આમ કરવાથી મનુષ્યોનો ભક્તિયોગ તુરતજ સિદ્ધ થાય છે.

મનુષ્યે સર્વ ઇંદ્રિઓનું દમન કરીને સંગ રહીત થવું, તે પછી બુદ્ધિથી ભગવાંનના સ્થૂળ રૂપમાં મનને જોડવું. ભગવાનનો વિરાટ દેહ સ્થુળમાં સ્થૂલરૂપ છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાર્યરૂપ આ વિશ્વ ભગવાનના સ્થુલ રૂપમાં દેખાય છે.

ભગવાનનો બ્રહ્માંડ રૂપ વિરાટ દેહ, પૃથ્વિ, પાણી, તેજ, વાયુ આકાશ, અહંકાર, મહતત્વ એ સાત આવરણથી ઢંકાએલો છે. તેમાં તે વિરાટ પુરૂષ બિરાજે છે. તેજ, જીવ સમુદાયના નિયંતા છે અને મનુષ્યોને ધારણા કરવાની વસ્તુ પણ તેજ છે.

વિરાટ પુરૂષના દેહમાં આખા વિશ્વની ગણના કરવામાં આવી છે. સપ્તપાતાળ, આકાશ, ચૌદલોક, તેત્રીસકરોડ દેવતાઓ, દશદિશાઓ, અગ્નિ, રાત્રી, દિવસ, વિગેરે તમામ તે, વિરાટ પુરૂષના દેહમાં છે. આવી રીતના ભગવાંનના સ્થૂળ દેહમાં મુમુક્ષુ લોકો પોત પોતાની બુદ્ધિથી મનની ધારણા કરે છે. કારણ તે, વિરાટ ભગવાંનના સ્થૂળ દેહની બહાર કાંઈ પણ પદાર્થ નથી. એવા સર્વના અંતરયામી ભગવાંન છે તેને વિષે મનુષ્યોએ પોતાના મનને સ્થિર કરીને તેનું શ્રદ્ધાથી ભજન કરવું; અને સંસારમાં પુનરપિ જન્મ મરણ થાય તેવા વિષય ભોગોમાં બંધાવું નહીં એજ મનુષ્ય જન્મની આવશ્યતા છે.

હે શિષ્યો! મનુષ્યો માયીક કર્મ માર્ગમાં ભ્રમણ કરી કર્મથી પ્રાપ્ત થએલા મનુષ્ય, દેવ આદિ લોકોમાં ભટકે છે ત્યાં તેને અવિનાશી સુખ પ્રાપ્ત થતું નથી. માટે જ્ઞાની પુરૂષે સંસારમાં શરીરનો વ્યવહાર ચાલે તેટલા ભોગ્ય પદાર્થોનો યત્ન કરવો, પણ તેમાં આસક્ત થવું નહીં. ઇશ્વરે મનુષ્યોને સુવા માટે અત્યંત મહેનત લઈ પૃથ્વિ ઉત્પન્ન કરી છે તો ગોદડાં, ખાટલા, પલંગ વિગેરે શા સારૂ

જોઇએ ? શરીરના નિર્વાહ સારૂ વૃક્ષો, ફળ, ફુલ, વિગેરે ઉત્પન્ન કર્યા છે તો અન્નની જરૂર શા સારૂ જોઇએ ? જળને માટે અસંખ્યાસંખ્ય નદીઓ ઉત્પન્ન કરી છે. રહેવા સારૂ ઘરોને ઠેકાણે પર્વતોમાં કેવી ઉત્તમ ગુફાઓ બનાવી છે. અજીત ભગવાંને મનુષ્યોને માટે કેટલી બધી મહેનત લીધી છે; તેને મનુષ્યો કેમ ભુલી જતા હશે ? વિરક્ત એવા સ્વસ્વરૂપનો નિશ્ચય કરીને સ્વાનુભવથી થએલા આનંદથી નિવૃત્તિને પામેલા મનુષ્યોએ પોતાના હૃદય કમળમાં સ્વતઃપ્રકાશમાન, આત્મારૂપ હોવાથી આનંદ લાગતા સત્ય સ્વરૂપ, ભજન કરવાને યોગ્ય, નિત્ય પરમાત્માને ભજવા, અને તેની મનમાં ધારણા કરવી. કેટલાક તો પોતાનામાં રહેલા ચતુર્ભુજ કે જેણે શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધારણ કર્યા છે એમ મહાન્ પુરૂષની ધારણા કરે છે, મનમાં પરમાત્માની ધારણા કરનારે સુંદર મુખવાળા, ઘનશ્યામ, વિશાળ નેત્રવાળા, પીતાંબર ધારણ કરનાર, મુકુટ અને કુંડળોથી શોભીતાં, યોગીઓના નિવાસસ્થાન, લક્ષ્મીના ચિન્હવાળા, કૌસ્તુભ મણીને ધારણ કરનાર, ભક્તોના ઉપર અનુગ્રહ કરનાર એવા ભગવાનની મૂર્તિની પોતાનું મન સ્થિર થાય ત્યાં સુધી ધારણા કરવી; પછી અંગે અંગનું ધ્યાન ધરવું. આવી રીતે હંમેશાં જ્યાં સુધી ઇશ્વર પ્રત્યે તેનું ધ્યાન ધરવાની દ્રઢતા થાય નહીં ત્યાં સુધી મનુષ્યે પોતાનું નિત્ય કર્મ કર્યા પછી ભગવાંનના સ્વરૂપનું ધ્યાન ધરવું.

આ પ્રમાણે ધ્યાન ધરવાથી મનુષ્ય આત્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે. અને તેમ થયા પછી તેને સત્વ, રજ, તમ, અહંકાર તથા પ્રકૃતિ ઇત્યાદિક જગતનાં કારણો તે આત્માની ઉત્પત્તિ કરી શકતાં નથી. આત્મા વિના વસ્તુ માત્રને "નેતિ-નેતિ" અર્થાત આ વસ્તુ ઇશ્વર નથી, ઇશ્વર નથી એમ વેદની શ્રુતિ પણ કહે છે.

મનુષ્યે પ્રથમતો ભગવાંનનું નામ પોતાની જીહ્વાએ શ્વાસોશ્વાસ ચાલતાં નીકળતાં રટણ કરવું; અને તે નામ, કોણ બોલે છે, તેમજ એ શબ્દ ક્યાંથી ઉત્પન્ન થાય છે તેને માટે પોતાના અંતઃકરણમાં દ્રષ્ટિ વિચારથી જોવું. એમ કરતાં મનુષ્યને પ્રથમ તો એમ લાગશે કે આ શબ્દ તો, મારા મુખમાંથી નીકળે છે. પણ પુર્વંવત્ જો કરશે તો તેને પોતાના કંઠ પ્રદેશમાં તે મનુષ્યને પોતાના સ્થૂળ દેહ જેવું જ પણ, જેનું શિર અધસ્ત, અને પગ ઊર્ધ્વ છે

એવું પોતાનું સૂક્ષ્મ સ્વરૂપ સાદ્રસ્ય થાય છે. તે વખતે મનુષ્યને અ-ત્યંત આનંદ પ્રાપ્ત થાયછે. સૂક્ષ્મ દેહને પોતાની દ્રષ્ટીએ દીઠો એ-ટલે તે, મનુષ્યની દિવ્યદ્રષ્ટિ થઇ એમ કહેવાય છે. તે દ્રષ્ટિએ જોતાં અને પેલા સૂક્ષ્મ દેહે કરી ઇશ્વરનું પુષ્કળ રટણ કરવું; તે રટણના પ્રભાવે પોતાના સૂક્ષ્મ દેહે કંઠ પ્રદેશમાં આગળ ચાલવાની પોતાને શકિત મળેછે. તે શકિતએ કરી હૃદયસ્થાનમાં આવી મહાઆનંદ પ્રાપ્ત કરેછે. તે ઠેકાણે મહાઆનંદ માનતો ઇશ્વરનું રટણ કરી ત્યાંથી આગળ ચાલતો સૂક્ષ્મદેહ, નાભીકમળ ઉપર જાયછે. ત્યાં પણ પૂ-ર્વની પેઠે ઇશ્વરની અલૌકિક રચના જોઇ પોતાના સ્થૂળ દેહમાં હાડ, માંસ, રૂધીર ઇત્યાદિકનો તેને ભેદ રહેતો નથી; અને બહારના બ્રહ્માંડ જેવા અનુભવો પોતાના સ્થૂળ દેહમાં મેળવેછે. તે, મેળવ્યા પછી જે, જે, અનુભવો મેળવવાની ઇચ્છા થાયછે તે, તે, ત્યાં આગળ મેળવતો સૂક્ષ્મ દેહ પરમાત્માને ખોળતો પોતાના સ્થૂળના બરડાની જમણી બાજુએ આવેલા માર્ગે ચાલેછે. તો, તેને, બરડાની કરોડના મૂળ આગળ માર્ગનો વિરોધ થાયછે. તે ત્યાં આગળ વિ-ચારશકિતમાં ગુંથાતાં ચારે બાજુમાં દ્રષ્ટિ કરેછે એટલામાં તેને એકવીસ મહાન્ પહાડો નજરે પડેછે. તેને પોતાની શકિતએ ઓ-ળંગી સ્થૂળના દક્ષિણ કર્ણદ્વારે થઇ ત્રીકુટીએ આવી ઇશ્વરની અ-લૌકીકતાને જોઇ અત્યંત આનંદ પામે છે. તેની નજીક ત્રિવેણી ગંગા ઉત્તર દક્ષિણ પ્રવાહે વહેતી તે, સૂક્ષ્મની દ્રષ્ટિએ પડે છે; તે વખતે પોતાનાં અનંત પાપોને નાશ કરવા ઇચ્છતો સૂક્ષ્મદેહ તે ગંગાના જળમાં સ્નાન, ધ્યાન કરી પોતાનાં પાતકોથી નિવૃત્ત થાય છે. ત્યાંની ઈશ્વરી લીલાને જોવા ઇચ્છતો સૂક્ષ્મદેહ તે, નદિના કિનારા ઉપર વેલુકાના મહાન્ સમર્થ પોતાના ગણો અને શ્રી પા-ર્વતી સાથે મહાદેવજીનાં પુજન અર્ચન કરી અત્યંત આનંદ માનતો એકાંતસ્થળમાં બેશી ઇશ્વરના નામનું પુષ્કળ રટણ કરેછે. આ સ્થાનને પહોંચેલા સૂક્ષ્મદેહને કોઇ પણ પ્રકારનું માનુષિ આવરણ વિઘ્ન કરી શકતું નથી. તેમજ તે ત્રિકાળ જ્ઞાન સંપાદન કરવા ઇચ્છે તો, તે પણ તેને પ્રાપ્ત કરી શકે છે. તેને કાળ બાધ કરી શકતો નથી. એવી સૂક્ષ્મદેહે પ્રાપ્ત કરેલી ત્રિકુટી જગોએ પુષ્કળ ઇશ્વરનું ધ્યાન કરી પ્રભુને પ્રસન્ન કરી પોતાના સૂક્ષ્મનો ત્યાગ કરી કારણ દેહને પ્રાપ્ત થાયછે. તે કારણદેહે પ્રભુ નામનું પુષ્કળ રટણ

કરી મહાકારણરૂપી પરમ પુરૂષ પરમાત્મા કે, જે બ્રહ્મરંધ્રે બિરાજે છે તેને તે મનુષ્ય પ્રાપ્ત થાય છે, પરમાત્માને પ્રાપ્ત થએલો પુરૂષ આ માનુષિ તેમજ દૈવિ સૃષ્ટિઓને જોઇ તેના ભેદને જાણી મહા આનંદ પામેછે. આવી રીતે ઇશ્વરનું રટણ કરી પરમાત્માને પ્રાપ્ત થએલો પુરૂષ યોગી કહેવાય છે. તેને આ સૃષ્ટિમાં કાંઇ પણ કાર્ય કરવાનું બાકી રહેતું નથી અને અંતે તે મનુષ્ય મોક્ષ પદનેજ પામે છે. આ પ્રમાણે પરમાત્માને પ્રાપ્ત થએલો મહાઆનંદ માનતો ત્યાંથી પાછો ફરી પોતાના કારણદેહમાં પ્રવેશિત થાય છે, ત્યાંથી સૂક્ષ્મમાં અને તેમાંથી સ્થૂળમાં પ્રવેશિત થઇ આ સૃષ્ટિનો અનુભવ લે છે.

હે શિષ્યો ! આવી રીતે મનુષ્ય, ઇશ્વર નામના રટણની મહેનત કરે તો, તે અવશ્ય પરમપુરૂષ પરમાત્માને પ્રાપ્ત થયા શિવાય કદિ કાળ પણ રહેશે નહિ.

પરમાત્માને પ્રાપ્ત થએલા પુરૂષને સદ્યો મુક્તિની ઇચ્છા ન હોય અને આ બ્રહ્માંડમાં આવલા બ્રહ્મલોકમાં જવાની ઇચ્છા હોય, અથવા તો અષ્ટ મહાસિદ્ધિયુક્ત સિદ્ધ લોકોના વિહારસ્થાનમાં જવાની ઇચ્છા હોય તો, તે, તે, લોકોને પ્રાપ્ત થાય છે. કર્મની ગતિ પરિચ્છિન્ન એટલે માપમાં આવી શકે તેવી છે, પણ યોગની ગતિ તેવી નથી. યોગિઓ ત્રણ લોકની અંદર અને બહાર જઇ શકે છે. **ઉપાસના, ભક્તિ, યોગ** અને **જ્ઞાન** તેને ગ્રહણ કરનારાઓની જે ગતિ થાયછે તે ગતિ મનુષ્યો અનેક પ્રકારનાં બીજાં કર્મો કરે તોપણ તેને પામતા નથી.

જેને સદ્યોમુક્તિની ઇચ્છા નથી તે કર્મમાર્ગી યોગિ દેહાંત પછી વૈશ્વાનર નામના દેવતાને પામેછે. અને પછી પોતાનામાં રહેલા મળ થકી રહીત થઇ જ્યોતિશ્ચક્રમાં જાય છે. ત્યાંથી મહર્લોકમાં એક કલ્પપર્યંત રહી, કલ્પાંતે બ્રહ્મલોકમાં જાય છે, કે જ્યાં આગળ શોક, વૃદ્ધાવસ્થા, મૃત્યુ, ભય, દુઃખ વિગેરે કાંઇ પણ નથી. માત્ર પરમાત્માના ધ્યાનથી વિમુખ રહેલા મનુષ્યોને જન્મ મરણ થયા કરેછે, એ શિવાય ત્યાં આગળ બીજું કોઇ પણ પ્રકારનું દુઃખ નજરે પડતું નથી. કેટલાક સમયે તે સદ્યોમુકિતને ઇચ્છનાર યોગિ બ્રહ્મલોકમાંથી પૃથ્વિરૂપ થાયછે. તે પછી જળ, અગ્નિ, તેજ, વાયુ

વિગેરે રૂપ થઈ અનેક ઉપભોગો કરેછે. તે પુરા થયા પછી આકાશના સ્વરૂપને પ્રાપ્ત થાયછે. ને પછી ગંધ, રસ, રૂપ, સ્પર્શ, શબ્દ, ક્રિયા, અહંકાર, વિજ્ઞાન વિગેરેને પામેછે. પછીથી તે યોગિ ઉપાધિઓને નિવૃત્ત કરી આનંદમૂર્તિ પરમાત્માને પામેછે. જે પુરૂષ ઇશ્વરની આ ગતિને મેળવેછે તે પુરૂષ ફરીને આ સંસારની જન્મ મરણરૂપી પાશમાં કોઈ પણ દિવસ બંધાતો નથી. સંસારીક પુરૂષોને મોક્ષ આપનારા બીજા અનેક માર્ગો છે તથાપિ ઇશ્વરના નામનું રટણ કરી પોતાના સ્થૂળ દેહે સૂક્ષ્મ દેહને પ્રાપ્ત કરી અંતે પરમાત્માને પામવું એજ માર્ગ મનુષ્યોને સુખરૂપ છે અને તે નિર્વિઘ્ને પ્રાપ્ત પણ થાય છે. માટે આ સંસારમાં જન્મી મનુષ્યના દેહનું સાફલ્ય માત્ર ઇશ્વરના નામનું રટણજ છે.

જીવને દૈવયોગથી મનુષ્યનો દેહ પ્રાપ્ત થાયછે તેમાં પણ જે બુદ્ધિશાળી હોયછે તે તો ઇશ્વરનુંજ સ્મરણ કરેછે, અને મોક્ષજ મેળવે છે. આ દુઃખદ સંસારમાં મનુષ્યોને અનેક પ્રકારની સંસારીક કામનાઓની ઇચ્છાઓ થાયછે. માટે જે મનુષ્યને ઇંદ્રિઓની શક્તિ વધારવાની ઇચ્છા હોય તેણે ઇંદ્રનું યજન કરવું. સંતાનની ઇચ્છાવાળાઓએ દક્ષ આદિ પ્રજાપતિઓનું યજન કરવું. લક્ષ્મીની ઇચ્છાવાળાઓએ દેવિનું યજન કરવું. પરાક્રમ મેળવનારે અગીઆર રૂદ્રોનું યજન કરવું. આયુષ્યની ઇચ્છાવાળાઓએ અશ્વિની કુમારોનું યજન કરવું. સ્ત્રીની ઇચ્છાવાળાઓએ ઉર્વશિનું યજન કરવું. ધન મેળવવા વરૂણનું યજન કરવું. વિદ્યા મેળવવા શંકરનું યજન કરવું. પ્રેમ મેળવવા સતિ પાર્વતીનું યજન કરવું. ધર્મ મેળવવા ભગવાનનું યજન કરવું. વંશની વૃદ્ધિ કરવા પિતૃદેવનું યજન કરવું. વૈરાગ્યની ઇચ્છાવાળાએ માયા રહીત પરમ પુરૂષ પરમાત્માનું યજન કરવું આ પ્રમાણે જેને જેને જેવી, જેવી, ઇચ્છાઓ હોય તેણે, તે, તે, દેવતાઓનું યજન કરવું કે જેથી મનુષ્યોની સંસારીક વાસનાઓ પરિપૂર્ણ થાય છે.

ગુરૂ—હે શિષ્ય! આ પ્રમાણેનું પરમાત્માના સ્થૂળ સ્વરૂપનું વર્ણન મેં તારી આગળ કહ્યું; હવે હું તને પરમાત્માએ સૃષ્ટિ કેવી રીતે ઉત્પન્ન કરી તે કહુંછું સાંભળ.

# चतुर्थ तरंग.

## " સૃષ્ટિની ઉત્પત્તિ. "

### श्लोक.

**पुरुषस्य मुखं ब्रह्म क्षत्रमे तस्य बाहवः ॥**
**ऊर्वो वैश्यो भगवतः पद्भ्यां शूद्रोभ्य जायत. ॥**

**અર્થઃ**—વિરાટ પુરૂષના મુખમાંથી બ્રાહ્મણ, બાહુઓથી ક્ષત્રી, સાથળથી વૈશ્ય અને ચરણથી શુદ્ર એવી રીતે ચાર વર્ણની ઉત્પત્તિ થઇ છે.

---

ઇશ્વર નિર્ગુણ છે, પરંતુ તેણે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવા માટે સ્વતંત્રતાથી માયા વડે ત્રણ ગુણોને ગ્રહણ કર્યા છે. પંચ મહાભૂતો, ઇંદ્રિયોના અભિમાની દેવતાઓ તથા ઇંદ્રિયોના કારણ ભૂત ત્રણ ગુણો, કાર્ય, કારણ તથા કર્તાપણાને વિષે અર્થાત અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મ વિષે અભિમાન ઉત્પન્ન કરાવીને નિત્ય મુક્ત એવા જીવને સંસારની જન્મ મરણની પાશમાં બાંધે છે. તે માયાને કબજામાં રાખનાર સર્વના સ્વામી પ્રભુ છે. તે ઇશ્વરને અનેક પ્રકારે થવાની અને વિવિધ સૃષ્ટિ રચવાની ઇચ્છા થવાથી પોતાની માયા વડે પોતાને વિષે અકસ્માત પ્રાપ્ત થએલા કાળને, કર્મને અને સ્વભાવને ગ્રહણ કર્યા. ત્યાર પછી તે કાળમાં ક્ષોભ થયો; એટલે સત્વ, રજ અને તમ એમ ત્રણ ગુણથી મુક્ત થયા. કર્મ થકી મહતત્વ ઉત્પન્ન થયું. તેમાંથી સત્વ, રજ અને તમ એમજ ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થયો. તામસ અહંકારથી પંચભૂતોની ઉત્પત્તિ થાય છે. રાજસ અહંકારથી ઇંદ્રીઓની અને સાત્વીક અહંકારથી ઇંદ્રીઓના દેવતાઓની ઉત્પત્તિ થાય છે.

તામસ અહંકારથી (૧) આકાશ થયું; તેમાંથી (૨) વાયુ થયો. વાયુથી (૩) તેજ થયુ. તેજમાંથી (૪) જળ. જળમાંથી (૫) પૃથ્વિ ઉત્પન્ન થઇ. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ જ્ઞાનેંદ્રિયના દેવતાઓ છે.

સાત્વીક અહંકારથી મન તથા તેના અધિષ્ઠાતા દેવતા ચંદ્રમા અને દશ દિશાઓ, વાયુ, સૂર્ય, વરૂણ, અશ્વિનીકુમાર, અગ્નિ, ઇંદ્ર, ઉપેંદ્ર, મિત્ર તથા પ્રજાપતિ અને દશ ઇંદ્રિઓના દેવતાઓ ઉત્પન્ન થયા. તેમાં પહેલા પાંચ જ્ઞાનેંદ્રિયના દેવતાઓ અને બીજા પાંચ કર્મેંદ્રિયના દેવતાઓ થયા.

રાજસ અહંકારથી બુદ્ધિ અને પ્રાણ ઉત્પન્ન થયાં. તેમાં દશ ઇંદ્રિઓ શ્રોત, ત્વચા, ઘ્રાણ, નેત્ર અને જીહ્વા આ પાંચ જ્ઞાનેંદ્રિઓ છે. અને વાણી, હાથ, પગ, ગુહ્યેંદ્રિય તથા ગુદાસ્થાન આ, પાંચ કર્મેંદ્રિયો છે.

તે પંચ મહાભૂતો, દશ ઇંદ્રિયો, મન અને સત્વાદિક પદાર્થો એકઠા થયા ત્યારે બ્રહ્માંડ ઉત્પન્ન થયું. બ્રહ્માંડરૂપ સ્થૂળ શરીર, કાળ, કર્મ અને સ્વભાવના આશ્રય વડે સજીવન થયું. અને તેમાંથી અલૌકિક વિરાટ સ્વરૂપ પ્રગટ થયું. તેમાંથી ચૌદ લોકની ઉત્પત્તિ થઇ. તે સ્વરૂપના કટિ ભાગમાંથી ( કેંઢોમાંથી ) સાત લોક, અને ઉપરના ભાગમાંથી સાત લોક એમ બન્ને મળી ચૌદ લોકની ઉત્પત્તિ થઈ. ચાર વર્ણો, તે પણ તેજ ઇશ્વરથી ઉત્પન્ન થઇ છે.

વિરાટ સ્વરૂપના મુખમાંથી બ્રાહ્મણ, બાહુથી ક્ષત્રિ, સાથળથી વૈશ્ય અને પગમાંથી શુદ્રની ઉત્પત્તિ થઇ છે.

વિરાટ સ્વરૂપના ચરણમાં ભૂલોક, નાભિ વિષે ભુવર્લોક હૃદયમાં સ્વર્ગલોક, છાતિમાં મહર્લોક, કંઠમાં જનલોક, સ્તનમાં તપલોક, મુખમાં સત્યલોક અને મસ્તકમાં બ્રહ્મલોકની કલ્પના કરવામાં આવી છે.

વિરાટ સ્વરૂપની કેઢે અતલ, સાથળે વિતળ, ઘુંટણે સુતલ, ઝાંગોએ તલ તથા અતલ; ઘુંટીએ મહાતલ, પગ ઉપર રસાતલ, પગના તળીએ પાતાલ આવી રીતે સપ્ત પાતાળની ગણના કરવામાં આવી છે.

વિરાટ પુરૂષ્ના મુખથી અગ્નિ, ત્વચાથી સપ્ત ધાતુઓ, જીભથી અગ્નિ વિગેરે રસો, નાસિકાથી વાયુ, નેત્રથી તેજ, કાનથી દિશાઓ, આકાશ અને શબ્દ; રૂવાંટાંથી વૃક્ષો, કેશથી મેઘ; દાઢીથી વિજળી, નખથી પત્થર તથા લોહું, લિંગથી જળ વિગેરે સર્વ એ, વિરાટ પુરૂષથી ઉત્પન્ન થયું છે.

આવા પરમાત્માની માયાથી મોહિત થએલા લોકો આ, પ્રપંચરૂપ વિશ્વને ભગવાંનની માયાથી રચાએલું છે એમ જાણે છે, પરંતુ તેને ખરેખર રીતે જાંણી શકતા નથી. તે અજન્મા, આદિ પુરૂષ ભગવાંન પોતે પ્રત્યેક કલ્પના આરંભમાં પોતારૂપ સૃષ્ટિને પોતાને વિષે સરજે છે, પાળે છે અને તેનો સંહાર પણ પોતે જ કરે છે.

પરબ્રહ્મ પરમાત્માનો પ્રથમ પુરૂષાવતાર થયો છે. ત્યાર પછી કાળ, સ્વભાવ, કાર્ય કારણરૂપ પ્રકૃતિ, મહતત્વ, પંચમહાભૂતો, અહંકાર, તત્વ, સત્વાદિક ગુણો, ઈંદ્રિઓ, વિરાટ શરીર, તેના અભિમાની દેવતાઓ, સ્થાવર જંગમરૂપ વિરાટનું વ્યષ્ટિ શરીર, બ્રહ્મા, શંકર, વિશ્નું, દક્ષાદિક પ્રજાપતિઓ, દેવર્ષિઓ, સ્વર્ગના અધિપતિઓ, ગંધર્વો વિગેરે જે કાંઇ ઉત્પન્ન થાય છે તે સર્વ પરમાત્માની વિભૂતીઓ છે.

હે શિષ્ય! આ પ્રમાણે ભગવાંને સૃષ્ટિને ઉત્પન્ન કરીછે. તે અજન્મા ભગવાંનને મનુષ્યે શરણે જવું; અને તેણે આપણા સર્વેના ઉપર જે ઉપકાર કર્યો છે તેને માટે જેમ બને તેમ મહેનત લઇ તેને પ્રસન્ન કરી અંતે તેના પદને પમાય તેવા ઉપાયો યોજવા જોઇએ એજ મનુષ્યનું કર્મ છે. હે સદ્બુદ્ધે! આવી રીતે પરમાત્માએ સૃષ્ટિ ઉત્પન્ન કરી છે; હવે હું તને સંસાર બંધનથી કેમ છુટાય વિગેરે કહીશ તે તું સાંભળ.

---

## पंचम तरंग.

## સંસાર બંધન કેમ છૂટાય.

(०)

### श्लोक.

**संसारः स्वप्न तुल्योहि राग द्वेषा दिसङ्कुलम्**
**सकाले सत्यवद् भाति प्रबोधे सत्य सद्भवेत ॥**

**અર્થ:**—આ, સંસાર સ્વપ્ન તુલ્ય છે. સ્વપ્ન વખતનો સમય તે વખતમાં સાચો દેખાય છે, પણ તે સર્વ જાગ્રત અવસ્થામાં અસત્ય દેખાય છે. માટે રાગ દ્વેષવાળા સંસારને જ્ઞાનથી મુક્ત કર.

આ દેહમાં "હું તથા મારૂં" આવો જે ખોટો દુરાગ્રહ માયાવડે બધાયો છે તે દુરાગ્રહને દુર કરવો જેથી સંસાર બંધનથી મુક્ત થવાય.

બ્રહ્મવિદ્યામાં પ્રવર્તવાથી પુરૂષોનું કલ્યાણ થય છે. ચિત્તજ આ, જીવને બંધન અને મુક્ત કરનાર છે. ચિત્ત જો વિષયોમાં લપટાય છે તો તે બંધનકારક થાય છે; અને પરમાત્મામાં લપટાય છે તો મુક્તિ પામે છે. "હું" અને "આ મારૂં" આવા અભિમાનથી રહીત થએલો મનુષ્ય શાંતિવાળો થાય છે ત્યારેજ જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિવાળા ચિત્તે પ્રકૃતિથી જુદા, ભેદ રહીત, સૂક્ષ્મ, એકસ્વરૂપ તથા આત્મારૂપ પરમાત્માને અખંડ જુએછે; અને દેહાદિક મિથ્યા પદાર્થોને શુસ્ક જુએ છે. મનુષ્યોને સંસાર બંધનમાંથી મુક્ત થવા પરમેશ્વરની પરમભક્તિ કરવી એજ શ્રેષ્ટ ઉપાય છે. ઇશ્વર સાથે અનન્ય ભાવે પ્રીતિ કરનારા મનુષ્યોને, સુખ દુઃખને સહન કરનારાને, દયાવાળાને, સર્વ ઉપર સમદ્રષ્ટિ રાખનારાને, શાંત અને ઇશ્વરની દ્રઢ ભક્તિ કરનારા મનુષ્યોને, પ્રભુને વિષે મનને ધારણ કરનારા સત્પુરૂષોને અધ્યાત્મઆદિ તાપો કોઇ પણ દીવસે તાપ પમાડી શકતાં નથી.

હંમેશાં સત્સંગતિ કરવી. તે કરવાથી વિષય સંગના દોષો નાશ પામે છે. અને અવિદ્યા નિવૃત્ત થાય છે. તેથી શ્રીહરિને વિષે શ્રદ્ધા અને ભક્તિ ઉત્પન્ન થાય છે. પ્રભુની સૃષ્ટિ રચનાનું મનુષ્ય મનન કરે તો તેથી ઉત્પન્ન થએલી ભક્તિ વડે ઐહિક તથા પારલૌકિક વિષયોમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. ને વૈરાગ્યથી થએલા જ્ઞાને કરી તથા યોગથી આત્મારૂપે રહેલા શ્રીહરિના ધામમાં તે મનુષ્ય જાય છે.

ઈશ્વરની ભક્તિજ શ્રેષ્ઠ છે, જેમ જઠરાગ્નિ ખાધેલા અન્નને પચાવે છે તેમ ભક્તિ આ, મોહમય લિંગ શરીરનો નાશ કરે છે. તેના ભકતો, તેનાં અલૌકિક અને મનોહર રૂપોનાં નિત્ય દરશન કરે છે, તથા તેમની મનોહર વાંણીને સાંભળે છે. ભગવાંનનાં મનોહર રૂપોએ જેઓનાં મનને અને પ્રાણોને મુગ્ધ કરી મુકયાં છે એવા ભકતો મુક્તિની પણ ઇચ્છા ધરાવતા નથી; તોપણ ઇશ્વરની ભક્તિ તેઓને મુક્તિ આપે છે. જેઓને ઇશ્વર પોતાના આત્મા જેવો

પ્રિય છે, પુત્રના જેવો પ્રીતિ પાત્ર છે, ઇષ્ટના જેવો પુજ્ય છે આવા ભાવે માને છે તેઓ કોઇ પણ દિવસ વૈભવ વગરના રહેતા નથી. આ લોકમાં તથા પરલોકમાં ગતિ કરનારા મનુષ્યોનો દેહ, દેહની પાછળ રહેલાં સ્ત્રી, પુત્ર, ધન વિગેરે પદાર્થોનો ત્યાગ કરી ઇશ્વરનીજ ભક્તિ કરે છે તો, તે, સંસાર બંધનમાંથી મુક્ત થયા સિવાય રહેતા નથી. પરમેશ્વર પ્રકૃતિ તથા પુરૂષોનો સ્વામી છે, આત્મા છે માટે તેના આશ્રય વગર સંસાર બંધનથી મુક્ત થવાતું નથી.

પવન ઇશ્વરના ભયથી વાય છે, સૂર્ય ભયથી તપે છે, ઈંદ્ર ભયથી વૃષ્ટિ કરે છે, અગ્નિ ભયથી બાળે છે, મૃત્યુ ભયથી જગતમાં ફરે છે. માટે મનુષ્યે ઇશ્વરની ચરણારવિંદનો અવશ્ય આશ્રય કરવોજ જોઇએ; જેથી સંસાર-બંધનથી મુક્ત થવાય.

ગુરૂ—હે શિષ્યો! આવી રીતે કરવાથી મનુષ્યો સંસાર બંધનમાંથી અવશ્ય મુક્ત થાય છે. હવે મધ્યાન્હ કાળનો સમય થયો છે જેથી સર્વ શિષ્ય સમુદાય સંધ્યા વંદન અને ભોજન વિગેરે પરવારી વહેલા આવો. પછીથી બીજું વિવેચન ચાલશે. સર્વ શિષ્ય સમુદાય વિસર્જન થયો.

---

## षष्ठम तरंग.

### "પુરૂષ, પ્રકૃતિથી જુદો છે."

---

**श्लोक.**

**दिव्योह्य मूर्तः पुरुषः सबाह्या भ्यन्त रोह्यजः**
**अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरा त्परतःपर.**

અર્થઃ—દિવ્ય અને મૂર્તિ રહીત પુરૂષ, બહાર તથા અંતરમાં રહેનાર, જન્મ મરણ અને મનોવિકારથી રહીત, શુદ્ધ પ્રકૃતિથી જુદો છે.—

---

મધ્યાન્હકાળ વ્યતિત થયા પછી સર્વ શિષ્ય સમુદાય પૂર્વવત્ પોત પોતાના સ્થાનકે નિશ્ચિંત થઇ આવી બેઠા. ગુરૂજી મહારાજ પણ મુમુક્ષોની મનકામના પૂર્ણ કરવા આવી બેઠા.

ગુરૂ—હે શિષ્યો ! મેં તને સંસાર બંધનથી કેવી રીતે મુક્ત થવાય તેનો સદ્ ઉપાય બતાવ્યો. હવે શું સાંભળવા ઇચ્છે છે તે કહે.

ગુરૂજીનાં આવાં બોધદાયક વચનો સાંભળી શિષ્ય સમુદાય પૈકી એક નવીન મુમુક્ષુ ઉભો થયો, અને કહેવા લાગ્યો કે—હે ગુરૂજી મહારાજ ! જેને પુરૂષ કહે છે તે, પ્રકૃતિથી. જુદો હશે કે, કેમ તે આપ કૃપા કરીને કહો.

ગુરૂ—હે શિષ્ય વર્ગ ! આ, તમારામાંથી જે શંકા ઉત્પન્ન થઇ છે તેનું હું નિરાકરણ કરૂંછું તે સર્વ સ્વસ્થ થઇ સાંભળો ?

મનુષ્યોના હૃદયની ગાંઠ તોડનારૂં તથા આત્માનું દરશન કરાવનારૂં જે જ્ઞાન, તેજ, પુરૂષને મોક્ષ આપનારૂં છે.

આત્મા તે પુરૂષ કહેવાય છે; અને તે અનાદિ; ગુણ રહીત, પ્રકૃતિથી જુદો, સર્વવ્યાપક અને સ્વયંજ્યોતિ છે. તે પુરૂષે દૈવ ઇચ્છાથી પોતાની પાસે આવેલી સૂક્ષ્મ તથા ત્રણ ગુણવાળી ઈશ્વરની માયાને ગ્રહણ કરી છે. તે પ્રકૃતિ ગુણોવડે અનેક થઇ જ્ઞાનને ઢાંકી માયાવડે પુરૂષને મોહીત કરે છે. ઇંદ્રિઓ કર્મો કરે છે તો પણ અજ્ઞાન થકી પુરૂષ પોતાને વિષે કર્તાપણું અને ભોક્તાપણું માંને છે. આવા અભિમાનથી પોતે કર્ત્તા નથી છતાં કર્મનું બંધન તેને નડે છે. પુરૂષ પોતાને દેહ ઇદ્રિય તથા તેના અધિષ્ઠાતા દેવતા રૂપ માને છે તેનું કારણ માત્ર પ્રકૃતિજ છે. દેહ જડ છે છતાં સુખ દુઃખનો ઉપભોગ કરે છે તે પ્રકૃતિથી જુદા એવા પુરૂષવડે કરેછે.

પ્રકૃતિ તે શું ? પોતે એક રૂપ છતાં સર્વ કાર્યના આશ્રયભૂત તથા પ્રધાન તત્વ છે તે પ્રકૃતિ કહેવાય છે. આ પ્રધાન તત્વ ત્રિગુણાત્મક હોવાથી બ્રહ્મસ્વરૂપ નથી; પણ ચોવીસ તત્વોનો સમૂદાય પ્રકૃતિનું કાર્ય કહેવાય છે. તે ચોવીસ તત્વો કયાં કયાં તે સાંભળો. પૃથ્વિ, પાંણી, તેજ, વાયુ, અને આકાશ, આ પાંચ ભૂતો. ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ આ, પાંચ તેની તન્માત્રાઓ છે.

કાન, ત્વચા, નેત્ર, જીભ, નાક, વાંણી, હાથ, પગ, શિશ્ન અને ગુદા આ, દશ ઇંદ્રિઓ કહેવાય છે.

મન, બુદ્ધિ, અહંકાર અને .ચિત્ત, આ ચાર અંતઃકરણની વૃત્તિઓ છે. તેનાવડે અંતઃકરણના ચાર ભેદો કલ્પેલા છે. પ્રકૃતિની

અવસ્થારૂપકાળ એ પચીસમું તત્વ કહેવાય છે. માયાને આધિન થએલા અને અહંકારથી. "આ, દેહરૂપ હું છું" એમ માની બેઠેલો મૂર્ખજીવ તેને કાળનો ભય લાગે છે, તે, કાળરૂપે રહેલા ભગવાન માયાવડે પ્રાણીમાત્રના દેહમાં જીવરૂપે રહેલા છે, અને બહાર કાળ-રૂપે રહેલા છે. તેજ પરમાત્માએ પ્રકૃતિમાં ચૈતન્યરૂપી બીજને મુકયું; જેનાથી મહતત્વ ઉત્પન્ન થયું. તેમાંથી સાત્વિક, રાજસ અને તા-મસ એમ ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થયો. તેનાથી મન, ઇં-દ્રિઓ અને પાંચ ભૂતો થયાં.

સાત્વીક અહંકારથી મન ઉત્પન્ન થયું; અને તેનાથી સર્વ કામનાઓ થઈ. રાજસ અંહકારથી બુદ્ધિતત્વ ઉત્પન્ન થયું. તામસ અહંકારથી આકાશ થયું. અને તે થયા પછી બીજા સર્વ પદાર્થો એક એકમાંથી ઉત્પન્ન થયા. તે સર્વ પદાર્થોમાં તે તે, પદાર્થોના દેવતાઓએ પ્રવેશ કર્યો; પણ તે પદાર્થ જડત્વને લીધે ઉઠી શકયો નહીં. ત્યારે છેવટે ક્ષેત્રજ્ઞે (જીવે) ચિત્તની સાથે તેના હૃદયમાં પ્ર-વેશ કર્યો ત્યારે તે પુરૂષ ઉભો થયો. નિદ્રાધિન પુરૂષ, જેમ નિદ્રા નિવૃત્ત થયા શિવાય ઉઠી શકતો નથી તેમ, સઘળી ઇંદ્રિઓ, ચોવીસ તત્વો, તેના દેવતાઓ, જીવવિના તે પુરૂષને ઉઠાડી શકયાં નહીં. પરંતુ જીવ આવ્યા પછી તે પુરૂષ ઉઠયો. તેજ પરમાત્મા કાર્ય કારણના સમુ-દાય રૂપ દેહમાં રહેલા છે. તે પરમાત્માની પ્રથમ ભક્તિ કરવી, ભ-ક્તિ કરવાથી વૈરાગ્ય થાય છે. તે થયાથી યોગમાં બુદ્ધિ પ્રવૃત્ત થાય છે, તેથી ચિત્તની એકાગ્રતા થાય છે. ચિત્તની એકાગ્રતાથીજ પર-માત્માનું રમણું થાય છે.

પરમાત્મા આ દેહમાં રહેલાં છે તો પણ, તે અકર્તા, વિકાર-રહીત, પ્રકૃતિથી લેપાતા નથી. પણ પ્રકૃતિના સુખ દુઃખાદિકથી આ-સક્ત બની આત્મા, અહંકારથી મૂઢ બની "હું કર્તા છું" આવું અભિમાન ધરાવે છે; અને તે અભિમાનવડેજ તેને જન્મ મરણ થાય છે. એટલા માટે સંસારના દુઃખરૂપી માર્ગથી મુક્ત થવા ઇ-ચ્છતા પુરૂષે વિષયને વિષે આસક્તિ રાખવી નહીં. અને તીવ્ર ભ-ક્તિવડે પોતાના મનને વશ કરી "હું તથા મારૂં" આવો મિથ્યા આગ્રહ છોડી દેવો. જે જ્ઞાનથી પ્રકૃતિ તથા પુરૂષનું તત્વ જા-ણવામાં આવે તેવું જ્ઞાન સંપાદન કરવું; કે જેનાવડે મિથ્યા ભૂત

અહંકારમાં સદ્રૂપે દેખાતા નિરૂપાધિ બ્રહ્મને પમાય છે. એ પરબ્રહ્મ શુદ્ધ જીવના સ્વરૂપથી ભિન્ન તથા અસતના અર્થાત્ મહતત્વાદિક કાર્યના પ્રકાશક, તથા કાર્ય-કારણ સર્વમાં પરોવાઈ રહેલા છે તે, તથા પોતાના સ્વરૂપમાં પરિપૂર્ણ છે એવા ઇશ્વરને પમાય છે.

હે શિષ્યો ! આવી રીતે જ્યારે મનુષ્ય ઇશ્વરને પામે છે ત્યારે તેની દેહાદિક તમામ ઉપાધિઓ નાશ પામે છે. પંચ મહાભૂતો, તેની તન્માત્રાઓ, ઇંદ્રિઓ, મન, બુદ્ધિ વિગેરે અજ્ઞાનમાંજ લય પામે છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે-પુરૂષને પ્રકૃતિના સંબંધથીજ દેહાદિક ઉપાધિઓ પ્રાપ્ત થાય છે. અને તે અન્યો અન્ય બન્ને જુદાંજ છે. હે શિષ્ય! તેં પૂછ્યું હતું કે-પુરૂષ પ્રકૃતિથી જુદો હશે કે કેમ તેનો નિર્ણય મેં તારી આગળ કર્યો. હવે હું તમોને કામાસક્ત પુરૂષની કેવી સ્થિતિ થાય છે તેનું થોડુંક વૃત્તાંત કહું તે તમો સર્વ સાંભળો.

---

# સપ્તમ તરંગ.

## " કામાસક્ત પુરૂષની સ્થિતિ. "

કાળ સર્વનો નાશ કરે છે. તેના પરાક્રમને મનુષ્ય જાણી શકતો નથી. મનુષ્ય સુખને માટે અનેક દુઃખો વેઠીને જે જે, વસ્તુઓ મેળવે છે તેનો કાળ નાશ કરે છે. તેનો નાશ થએ મનુષ્ય શોક કરે છે. સ્ત્રી પુત્રાદિક આ દેહ નાશવંત છે તેને મનુષ્યો મોહથી નિત્ય માને છે, અને તેનો વિયોગ થએ શોક કરે છે. જીવ જ્યાં, જ્યાં, જન્મ લે છે ત્યાં, ત્યાં સુખ માને છે. તેથી તેને તે, તે, જન્મ ઉપર વૈરાગ્ય થતો નથી. દેહ, સ્ત્રી, પુત્ર વિગેરેમાં મનની દ્રઢ આસક્તિ બંધાયાથી તે પોતાના આત્માને કૃતાર્થ માને છે; અને પોતાના કુટુંબના ભરણપોષણ માટે અનેક પાપકર્મ કરી ધન સંપાદન કરવા અનેક પ્રકારના ઉપાયો યોજે છે. અને અંતે પોતે નરકમાં પડે છે. પુરૂષ જ્યારે ધન સંપાદન કરવા અશક્ત થાય છે ત્યારે તેનાં સ્ત્રી પુત્ર વિગેરે તેને પ્રથમના જેવો

આદર સત્કાર આપતા નથી; છતાં પણ તે પુરૂષ વૈરાગ્ય પામતો નથી. અશક્ત થઇ પડેલો પુરૂષ અનાદરથી પોતાનાં સ્ત્રી, પુત્રે નાખેલા ટુકડાને કુતરાં બિલાડાંની પેઠે ખાય છે; અને આખરે એટલો બધો અશક્ત થાય છે કે કાળના પાશને આધીન થઇ મરણ પથારીએ પડે છે. તે વખતે તેનાં સગાં સંબંધીઓ ચારે તરફથી તેને ઘેરો ઘાલીને વીંટાઇ વળે છે. અને બોલાવે છે તોપણ તે બોલી શકતો નથી. આ પ્રમાણે ઇંદ્રિયાધિન મનુષ્ય બહુ વેદના ભોગવી પોતાનાં કુટુંબીઓનો ત્યાગ કરી મરણ પામે છે. તે વખતે યમદૂતો આવી હાજર રહ્યા હોય છે તેમનું ભયંકર સ્વરૂપ જોઇ તે જીવને ઝાડો પેસાબ થઇ જાય છે. યમદુતો તે જીવને ગળામાં પાશ નાંખી બળાત્કારે તિરસ્કાર કરતા લેઇ જાય છે. રસ્તામાં મોટા મોટા કુતરાંઓ આવી તે પાપી જીવને કરડે છે; તે વખતે પોતે કરેલાં પાપને સંભારતો મહા આક્રંદ કરે છે.

યમપુરીના રસ્તે તે પાપી જીવને ભૂખ, તરસ વિગેરેનાં દુઃખો સહન કરવાં પડે છે; અને તપેલી રેતીવાળા રસ્તામાં ચાલવું પડે છે. થાકથી મૂર્છા આવે છે, ઉઠે છે અને પાછો પડે છે. આવી રીતે પાપી જીવને યમદુતો પાપ માર્ગે યમલોકમાં ત્રણ મુહુર્ત્તમાં નવાણું હજાર યોજન ચલાવી લેઇ જાય છે. ત્યાં જઇ અનેક દુઃખો ભોગવે છે.

આ પ્રમાણે કુટુંબનું પોષણ કરનારો અથવા પોતાનું પેટ ભરનારો મનુષ્ય પોતાના દેહને તથા કુટુંબને આ જગતમાંજ મુકીને મરણ પામે છે. અને પોતે જેવાં કર્મ કર્યા હોય તેવાં ફળ ભોગવે છે. જે મનુષ્ય અધર્મથીજ પોતાના કુટુંબનું પોષણ કરે છે તે; જીવ અંધતામિસ્ર નામના નર્કમાં પડે છે; અને ત્યાં અનેક દુઃખો ભોગવી જ્યારે પવિત્ર થાય છે ત્યારે પાછો આ મનુષ્ય લોકમાં જન્મ લેછે જીવ ઇશ્વર પ્રેરેલા પૂર્વજન્મના કર્મના લીધે દેહ ધારણ કરવા પુરૂષના વીર્યનો આશ્રય કરી સ્ત્રીના ઉદરમાં પ્રવેશ કરે છે. દિવસે દિવસે તે જીવ સ્ત્રીના ઉદરમાં વધતો જાય છે. પહેલે મહીને માથું બંધાય છે; બીજે મહીને હાથ, પગ; ત્રીજે મહીને નખ, રૂવાંટાં, હાડકાં વિગેરે ઇંદ્રિઓનાં છિદ્રો; ચોથે મહીને સપ્ત ધાતુઓ; પાંચમે મહીને ક્ષુધા અને તૃષા, છઠ્ઠે મહીને તે જીવ ઓરથી વિંટાઇ મા-

તાના ઉદરમાં ફરકે છે. અને જ્યાં અસંખ્યાસંખ્ય જીવડાઓ છે એવા અરૂચી ઉત્પન્ન કરે તેવા વિષ્ટા મૂત્રના ખાડામાં સુઇ રહે છે. ત્યાં આગળ બીજા જીવ તેને કરડે છે. તે દુઃખથી તેને મૂર્છા પ્રાપ્ત થાય છે. આવા દુઃખ વખતે તેને પૂર્વ જન્મની સ્મૃતિ થાય છે અને કરેલાં તમામ કર્મોને સંભારે છે. સાતમે મહીને તે જીવને જ્ઞાન થાય છે. અને ગર્ભરૂપી અત્યંત દુઃખને સંભારતો તે, બે હાથ જોડી પરમાત્માની દીનતાથી સ્તુતિ કરે છે.

## "જીવ ભગવાનની સ્તુતિ કરે છે."

હે પરમ પુરૂષ પરમાત્મા! હું આપને શરણે આવ્યોછું મારૂં રક્ષણ કરો! રક્ષણ કરો! એવા ઘાંટા પાડી વારે ઘડીએ પરમ પુરૂષ એવા પરમાત્માની સ્તુતિ કરે છે.

ગર્ભમાંથી બહાર નીકળવા ઇચ્છા કરતો જીવ, દશ માસ સુધી રાત્રી દિવસ ગર્ભમાં ભગવાનની સ્તુતિ કર્યા કરે છે. તે સ્તુતિ સાંભળી ભગવાન પ્રસૂતીના પવને તે જીવને ઉંધો નાંખી બહાર કાઢે છે. બહાર આવ્યા પછી તે જીવને પૂર્વની કોઇ પણ પ્રકારની સ્મૃતિ રહેતી નથી. બહાર લોહી તથા મૂત્રમાં પડેલો જીવ નર્કના કીડાની પેઠે જમીન ઉપર આળોટે છે; અને જ્ઞાનનો નાશ થવાથી બહુ રડે છે. બીજા લોકો તેનું પોષણ કરે છે. તેને ચાંચડ, માંકણ, મચ્છર વિગેરે બહુ દુઃખ આપે છે તે પણ પોતાથી ટાળી શકાતાં નથી. આ પ્રમાણે બાલ્યાવસ્થાનાં દુઃખ ભોગવી, પૌગંડ અવસ્થામાં વિદ્યાભ્યાસ વિગેરેનાં દુઃખો સહન કરી, યુવાન થાય છે. તે વખતે વિષયાધિન જીવ પોતાનો નાશ કરવા માટે બીજા વિષયાસક્ત મનુષ્યો જોડે લઢાઇ કરે છે. અને "હું અને આ, મારૂં" આવો દુરાગ્રહ કર્યા કરે છે. આ પ્રમાણે અવિદ્યા તથા કર્મથી બંધાએલો દેહ વારંવાર કલેશ પામતો જન્મ્યા કરે છે. અને જીવ તેને માટે કર્મ કર્યાં-કરે છે; જેથી પુનરપી પ્રથમની પેઠે નર્કમાં પડે છે. જેઓ સ્ત્રી સંગમાં આસક્ત હોય છે એવા પુરૂષોનો સંગ કરવાથી જીવને પણ સ્ત્રીસંગમાં આસક્તિ થાય છે. અને તે, જે આસક્તિ તેજ નર્કનું સ્થાન થાય છે. માટે કોઇ પણ પુરૂષે કોઇ પણ દીવસે સ્ત્રીઓનો ઝાઝો સંગ કરવો નહીં. કારણ સ્ત્રી એજ નર્કનું દ્વાર છે.

લિંગ શરીર જ્યારે કર્મ કરવાને અશક્તિવાન થાય છે ત્યારે તેનું મરણ થયું કહેવાય છે. અને તેમાં કાર્ય કરવાની યોગ્યતા આવવી, તે એનો જન્મ કહેવાય છે.

સ્થૂળ દેહ જ્યારે કર્મ કરવાને અશક્ત થાય છે ત્યારે લિંગ દેહ પણ અશક્ત થાય છે. અને બન્ને જ્યારે અશક્ત થાય છે ત્યારે જીવ અશક્ત થાય છે, તેને મરણ કહે છે. આ જીવ અદાહ્ય અને અચ્છેદ્ય છે એમ જાણી સંસારના તમામ પદાર્થો ઉપરથી આસક્તિ ઉઠાડી દેહના મિથ્યા અભિમાનનો ત્યાગ કરી આ સંસારમાં ફરવું.

ગુરૂ—હે શિષ્યો ! આ પ્રમાણે જે કામી પુરૂષ હોય છે તેઓને અસંખ્યા સંખ્ય વખત જન્મ અને મરણ થયાં જ કરે છે; અને પાછા જેવાને તેવા જન્મે છે. માટે તેવા પુરૂષોએ સર્વ સંગથી મુક્ત થઈ, જન્મ મરણરૂપી મહાદુ:ખમાંથી મુક્ત થવાના અનેક ઉપાયો યોજવા જોઇએ, કે-અંતે આવાં દુ:ખ ભોગવવાં પડે નહીં એજ મનુષ્ય જન્મની સાફલ્યતા છે. હે શિષ્યો ! હું તમોને મનુષ્ય જન્મની સાફલ્યતા વિષે કેટલુંક કહું તે સ્વસ્થ થઇને સાંભળો.

---

# " प्रथम निषेध. "

## " મનમોહનનો વનવાસ. "

મનુષ્યના મનને રાજાની પદવી આપવામાં આવી છે. તેને મનમોહન કહેવામાં આવેછે. તે રાજા મનમોહને, દેહરૂપી પૃથ્વિનું ચક્રવર્તિ રાજ્ય પ્રાપ્ત કર્યું હતું. તેઓ પોતાની પ્રજાનું સારી રીતે પાલણપોષણ કરતા હતા. તેના પ્રીય મિત્રનું નામ અહંબુદ્ધિ હતું. તેમને અને મનમોહનને એવી મિત્રતા હતી કે ફક્ત બન્નેના દેહજ જુદા હતા. એક દિવસે મનમોહને પોતાના ઇષ્ટ મિત્ર અહંબુદ્ધિની પરિક્ષા લેવાનો વિચાર કરી તેણે મિત્રને કહ્યું-હે ભાઇ હું આજ કાલ કરતાં કેટલાંક વરસથી આ પૃથ્વીનું ચક્રવર્તિ રાજ્ય કરૂંછું, તેથી થાકી ગયોછું. તો તું મારો મિત્ર છે માટે થોડી મુદત મારૂં રાજ્ય મારા ભાઇની સ્વતંત્રતા નીચે ચલાવે તો ઘણું સારૂં. મેં મારૂં કાંઇપણ કામકાજ મારે અને તારે કેટલાક વરસથી મિત્રતા બંધાઇ છે, ત્યારથી તે અત્યારસુ-

ધીમાં બતાવ્યું નથી; તો, આ તારૂં પોતાનુંજ કામ છે એમ સ-
મજી મનદઈને રાજ્યની વ્યવસ્થા ચલાવજે. આ પ્રમાણે કહ્યું ત્યારે
મિત્ર અહંબુદ્ધિએ પોતાના મિત્ર મનમોહનને પોતા સાથે વગર વિ-
ચારે મિત્રતા કર્યાનાં ફળ બાબત કેટલાંક કટુ વચનો કહી તેનો
અનાદર કર્યો.

અહંબુદ્ધિ કહેવા લાગ્યો કે—હે રાજન્! તમો મારા મિત્ર થયા અને
મેં તમારી મિત્રતા કરી તેમાં મેં અત્યારસુધી કોઇપણ પ્રકારનો
સાર મેળવ્યો નહીં અને અંતે તમારા ભાઇની સ્વતંત્રતા નીચે રહી
મને રાજ્ય ચલાવવાને કહો તે વાત કદી કાળ બનવાની નથી. કારણ
હું અને તમે બન્નેજણા એકંજ ગુરૂના શિષ્ય છીએ અને આ રા-
જ્ય તમોને આપણા ગુરૂના તરફથી પ્રાપ્ત થયું છે, જેમાં મારો અને
તમારો બન્નેનો સમાન ભાગ છે. હું પોતે સ્વતંત્ર રીતે તમારૂં રા-
જ્ય ચલાવી શકું તેમ છું તો શા કારણ માટે તમારા ભાઇઓની સ્વ-
તંત્રતા હેઠળ મારે રહેવું જોઇએ? માટે જો, તમારે મને રાજ્ય ચલા-
વવા સોંપવું હોયતો સ્વતંત્ર સોંપો નહીતો તમારી મિત્રતા તમારી
પાસેજ રાખો; નહીંતો ગુરૂને શરણે જઇ સ્વતંત્ર થાઓ કે, જેથી
અમારા જેવાની તમોને જરૂર પડે નહીં.

પોતાના મિત્રની આવી સખત કડવી વાંણી સાંભળી રાજા મન-
મોહન વિચાર કરવા લાગ્યો કે હવે મારે શું કરવું! કે સ્વતંત્રથઇ
કોઇની પણ સ્પૃહા રાખવી પડે નહીં? વિચારમાં ને વિચારમાં કેટ-
લાક દિવસો વ્યતિત થઈ ગયા. આખરે તેણે પોતાનું રાજ્યપાટ,
કુટુંબ કબીલો વિગેરેનો ત્યાગ કર્યો; અને સ્વતંત્ર થવા વનમાં જવા
નિશ્ચય કર્યો. (દેહાદિક ઉપાધીથી રહીત થવાનો વિચાર કર્યો.)
અને પોતાનો સ્વાર્થ સાધવા કોઇને પણ કહ્યા વગર નગરનો ત્યાગ
કરી વનમાં જવા ચાલી નીકળ્યો. (સુક્ષ્મદેહ સાથે જોડાયો.)

રાજા મનમોહનના, વનમાં ગયા પછી, તેનો મિત્ર અહંબુદ્ધિ
વિચાર કરેછે કે—અહો! માન ભંગને સહન નહીં કરનારા ક્ષત્રિરૂપી
મિત્ર મનમોહનનો કેવો મોટો પ્રભાવ!! હું અને તે બન્નેજણા
એક બાલ્યાવસ્થાથી સાથેજ રહીને મોટા થયા છીએ; તોપણ મારાં
કટુ વચનોને સંભારી પોતે સ્વતંત્રતા મેળવવા વનમાં ગયો એ મહા
આશ્ચર્ય જેવું લાગે છે?

રાજા મનમોહને ગુરૂને શરણે જઇ સઘળી હકીકત નીવેદન કરી; અને પોતે સ્વતંત્ર થવાના ઉપાયો પૂછવા લાગ્યો.

ગુરૂ—હે શિષ્ય! તારા મિત્ર અહંબુદ્ધિએ જે કાંઇ તને કટુ વચનો કહ્યાં હોય, તેને માટે તેનો તારે ઉપકાર માનવાનો છે. કારણ કે જો તેણે આવાં વચનો કહ્યાં ન હોત તો, તું મારી પાસે આવત નહીં; અને આવત નહીં ત્યારે તને સ્વતંત્ર થવાના ઉપાયો કોણ બતાવત માટે મિત્રનું સદા ભલું થવાની ઇચ્છા રાખી તેને પણ તારા જેવી બુદ્ધિ થાય એવી ઇશ્વર પ્રત્યે ખરા અંતઃકરણથી લાગણી ધરાવ.

આ પ્રમાણેનાં ગુરૂજીનાં વચનો સાંભળી રાજા મનમોહન અત્યંત ખુશી થયો અને સ્વતંત્રતાના ઉપાય જાણવા ગુરૂજીને પૂછવા લાગ્યો.

ગુરૂ—હે શિષ્ય! તેં આ સૃષ્ટિમાં અનેક દુષ્ટ કૃત્યો કરીને મારી આજ્ઞાનો ભંગ કર્યો છે, છતાં પણ તું મારે શરણે આવ્યો છું માટે તને તેનો ઉપાય બતાવું છું; કારણ જે મનુષ્ય ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપી પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય તો તેને શ્રી હરિનાં સેવનનો ઉપાય બતાવવો જોઇએ. હે શિષ્ય! તું સઘળી ઉપાધિથી રહીત થઇ જા; અને એકાંતસ્થાનમાં બેસી તારા મનના મળનો ધીરે ધીરે નાશ કરી. ધીર મને શ્રીહરિનું ધ્યાંન ધર. ભક્તજન ઉપર કૃપા કરવાને તારા જેવાઓને આશ્રય આપનારા, સુખકારી, શરણાગતનું રક્ષણ કરનારા, દયાસાગર ભગવાંનનું ધારણાથી સ્થિર થએલા એકાગ્ર મનમાં ધ્યાન ધર. આવા કલ્યાણકારી રૂપનું ધ્યાન ધરવાથી નિવૃત્તિ સુખ પ્રાપ્ત થાય છે. તે સુખ પ્રાપ્ત કરવાનો ઉપાય એવો છે કે-હમેશાં ભગવાનની નામનો જાપ કરવો. ફળ, ફુલ, મુળ વિગેરે ખાવાં ( સર્વ મોહનો નાશ કરવો. ) ભગવાનનું પુજન અર્ચન કરવું. શાંત રહેવું, મિતાહાર કરવો; અને ભગવાનનું પોતાના હૃદયમાં ધ્યાન ધરવું હે રાજન્! તારા જેવા દુષ્ટ અને પાપીએ વિષયોની ઇચ્છા છાંડી દેઇ અભેદ ભાવથી સાક્ષાત્ મુક્તિ માટે ભગવાંનની સેવા કરવી જોઇએ.

આ પ્રમાણેનો ગુરૂએ રાજા મનમોહનને ઉપદેશ આપ્યો, તેને ગ્રહણ કરી મનમોહન, ગુરૂજીને પ્રદક્ષિણા કરી સાષ્ટાંગ દડવંત

નમસ્કાર કરી શ્રીહરિના ચરણથી સેવાયલા પવિત્ર ત્રિકુટી વનમાં ગયો.

રાજા મનમોહનના ત્રીકુટી વનમાં ગયા પછી તેનો ઇષ્ટ મિત્ર અહંબુદ્ધિ પણ પોતાના ગુરૂ પાસે આવ્યો, અને બે હાથ જોડી સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરી ઉદાસીની પેઠે તેમની સન્મુખ બેઠો.

ગુરૂ—હે અહંબુદ્ધિ ! તારૂં મુખકમળ કેમ ઉતરી ગએલું દેખાય છે તે કહે ? તું કાંઇ વિચારમાં હોય તેમ દેખાય છે. અર્થની સાથે કામનો નાશ થયો છે કે આવો મૂઢ જેવો બની ગયોછું !

અહંબુદ્ધિ—હે ગુરૂજી મહારાજ ! મેં વિષયલંપટ થઇ નિર્દયપણાથી મારા અત્યંત પ્રીય મિત્ર રાજા મનમોહનને કટુ વચનો કહી તેનો અનાદર કર્યો છે તેથી તે મને અહીં રખડતો મુકીને ચાલ્યો ગયો છે તેનો હું શોધ કરતો ફરતો આપની પાસે આવ્યોછું. તેના વિયોગથી મને રાત્રી દિવસ નિદ્રા પણ આવતી નથી. મેં દુષ્ટ બુદ્ધિએ મારા મિત્રને બહુ દુઃખ દીધું છે. આટલું બોલતાંમાં તો અહંબુદ્ધિનું અંતઃકરણ ભરાઇ ગયું, ને ગુરૂને ચરણે પડી પોતાંના ગુન્હાની ક્ષમા માગવા લાગ્યો.

ગુરૂ—હે દુષ્ટ અહંબુદ્ધિ ? જેનો યશ આખ્મા જગતમાં વ્યાપિ રહેલો છે એવા તારા મિત્રનો પ્રભાવ જાણ્યાવિના તેનો તું શોક કરીશ નહી; ઇશ્વર તેની રક્ષા કરશે. એ, તારો મિત્ર રાજા મનમોહન. કોઇથી પણ કરી શકાય નહી એવું કર્મ કરીને થોડા વખતમાં તારી પાસે આવશે. આવું ગુરૂજીએ કહ્યું તથાપિ અહંબુદ્ધિ પોતાનું કરવાનું કર્મછોડી મિત્રનીજ ચિંતા કરવા લાગ્યો.

હે ! વાંચકવૃંદો ! હવે રાજામનમોહને વનમાં જઇ મહાપવિત્ર જળાશયોમાં સ્નાન કરી પ્રથમ દિવસની રાત્રીએ અપવાસ કર્યો; અને ગુરૂ આજ્ઞા પ્રમાણે નિત્ય પુરૂષરૂપ શ્રીહરિની સેવા કરવા લાગ્યો. થોડાજ સમયમાં તેણે ભગવાનને પોતાના મનમાં સ્થિર કર્યા; અને ભગવાન શિવાય બીજું કુંઇપણ પોતે જોવા લાગ્યો નહીં. આવી રીતે પરબ્રહ્મનું ધ્યાન કરવા લાગ્યો; આ વખતે ઇંદ્રાદિક દેવતાઓ અને ત્રણલોક આશ્ચર્ય પામ્યા. અંતે ભગવાન પોતાના ભક્ત રાજા મનમોહનને જોવા વનમાં પધાર્યા. મનમોહન રાત્રી દિવસ ભગવાનનુંજ ધ્યાન ધરતો હતો તેથી ભગવાને તેને પ્રત્યક્ષ દર્શન આપ્યાં. દર્શન કરી આનંદથી પૃથ્વિ ઉપર સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરી બે હાથ જોડી ભગવાનના સામો ઉભો રહ્યો.

થોડીવારે રાજા મનમોહને ભગવાનની સ્તુતિ કરવાનું શરૂ કર્યું.

# " द्वितीय निषेध. "

## " મનમોહનની ઈશ્વર સ્તુતિ. "

——:o:——

**મનમોહન સ્તુતિ કરે છે**—હે સંપૂર્ણ જ્ઞાન તથા ક્રિયા શક્તિને ધારણ કરનારા, તમે મારા અંતઃકરણમાં પ્રવેશ કરીને પોતાની ચૈતન્ય શક્તિવડે, લીન થએલી મારી વાણીને સજીવન કરો છો; તથા હાથ, પગ, કાન, ત્વચા વિગેરે ઇંદ્રિઓને પણ જીવાડો છો, તે, અંતર્યામિરૂપ આપ ભગવાંનને હું નમસ્કાર કરૂંછું હે ભગવન્! આપ એકજ છો; તો પણ આપની ઘણા ગુણવાળી માયાવડે સર્વ જગતને ઉત્પન્ન કરી તેમાં પ્રવેશ કરો છો. હે પ્રભુ? જેઓ સંસારનાં જન્મમરણમાંથી મોક્ષ કરાવનારા આપને કામાદિક વિષયોની ઇચ્છાથી ભજે છે તેઓ ખરેખરા બુદ્ધિહીન કહેવાય છે. કારણ તેઓ, જે વિષય સુખની ઇચ્છાથી આપને ભજે છે તે સુખ નર્કમાં પણ મળે છે. હે અનંત? નિર્મળ અંતઃકરણવાળા તમારીજ ભક્તિ કરનારા પુરૂષોનો મને સંગ થાઓ. હું આપને શરણે આવ્યોછું. હે પરમાત્મા! તમે નિત્ય મુક્ત છો, અને જીવ તમારી કૃપાથીજ મુક્ત થાય છે. જે પરમાત્માની શક્તિથી અનંત વસ્તુઓ ઉત્પન્ન થાય છે, તે વિશ્વનું પાલન કરનારા, અંતરહીત, આદિ પુરૂષ, આનંદમૂર્તિ, વિકાર રહીત પરબ્રહ્મ પરમાત્માને હું શરણે જાઉંછું. હે ભક્તવત્સલ ભગવાન્! હું આપની, મારી અલ્પજ્ઞતાએ સ્તુતિ કરૂં છું તે ઘણી કરી માની આપ, મારા ઉપર પ્રસન્ન થાઓ.

ગુરૂ—હે શિષ્યો! આ પ્રમાણેની રાજા મનમોહનની સ્તુતિ સાંભળી ભગવાન રાજા પ્રત્યે અભિનંદન આપીને કહેવા લાગ્યા કે—હે ઉત્તમ નીયમવાળા રાજા, તારૂં કલ્યાણ થાઓ. હું તારા ઉપર પ્રસન્ન થયોછું હે ભદ્રે? હું તને વરદાન આપુંછું કે—હમેશાં તારી બુદ્ધિ, મારામાં જ રહેશે અને તારી પૃથ્વિનું રાજ્ય કોઇની પણ સ્પૃહા રાખ્યા શિવાય ચલાવી અનેક સુખો ભોગવી અંતે મારા પદને પામીશ. આવું વરદાન આપી ભગવાન પોતાના ધામમાં પધાર્યા.

ભગવાનના સ્વધામમાં ગયા પછી રાજા મનમોહન પોતાનો

મનોરથ સિદ્ધ થયો તેથી અત્યંત પ્રસન્ન થઈ પોતાના નગર તરફ ગયો.

ભગવાંનને પ્રસન્ન કરી રાજા મનમોહન પોતાની નગરીમાં આવી કોઇની પણ સ્પૃહા રાખ્યા શિવાય પોતાનું રાજ્ય સ્વતંત્ર રીતે ચલાવવા લાગ્યો; અને રાત્રી દિવસ ઇશ્વરનું જ ધ્યાન ધરી અનેક પ્રકારનાં સંસારીક સુખો ભોગવી પરમ પુરૂષ પરમાત્માને પામ્યો.

ગુરૂ—હે શિષ્ય! જે મનુષ્ય પોતાનું જીવન સફળ કરવાની ઈચ્છાએ રાજા મનમોહનની ભગવાન પ્રત્યે કરેલી સ્તુતિ પ્રમાણે વર્તશે તો તેઓ પણ ભગવાનના ચરણારવિંદને પામશે.

## " તૃતીય નિરોધ. "

## " મિત્ર અહંબુદ્ધિને નિઃશંકુનો તત્વોપદેશ."

—(०)—

ગુરૂ—હે શિષ્ય વર્ગ! રાજા મનમોહન પોતાના નગરમાં આવી કોઇની પણ સ્પૃહા રાખ્યા શિવાય સ્વતંત્ર રીતે પોતાની નગરીનું રાજ્ય ચલાવવા લાગ્યો. તેનો દુષ્ટમિત્ર અહંબુદ્ધિ પોતાના મનમાં ખેદ કરતો તેની સાથે યુદ્ધ કરવા પોતાના બીજા કેટલાક મિત્રોની સાથે તેના ઉપર ચઢી આવ્યો સર્વેએ એકત્ર થઇ ધનુષ્યોને તૈયાર કરી, શૂરવીર શબ્દો કરતાં બાણોની વૃષ્ટિ કરવા માંડી. આ પ્રસંગે રાજા મનમોહને પણ મહા ભયંકર શબ્દો કરતા મયુરો જેમ વનમાં ફરે તેમ શત્રુના સૈન્યના મધ્ય ભાગમાં શ્રીહરિનું સ્મરણ કરતાં પ્રવેશ કર્યો; અને પોતાનાં બાણોવડે શત્રુના સૈન્યની દશે દિશાઓ પુરી નાંખી; તેના બાણના પ્રહારવડે શત્રુનું સૈન્ય પીડા પામવા લાગ્યું. અન્યોઅન્ય દારૂણ યુદ્ધ થયું તો પણ અહંબુદ્ધિ રાજા મનમોહનને જીતી શક્યો નહીં. આ વખતે તેનો એક મિત્ર કે જેનું નાંમ નિઃશંકુ હતું તેણે તેને શમવડે બોધ આપવા માંડયો.

નિઃશંકુ—હે અહંબુદ્ધિ! હવેતું દુષ્ટ તથા નર્કના દ્વારરૂપ તારા મિત્રોથી શાંતીપામ. તેં આ, નિરપરાધિ રાજા મનમોહનને, તેમજ તેના સૈન્યને બહુ દુઃખ દીધું છે. આ, પૂર્વનો તેમજ અત્યારનો પણ તારો મિત્ર છે, તેના ઉપર તારે દયા દ્રષ્ટિથી જોવું

જોઇએ તેને બદલે તેને, તેં દુઃખ આપ્યું તે, તારા જેવા સમજુ પુરૂષને ઘટે નહીં. તેં જે પાપ કર્યું છે તેને માટે તારે પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ તે એ કે-પ્રાણીઓના નિવાસરૂપ, મહાકષ્ટથી સેવિ શકાય એવા શ્રી હરિને શરણેજા; કે-તે તારો ઉદ્ધાર કરે. હે અહં-બુદ્ધિ ! અમારા જેવા મહાન્ પુરૂષોનાં વચનોને સહન કરવાથી, દીન લોકો ઉપર દયા રાખવાથી, સમાન સાથે મિત્રતા રાખવાથી અને સર્વ પ્રાણી ઉપર સમભાવ રાખવાથી સર્વ પ્રાણીઓના આત્મા-રૂપ ભગવાન પ્રસન્ન થાય છે. હે અહં બુદ્ધિ ! ગુણ રહીત પરમા-ત્મા સર્વને ઉત્પન્ન કરે છે, તેનું પાલણ કરે છે, અને સંહાર કર-વામાં એક નિમિત્ત માત્ર છે. લોઢુ જેમ, લોહ ચુંબકના નિકટ આ-વવાથી તેને વળગે છે, તેમજ આ, કાર્ય કારણરૂપ જગત પણ પરમા-ત્માના સમીપ પણાથી ભમ્યા કરે છે. અનંત શક્તિવાળા ભગવાન કાળની શક્તથી અનેક ફેરફાર જેવા ભાસે છે; અને મારનાર નથી છતાં પણ જાણે મારનાર હોય તેવા ભાસે છે. કાળ મૂર્તિ ભગવાન સર્વનો અંત આણે છે છતા સર્વના કારણને ઉત્પન્ન કરનારા છે. તે ભગવાનનાં કર્તવ્યને કોઇ પણ જાણી શકતું નથી તો, સ્વાયંભુ ઇશ્વરને કોણ જાણી શકે ! હે અહંબુદ્ધિ ! તારો મિત્ર કે, જે હાલનો તારો શત્રુ છે તે, તારાથી હવે કોઇ પણ દિવસે જીતી શ-કાવાનો નથી, તેમ તેને કોઇ મારનાર પણ નથી. કારણ તે, ઇશ્વ-રને આધિન થયો છે. હે અહંબુદ્ધિ ! તે જેને શરણે ગયો છે એવા ભગવાનને તું શરણે જા; કે તે, તારામાં તેના જેવી શક્તિ આપે. હે પુત્ર ! ક્લેશ રહીત, નિર્ગુણ, એક, અવિનાશી અને સર્વના સા-ક્ષી ભૂત એવા પરમેશ્વરને તું, તારી અંતર દ્રષ્ટિએ જો કે-તું "હું અને મારૂં" એવી જે અત્યંત દ્રઢ અને અજ્ઞાનમય થએલી તારી બુદ્ધિથી મુક્ત થઇશ. હવે તું આ, તારા મિત્ર રાજા મનમોહન સાથે યુદ્ધ કરવું છોડી દઇ મારા ઉપદેશ પ્રમાણે ચાલી તેના જેવો થા એજ મારો આશીર્વાદ છે.

આ, પ્રમાણે નિઃશંકુ મિત્ર અહંબુદ્ધિને ઉપદેશ આપી પો-તાના સ્થાનક પ્રત્યે ગયો. ગુરૂ—હે શિષ્ય ! જે મનુષ્ય આ, અહંબુ-દ્ધિને, નિઃશંકુએ આપેલો ઉપદેશ ગ્રહણ કરશે તેનાં અનેક જન્મનાં પાપો નાશ પામશે; અને અંતે તેનો પરમપદ કે, જે, વૈકુંઠ તેમાં વાસ થસે.

---

# " चतुर्थ निषेध. "

## " અહંબુદ્ધિનો વનવાસ અને મોક્ષ. "

હે મિત્રો ! હવે અહંબુદ્ધિની સ્થિતિ સાંભળો. બ્રહ્માંડપુરીના રાજા અહંબુદ્ધિને ઇશ્વર કૃપાથી રાજ્યપદવી પ્રાપ્ત થઇ હતી; તેથી તે, પોતાના મદમાં આવી પોતે પોતાને માન આપવા લાગ્યો. અને મહાત્મા પુરૂષોનાં ( દયા, ક્ષમા વિગેરેનાં ) અપમાન કરવા લાગ્યો. મદમાં અંધ થઇ બ્રહ્માંડ પુરીને કંપાવતો અંકુશ વિનાના હસ્તિની પેઠે ફરવા લાગ્યો. આવી રીતે અનાચાર કરતો અહંબુદ્ધિને જોઇ મહાત્મા પુરૂષો એકત્ર થઇ રાજા પાસે ગયા, અને શાંત વચનોથી તેને કહેવા લાગ્યા કે—હે મહારાજા ધિરાજ ! તમારૂં આયુષ્ય, બળ અને કીર્તિમાં વધારો કરે એવું અમે, સઘળાઓ ઇશ્વર પાસે માગીએ છીએ. હે રાજન્ ! જે, બુદ્ધિથી ધર્માચરણ કરે છે તેને, ધર્મ, આનંદવાળા સ્વર્ગાદિ લોકો, કામના રહીત પવિત્ર લોક તથા મોક્ષ આપે છે. માટે હે વીર રાજન્ ! તમારા રાજધર્મનો નાશ થાય નહીં એવી યોજના તમે હંમેશાં યોજતા રહેજો. કારણ રાજધર્મનો નાશ થવાથી રાજાનું ઐશ્વર્ય ભ્રષ્ટ થાય છે. જે દેશમાં તથા નગરમાં રહેલા લોકો પોતાના ધર્મ પ્રમાણે વર્તી ઇશ્વરની પ્રાર્થના કરે છે તેઓનાં ઉપર તથા તેમના રાજા ઉપર પરમાત્મા પ્રસન્ન થાય છે.

હે રાજન્ ! આપ, મહાત્માઓનું અપમાન કરોછો અને રાજ્યના મદમાં આંધળા થઇને ફરોછો એ, તમારા જેવા સુજ્ઞ અને ડાહ્યા પુરૂષને ઘટીત નથી. પછી તો જેવી આપની ઇચ્છા.

**ગુરૂ**—હે શિષ્યો ! આ પ્રમાણેનાં વચનો સાંભળી દુષ્ટ અહંબુદ્ધિ મહાત્માઓ પ્રત્યે બોલવા લાગ્યો.

**અહંબુદ્ધિ**—હે દુષ્ટો તમે કોણ છો ? અધર્મને ધર્મ માની મને રાજાને છોડી વ્યભિચારી એવા પતિને શા કારણ માટે સેવો છો ! જે મૂઢ રાજારૂપી ઇશ્વરનું અપમાન કરે છે તેઓનું આ, લોકમાં તથા પરલોકમાં કદિકાળ પણ કલ્યાણ થતું નથી. હે દુષ્ટ બુદ્ધિઓ ! મારે અને તમારે બીજા કોઇનું પણ પૂજન કરવાનું કારણ નથી; માટે તમે મત્સરનો ત્યાગ કરી કર્મ વડે મને પ્રસન્ન કરો;

મારા વિના બીજો કોઇ પણ તમને આરાધના કરવા યોગ્ય નથી. માટે તમો સર્વે એકદમ અહીંથી ચાલ્યા જાઓ અને હું કહુંછું તે પ્રમાણે વર્તી મને શાંત કરો ?

આ, પ્રમાણેનાં રાજાનાં વચનથી જેઓનું અપમાન થયું છે, એવા મહાત્માઓ (દયા ક્ષમા વિગેરે) તેના ઉપર ક્રોધે ભરાયા; અને અન્યો અન્ય કહેવા લાગ્યા કે આનો સત્વર નાશ કરો. કારણ જો તે આવોને આવો જીવતો રહેશે તો આપડી આખી બ્રહ્માંડપુરીનો નાશકરી પોતે અને આપણ સર્વને નર્કમાં લઇજશે. આવો વિચાર કરી સર્વ મહાત્માઓએ તેનો નાશ કર્યો.

રાજા અહંબુદ્ધિ મર્ણ પામ્યા પછી તેના કેટલાક મિત્રોએ તેના શબને યુક્તિથી રાખી મુકયું.

એક દિવસે મહાત્માઓ પવિત્ર નદીમાં સ્નાન સંધ્યાદિ કર્મ કરી કિનારા ઉપર બેઠા બેઠા પવિત્ર કથાઓ કરતા હતા, એટલામાં અહંબુદ્ધિના મિત્રો મિત્રના વિયોગથી દુઃખ પામતા તેમને શરણે આવ્યા; અને કહેવા લાગ્યા કે—હે મહાત્માઓ! અમો સર્વે આપને શર્ણ આવ્યાછીએ. આપ અમો સર્વઉપર કૃપા કરી અમારા રાજા અહંબુદ્ધિને જીવતદાંન આપો એવી અમારી નમ્રવિજ્ઞપ્તિ છે. હે મહારાજ! અમારા રાજાને તમો જીવતદાંન આપશો તેથી અમોને પણ જીવનદાંન મળ્યું એમ માની આપના અત્યંત આભારી થઇશું.

ગુરૂ—હે શિષ્યયો! આ પ્રમાણેની અહંબુદ્ધિના મિત્રોની સ્તુતિ સાંભળી મહાત્માઓએ પોતાના કહેવા પ્રમાણે ચાલે એવો બંદોબસ્ત કરી રાજા અહંબુદ્ધિને જીવતો કર્યો. અહંબુદ્ધિને જીવતદાંન મળ્યું તેથી મહાત્માઓનો આભાર માની સર્વ તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી પોતાનો ઉદ્ધાર થાય એવી આશીશ માગવા લાગ્યા.

મહાત્માઓએ રાજા અહંબુદ્ધિને તથા બીજા તેના કેટલાક મિત્રોને જ્ઞાનોપદેશ આપ્યો. તે ઉપદેશને માન્ય કરી અહંબુદ્ધિએ વનવાસ કર્યો. અને સાંજ રહી મહાત્માઓના ઉપદેશને સંભારતો ઇશ્વરનું સ્તવન કીર્તન કરી, પરમપુરુષ પરમાત્માને પામ્યો.

અહંબુદ્ધિના વનવાસ કર્યાપછી તેના સઘળા મિત્રોનાં મન અ-ત્યંત ખેદયુક્ત થયાં; જેથી એકે એકે સર્વેએ મહાત્માઓના ઉપદેશને સંભારી પોતાનો મિત્ર અહંબુદ્ધિ, જે, વનમાં વાસ કરતો હતો તેજ વનમાં જઇ તેની સ્થિતિને પામ્યા.

—:०:—

## अष्टम तरंग.

### " ઇંદ્રસેનનું વિષયાસકતપણું."

—:०:—

એક વખતે અહંબુદ્ધિનો બીજો મિત્ર કે જેનું નામ ઇંદ્રસેન હતું. તે મોહમય પુરીનો રાજા કહેવાતો હતો. તે પોતાના રાજ્યના અભિમાનથી હાથમાં ધનુષ્ય બાંણ ધારણ કરી મૃગયાની લાલસાથી મદ્યપાન કરી તેને આધીન થઇ પોતાની સ્ત્રી મદનદેવીનો ત્યાગ કરી એકલો વનમાં મૃગયાકરવા લાગ્યો. અનેક પવિત્ર પ્રાણીઓની હિંસા કરી થાકી ગયો. ક્ષુધા, તૃષાથી શ્રમીત થએલો રાજા, વનમાંથી પાછોફરી પોતાને ઘેર આવ્યો. અહારકરી નિદ્રાવશ થયો. શ્રમ નિ-વૃત્ત થયાથી નિદ્રામાંથી જાગ્રત થઇ, પોતાના શરીર ઉપર અનેક પ્રકારના સુગંધીત પદાર્થો વગાડી તેને સુગંધીત કર્યું. કંઠમાં પણ તેવાજ પુષ્પોની માળા, સારા, સારા અલંકારો ધારણ કરી સુશોભિ-ત થઇ કામમાં આસક્ત થઇ પોતાની સ્ત્રી મદનદેવીના એકાંત સ્થા-નમાં ગયો; તેવખતે રાજાએ પોતાની સ્ત્રીને તે, સ્થાનમાં દીઠી નહીં. સ્ત્રીને ન, જોવાથી ઇંદ્રસેન મનમાં ઘણોજ ખીન્ન થયો અને તેની દાસીઓને પુછવા લાગ્યો કે હે સ્ત્રીઓ ! દુ:ખરૂપી સંસારમાંથી જે, મારો ઉદ્ધાર કરે છે, તે, તમારી રાંણી અને મારી સ્ત્રી ક્યાં છે ! દાસીઓ કહે–હે મહારાજ ! અમારાં રાંણી સાહેબ થોડા વખતથી આ મહેલનો ત્યાગ કરી તેની પછવાડે કાંઇપણ પાથર્યા શિવાય પૃથ્વી ઉપર સુતાં છે. અમોએ તેઓને આમ કરવાનું કારણ પુછ્યું તથાપિ કાંઇ-પણ ઉત્તર આપ્યો નહીં. તેમના ગયા બાદ અમારામાંથી કેટલીક તેમની પાસે ગઇઓ તો, અમારાં રાંણી સાહેબને તેઓએ ત્યાં શબવત્ થઇ ગએલાં દીઠાં. તેઓ આપને, આ, બાબતની ખબર આપવા આવતીઓ હતીઓ એટલામાં તો આપ, આ સ્થળે આવી

પહોંચ્યા. આપને આવતાં જોઇ અમો સર્વને લગાર ધીરજ આવીછે. હે મહારાજ! એમને તે શું દુઃખ થયુંહશે તે અમારાથી કળી શકાતું નથી.

દાસીઓનાં આવાં વચન સાંભળી રાજા ગાભરો બનીગયો, અને હવે પોતાનું શું થશે તેનેમાટે નિઃશ્વાસ નાંખતો અશ્રુપાત કરતો રાણીપાસે જઇ મધુરવાંણીએ વિલાપ કરવા લાગ્યો.

ઇંદ્રસેન પોતાની સ્ત્રી મદનદેવીના મસ્તકને ખોળામાં મુકી હાવભાવવડે લાડ લડાવતો તેના પ્રત્યે બોલ્યો; હે કલ્યાણી! હું તારે શરણે આવ્યોછું! તારે મારા પ્રત્યે આટલો બધો ક્રોધ કરવો ઘટતો નથી. હે સુંદર ભ્રકુટીવાળી સ્ત્રી! તારાં મધુર વચનો મને ક્ષણે ક્ષણે અતિ પ્રીય લાગતાં તે મુખ કમળ, હે પ્રીયા! મને અને આ તારી દાસીઓને દેખાડ? હે વીર સ્ત્રી! તારી આવી સ્થિતિ થવાનું જે કારણ હોય તે, સત્વર મને કહે? આ, દુનિયામાં તારો અપરાધ કરી નિર્ભયપણે રહેનાર કોઇપિણ પુરૂષને હું દેખતો નથી! હે સ્ત્રી! ઉતાવળથી ઉઠ? અને તારૂં આમ થવાનું જે કારણ હોય તે એકદમ મને કહે. હે સ્ત્રી! આગળ કોઇપણ દિવસે મેં તારૂં મુખકમળ મલીન, ખિન્ન, ક્રોધથી ભયંકર અને સ્નેહ વિનાનું દીઠું નહોતું; તેનો આ, પહેલ પ્રથમ વખત આવ્યો છે. હું અત્યંત ગાભરો બનીગયો છું. માટે હે પ્રયે! હવે તું તારા આ, પ્રાણપ્રિય પતિઉપર પ્રસન્ન થા. હું વ્યસનને આધીન થઇ તારી આજ્ઞા શિવાય મૃગયા કરવા ગયો હતો તેથી તારો અપરાધી થયોછું. આટલું બોલતાંમાં તો રાજા ઇંદ્રસેન અત્યંત ગાભરો બનીગયો અને અશ્રુપાત કરતો તેની સ્ત્રીના મસ્તકને પોતાના હૃદયસાથે ચાંપતો ક્ષમા માગવા લાગ્યો.

—:o:—

## इतिश्री द्वितीय परिच्छेद.

—:o:—

# आत्मदीपिका.

## तृतीयपरिच्छेद–प्रबोध.

### प्रथम तरंग.

### ઈંદ્રસેનનું સ્વસ્વરૂપનું વિસરી જવું.

### श्लोक.

नायं देहो देह भाजांनृलोकेकष्टान्कामानर्हते विड्भुजांये॥
तपोदिव्यंपुत्रकायेनसत्त्वंशुद्ध्येद्यस्माद्ब्रह्मसौख्यंत्वनन्तम्॥

**અર્થ–**જે દુઃખદાયક વિષય સુખો, વિષ્ટાનો અહાર કરનાર ભુંડોને પણ મળે છે, તેવા દુઃખકારી વિષયો ભોગવવાને મનુષ્ય દેહ લાયક નથી. માટે હે પુત્રો ! તમો તપશ્ચાર્યા કરો, કે જે-નાથી તમને પરબ્રહ્મનું અનંત સુખ પ્રાપ્ત થાય.

---

મોહમય પુરીના રાજા ઈંદ્રસેને પોતાની રાણી કામદેવીને અનેક નમ્ર વચનોથી પ્રસંન કરી. રાજા, પોતાને બરોબર આ-ધીન થયો છે એમ જાણી, કામદેવી જાણે નીદ્રાવશ થઇ હોય ને એકદમ જાગી ઉઠે તેવી રીતે ઉઠી, અને રાજા ઈંદ્રસેનની કોટે વળગી પડી. નાના પ્રકારના વિલાસો કરી ઇંદ્રસેનને પોતાને સ્વા-ધીન કરી લીધો, તેથી ઈંદ્રસેન જ્ઞાનરહીત થઇ, સ્ત્રી કામદેવીને જ પરમપુરૂષાર્થ માનવા લાગ્યો. રાજા વિષયસુખમાં તલ્લીન થઈ ગયો. તેને રાત્રિ દીવસનું ભાન પણ રહેતું નહીં. આ પ્રમા-ણે ઈંદ્રસેન અજ્ઞાનને આધીન થઇ પોતાના સત્યસ્વરૂપને ભુલી ગયો. કામાસક્તપણામાં ઈંદ્રસેનની યુવાવસ્થા એક ક્ષણ જેવી વિતી ગઇ. આવા પરમસુખને જોઇ રાજા ઈંદ્રસેન વિષયાસક્ત થયો. એક દિવસે રાજા ઈંદ્રસેનના પ્રભાવને પોતાના અંતઃકરણ-માં સહન નહીં થવાથી તેનો મિત્ર સર્વજીત પોતાનું અસંખ્યા

સંખ્ય સૈન્ય લેઇ તેના ઉપર ચઢી આવ્યો. તેની મોહમય પુરીને ચારે બાજુએથી ઘેરો ઘાલી, અંદર પ્રવેશ કરી લુંટ ચલાવી તેની પ્રજાને અનેક દુઃખો દેવા લાગ્યો; તેથી ઇંદ્રસેન મોટી ચિંતામાં આવી પડયો. રાજા, સ્ત્રી વશ થયો હતો તેથી તેણે પોતાના ઉપર આવતો ભય, જાણ્યો નહીં અંતે સર્વજીતને સ્વાધીન થયો.

આવા સમયે એક કૃષ્ણા નામની કન્યા પોતાના લાયક પતિને શોધતી ફરતી ફરતી રાજા સર્વજીત પાસે આવી પહોંચી.

કન્યા કૃષ્ણાનું સુંદર મુખકમળ જોઇ રાજા સર્વજીત તેને પુછવા લાગ્યો કે—હે કન્યે ! તું કોની પુત્રી છે ? અને શા કારણથી અહીં આવી છું તે કહે ? તું બહુજ દુઃખી હોઉં એમ દેખાય છે. હું તારૂં સર્વ શ્રેય કરીશ; માટે તને જે કાંઇ દુઃખ હોય તે સત્વર કહે; તારૂં ઉદાસી મુખ કમળ જોઇ મારૂં અંતઃકરણ અત્યંત ખેદ પામે છે.

રાજા સર્વજીતનું આવું બોલવું સાંભળી કન્યા કૃષ્ણાને ધીરજ આવી; અને કહેવા લાગી કે—હે રાજન્! હું તમારા મિત્ર આત્મદેવની પુત્રી છું, મારી યુવાવસ્થાને લીધે કામાગ્નિથી દગ્ધ થતી લાયક પતિની શોધ કરવા નીકળેલી તે, ભટકતી ભટકતી કોઈ પણ ઠેકાણે પત્તો નહીં લાગવાથી મારા પિતાના મિત્ર વિષયરાંમ પાસે જઇ તેને સઘળી હકીકત નીવેદન કરી; ત્યારે તેમણે મારા ઉપર કૃપા કરી મને, આપની પાસે મોકલી છે. તેથી હું આપને ખોળતી ખોળતી, અહીં આવી છું. આપ દયાળુ છો તો મારૂં સંકટ નિવારણ કરો. હે મહારાજ ! આપની દ્રષ્ટિએ મારા લાયક, જે વર હોય, તેની સાથે મારૂં લગ્ન કરો; અને મને કામાગ્નથી દગ્ધ થતાં મુક્ત કરો.

આ પ્રમાણેનાં કન્યા કૃષ્ણાનાં દયાજનક અને નમ્ર વચનો સાંભળી રાજા સર્વજીતે પોતાને આધીન થએલા ઇંદ્રસેનને વિષયાસક્ત થયો છે એમ જાણી આત્મદેવની કન્યા કૃષ્ણાને તેની સાથે વિધિયુક્ત પરણાવી. કન્યા કૃષ્ણા અને રાજા ઇંદ્રસેન બન્ને અન્યોઅન્ય આનંદ માની અત્યંત સુખ ભોગવવા લાગ્યાં. આવા આનંદમાં પડેલો રાજા ઇંદ્રસેન વિષયાસક્તથી પોતાના સ્વરૂપને ભુલી ગયો.

— — • ——

# દ્વીતીય તરંગ.

## દિગંબરનો ધર્મોપદેશ

### શ્લોક.

**गुरुर्नसस्यात्स्वजनो न सस्यात्पितानसा**
**स्याज्जननी नसास्यात् "दैवं न तत्स्यान्नपतिश्च**
**सस्यान्नमोचयेद्यः समुपेतमृत्युम्**

**અર્થ**-જે ગુરૂ સંસારમાં ભટકતા પોતાના શિષ્યને તેમાંથી મુક્ત કરી શકતો નથી તેને ગુરૂ જાણવો નહીં. જે સંબંધી સંસારમાં ભટકતાં પોતાનાં સંબંધીઓને મુક્ત કરતો નથી, તેને સંબંધી જાણવો નહીં. જે માતા, પિતા, સંસારમાં ભટકતા પોતાના પુત્રને મુક્ત કરતાં નથી તો તેઓને માતા પિતા જાણવાં નહીં. જે દેવ, પોતાના ભક્તને સંસારમાં ભટકતા મુકત કરતા નથી તેમને દેવ જાણવા નહીં. જે પતિ પોતાની સ્રીને સંસારમાંથી મુકત કરતો નથી તેને પતિ જાણવો નહીં.

---

દિગંબરને નવ પુત્રો હતા તેઓ જીતેંદ્રિય, શ્રદ્ધાવાન, અને વિનયયુક્ત હતા, તેઓને મોક્ષધર્મનો ઉપદેશ આપવાની ઇચ્છાથી એક સમયે સઘળા પુત્રોને તેમણે ભેગા કર્યા. સર્વને ક્રમે ક્રમે બેસાડી પછી પોતે ધર્મના ઉપદેશનો આરંભ કરવા લાગ્યા.

**દિગંબર**—હે પુત્રો ! આ સંસારમાં મનુષ્યોને વિષયાસક્ત થવાથી અત્યંત દુઃખ ભોગવવું પડે છે. તે એમકે જે દુઃખકારક વિષય સુખો, વિષ્ટાનો અહાર કરનાર પ્રાણીઓને પણ મળે છે. તેવા દુઃખકારી વિષયો ભોગવવાને આ મનુષ્યદેહ લાયક નથી. સિદ્ધ લોકોની સેવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે. અને સ્ત્રીઓ, તેમજ તેઓના સંગીઓનો સંગ કરવાથી નર્કદ્વાર પ્રાપ્ત થાય છે. જેઓ સમબુદ્ધિવાળા શાંત કામ, ક્રોધ, લોભ, મોહ, વિગેરેથી રહીત છે તેજ સિદ્ધ કહેવાય છે. મનુષ્ય જ્યારે ઇંદ્રિઓને પ્રસન્ન કરવા કર્મ કરે છે ત્યારે, તે ભાન વિનાનો થઇ

પાપકર્મ કરે છે તે, કર્મના યોગે જે દેહ ઉત્પન્ન થાય છે તે દેહ મિથ્યા છે, અને તેજ દુઃખ આપે છે. આ મન પણ કર્મમાં આસક્ત રહે છે, અને તેને લીધે જીવને શરીર રૂપી બંધન વડે બંધાવું પડે છે. પુરૂષ જ્યાંસુધી ઇશ્વર વિષે પ્રીતિ કરતો નથી ત્યાં સુધી દેહ બંધનમાંથી મુક્ત થતો નથી; અને મૈથુની સુખથી અનંત દુઃખો ભોગવેછે. હે પુત્રો ! એટલા માટે ઇશ્વર ભક્તિ, તૃષ્ણાનો ક્ષય, સુખ દુઃખને સહન કરવાં, સત્સંગતિમાં પરાયણ, ભેદ બુદ્ધિનો ત્યાગ, એકાંત સ્થળમાં વાસ, મનને સારી રીતે વશ કરવું, હમેશાં બ્રહ્મચર્ય પાળવું, વાણીને નિયમમાં રાખવી વિગેરે નિયમો પાળી તમારી અવિદ્યાથી પ્રાપ્ત થએલી હૃદયના દૃઢતર અભિમાનરૂપી ગાંઠને તોડી નાંખી વિરામ પામો.

હે પુત્રો ! મનુષ્યો પોતે પોતાના કલ્યાણ વખતે આંધળા થઇ જાય છે અને અત્યંત તૃષ્ણાથી ધનને ઇચ્છેછે. અન્યોઅન્ય વૈર કરે છે અને બહુ દુઃખ ભોગવે છે. આવા કર્મો કરનારને તેનાં સ્વજનોએ, અને હેતસ્વીઓએ સદ્બોધ આપવો જોઇએ.

હું તમારો પિતાછું અને મારો ધર્મ તમો સર્વને આ સંસારમાંથી મુક્ત કરવાનો છે; માટે તમો મત્સરનો ત્યાગ કરી ઇશ્વર વિષે તમારી બુદ્ધિને જોડો. તે પરમપુરૂષ પરમાત્માને તમારી બુદ્ધિને અર્પણ કરશો તો કાળની મહાભયંકર મોહરૂપી પાશમાંથી મુક્ત થવાને સમર્થ થશો; અને અંતે તમો સર્વે મોક્ષ પદવીને પામશો.

આવી રીતનો પુત્રોને ઉપદેશ આપી, શાંત થઇ, કર્મ બંધનમાંથી મુક્ત થએલા દિગંબર, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યવાળો પરમહંસનો ધર્મ શિખવા જેષ્ઠ પુત્ર અભિજીતને પોતાના રાજ્યનો અભિષેક કરી પોતે ઉન્મત્ત પુરૂષની પેઠે નગ્ન થઈ નગરીમાંથી બહાર નીકળ્યા. દેહ ઉપર કોઇ પણ પ્રકારનો અભિમાન ન રાખતાં અનેક જગાઓએ ફરવા લાગ્યા. તેઓનું મન એક અખંડાકાર વૃત્તિમાં રહેતું હતું; તેથી તેઓ એકલાજ પૃથ્વિ ઉપર વિચરતા હતા.

હે શિષ્યો ! આવી રીતે દિગંબર પોતાની વૃત્તિને એકાગ્ર કરી પૃથ્વિ ઉપર ફરતા ફરતા અંતે પરમહંસપણાને પ્રાપ્ત થઈ ઇશ્વિરની પરમગતિને પામ્યા. માટે તમો પણ તે પ્રમાણે વર્તો કે તમારી પણ તેવીજ ગતિ થાય.

—※—

# तृतीय तरंग.

## "માધવ જન્મ અને તેનું વિદ્યાભ્યાસ ગમન."

### श्लोक.

**ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्तिं द्वंद्वातितं गगन सदृशं तत्वमस्याधि लक्षं एकं नित्यं विमल वचनं सर्वधि साक्षीभूतं भावातितं त्रीगुणरहीतं सद्गुरुं तन्नमामि ॥**

**અર્થ**—જે પરમ બ્રહ્મરૂપ, આનંદરૂપ, પરમ સુખ આપનાર, એક મૂર્તિ, જ્ઞાનમૂર્તિ, સુખ દુઃખ રહીત, આકાશની પેઠે નિરૂપાધિક **तत्वमसि** એ મહાવાકયથી જાણવામાં આવે તેવા, એક, નાશ રહીત, ત્રણ ગુણોથી રહીત એવા સદ્દગુરૂને નમસ્કાર કરૂંછું.

---

માધવ આ એક અલૌકિક પુરુષ હતો. તેની મુખકાંતી ચંદ્ર સમાન હતી. રૂપ, લાવણ્યતો વાકયમાધુર્યતા, વિવેક વગેરે ગુણ સંપન્ન હતો. તેને જોઇ ઇંદ્રની અપ્સરાઓ પણ મોહ પામતીઓ હતી. તેના બાપનું નામ જયંત હતું. તે પદ્માવતી નગરીમાં રહેતો હતો. જયંત લક્ષ્મીવાન હતો; તેને ઇંદીરા નામની સ્ત્રીથી માધવ નામે એક અલૌકીક પુત્ર રત્ન પ્રાપ્ત થયું હતું. માધવ દિવસે દિવસે શુકલ પક્ષના ચંદ્ર પ્રમાણે મોટો થતો ગયો; તેમ તેમ તેની કાંતી, મધુર વચન અને લાવણ્યતા વિગેરે તેની સાથેજ વધતાં ગયાં. માધવની આવી મધુર કાંતી વિગેરે જોઇ તેનો પિતા જયંત શંકાતુર થઈ વિચારવા લાગ્યો કે—આ કોઈ દેવાંશી પુરૂષ હોય તેમ લાગે છે. એમ વિચારમાંને વિચારમાં તેણે માધવને ચૌળ સંસ્કાર કર્યો; આ વખતે જયંતે કેટલીક શાંતીઓ કરાવી ગૌદાનાદિક અનેક દાનો કર્યા હતાં. માધવ હંમેશાં પોતાના માતપિતાની આજ્ઞાનુસાર વર્તતો. એમ કરતાં કેટલાક વખત પછી માધવને જયંતે યજ્ઞોપવિતના સંસ્કારો કર્યા; આ વખતે પણ જયંતે અનેક શાંતીઓ, દાનો અને બ્રાહ્મણોને ભાવતાં ભોજન કરાવ્યાં હતાં. બ્રાહ્મણો અનેક પ્રકારનાં ભોજનો

અને સીરપાવો લેઇ અંતઃકરણપૂર્વક આશીર્વાદો આપવા લાગ્યા-કે—હે જયંત ! આ, તારો પુત્ર તારા કુળમાં ખરેખર ઇંદ્રના જેવો ઉત્પન્ન થયો છે. તે મહા બુદ્ધિશાળી અને તમારા કરતાં પણ તેની કીર્ત્તિ આ પૃથ્વિમાં વિશેષ ફેલાશે. આવા આશીર્વાદો આપી બ્રાહ્મણો આનંદ માનતા સર્વે પોતપોતાના સ્થાનકે ગયા.

માધવને તેના યજ્ઞોપવિત થયા પછી વિદ્યાભ્યાસ કરવા જવાની ઇચ્છા થઈ, તેથી તે પોતાના પિતા જયંત પાસે ગયો; ત્યાં હાથ જોડી સામો ઉભો રહી નમ્ર વાણીથી બોલવા લાગ્યો કે—હે પિતાશ્રી ! મને વિદ્યાભ્યાસ કરવા જવાની ઉત્કંઠા થઇ છે તો મને શ્રેષ્ઠગુરૂને ત્યાં મુકો, કે હું વિદ્યાભ્યાસ કરી મારૂં અને તમારૂં બન્નેનું શ્રેય કરૂં.

પુત્ર માધવનાં આવાં નમ્ર વચનો સાંભળી તેનો પિતા જયંત અત્યંત પ્રસન્ન થયો, અને કહેવા લાગ્યો કે—હે પુત્ર માધવ ! તારાં વિનયયુક્ત વચનો મારા હૃદયને ભેદી નાંખે છે તું વિદ્યાભ્યાસ કરવા જવાનું કહે છે પરંતુ તારા વિયોગથી મારૂં અંતઃકરણ વારેઘડીએ ભરાઇ આવશે, હું એકલો તારા વિના દિવસો કેવી રીતે નિર્ગમન કરીશ. હે પુત્ર ! પિતાનો ધર્મ છે કે તેણે પુત્રને સંસારમાંથી મુક્ત કરવો જોઇએ. તેથી હું તને વિદ્યાભ્યાસ કરવા જવાની આજ્ઞા આપુંછું કે જેઓ પરમ બ્રહ્મરૂપ ત્રણ ગુણથી રહીત, સર્વના સાક્ષીભૂત એવા મારા ગુરૂ **શ્રેય સિંધુ** કે, જેઓ હાલ પોતે વારણાસ્થિત નામના મહાન્ વનમાં પવિત્ર એવી, સ્વચ્છ જળને વહન કરનારી, અતિ સુંદર, મહાન્ સરસ્વતિ નદીના કિનારા ઉપર એકાંતવાસ કરી કેટલાક વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ કરાવે છે તેમની પાસે જા; અને થોડા વખતમાં સઘળી વિદ્યાનો અનુભવ મેળવી આશીર્વાદ લેઈ રાહ જોઇ બેઠેલાં તારાં માતાપિતાને મળી આનંદ આપજે એવો મારો આશીર્વાદ છે.

માતા પિતાનો આશીર્વાદ લેઇ માધવ તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ગુરૂ **શ્રેયસિંધુના** આશ્રમ તરફ ચાલ્યો.

—※—

# ૭

# "પ્રથમ નિષેધ."

## "ગુરૂ શ્રેયસિંધુનો આશ્રમ."

પિતાની આજ્ઞાનુસાર માધવે ગુરૂ આશ્રમ મેળવવાની ઇચ્છાથી વારણાસ્થિતવન તરફ જવાનો ઉત્તર દિશાનો માર્ગ ઝાલ્યો. ચાલતાં ચાલતાં માધવે પ્રથમ **કુષિત** વનમાં પ્રવેશ કર્યો. ત્યાંથી **ઊષિતા, દૈવા, સુઘોષા** વિગેરે વનોને ઓળંગી વારણાસ્થિત વનમાં પ્રવેશ કર્યો. કેટલાક પહાડો, નદીઓ, ઝરાઓ વિગેરે ઓળંગ્યા પછી શિષ્ય સમુદાયથી વિંટાએલો ગુરૂ શ્રેયસિંધુનો આશ્રમ તેની દ્રષ્ટિએ પડયો. જેમ જેમ નજદીક જતો જાય છે તેમ તેમ ઇશ્વરની અનેક પ્રકારની અલૌકિક લીલાઓને નિહાળતો, મનમાં આનંદ પામતો, માધવ નદી સરસ્વતિથી, અનેક શિષ્યોથી, જેની ચારે બાજુએ અનેક પ્રકારનાં સુંદર વૃક્ષો આવી રહ્યાં છે તેની લીલાથી, તેમજ હંસ, કારંડવ વિગેરે પક્ષીઓના કોકીલ નાદોથી વ્યાપ્ત એવા ગુરૂ **શ્રેયસિંધુના** આશ્રમે આવી પહોંચ્યો.

**માધવને** આવતો જોઈ ત્યાં રહેતા વિદ્યાર્થીઓ આશ્ચર્યતાથી ઉભા થયા અને આતે કોઇ યોગી હશે કે શું એમ વિચાર કરવા લાગ્યા. આ પ્રસંગે ગુરૂ શ્રેયસિંધુ મધ્યાન્હકાળનો સમય થયાથી સ્નાન કરવા ગયા હતા. તેઓને માધવની ખબર આપવા કેટલા વિદ્યાર્થીઓ ઉતાવળા ઉતાવળા નદી ઉપર ગયા. આ વખતે ગુરૂ સંધ્યાવંદન વિગેરે પરવારી આશ્રમ પ્રત્યે આવતા હતા; તેમને સામા ગએલા શિષ્યવર્ગે કહ્યું કે—હે મહારાજ! આપના આશ્રમે કોઇ દેવાંશી પુરૂષ આવ્યો છે માટે ઉતાવળથી ચાલો. વિગેરે કહી ગુરૂ સાથે સર્વ આશ્રમ પ્રત્યે આવ્યા.

ગુરૂના આશ્રમ પ્રત્યે રહેલા વિદ્યાર્થીઓએ માધવનો સારી રીતે આદર સત્કાર કરી બેસવાને કહ્યું. માધવ કોઇ પણ દિવસ ચાલેલો નહીં જેથી થાકીને લોથ જેવો થઇ ગયો હતો. તેણે ત્યાં બેઠેલા શિષ્યોને વિનયપુર્વક સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કર્યા અને પૃથ્વિ ઉપર બેઠો. તૃષાક્રાંત થયેલો જેથી તેણે જળની ઇચ્છા જણાવી; તો ત્યાં બેઠેલા શિષ્યોમાંથી એકે જળ લાવી આપ્યું, તે તેણે પીધું અને શાંત થયો.

જળપાન કરી શાંત થયા પછી માધવ ત્યાં બેઠેલા શિષ્યો સામું જોઇ બોલ્યોઃ—હે ભાઇઓ! મારા પિતાની આજ્ઞાથી હું વિદ્યાભ્યાસ કરવા અહીં આવ્યોછું. આપ સર્વે જેના શિષ્યોછો એજ ગુરૂ, મારા પિતાના પણ ગુરૂ થાય છે. તેઓ અહીં મારી દ્રષ્ટિએ કેમ પડતા નથી? શું! તેઓની સ્થિતિ અહીં નથી? આવી વાતચીત કરે છે એટલામાં તો જે રાત્રિ દિવસ ઇશ્વરનું-જ સ્તવન કરે છે એવા ધર્મ, અર્થ, કામ અને મોક્ષના યથાર્થ નિશ્ચય કરનારા, માનુષિસૃષ્ટિના તથા તેની ઉપર નીચેના સર્વ પદાર્થોને જ્ઞાન દ્રષ્ટિથી પ્રત્યક્ષ જોનારા, સાંખ્ય તથા યોગશાસ્ત્રને સારી રીતે જાણનારા, કર્મ માર્ગમાં કુશળ, તેમજ સર્વગુણ સંપન્ન કેટલાક શિષ્યો સાથે ગુરૂ શ્રેયસિંધુ પોતાના આશ્રમમાં પધાર્યા.

ગુરૂ પણ, માધવનું રૂપ અને લાવણ્યતા શિષ્યોના કહ્યા પ્રમાણે જોઇ તેને પુછવા લાગ્યા કે—હે મહાભાગ્યશાળી! તું કોનો પુત્રછું? અને અહીં આવવાનું શું પ્રયોજન છે તે કહે?

**માધવ**—હે ગુરૂજી મહારાજ! હું પદ્માવતી નગરીના જયંત નામના આપના શિષ્યનો પુત્રછું અને મારૂં નામ માધવ છે. હું વિદ્યાભ્યાસની લાલસાએ આપની પાસે આવ્યોછું. આ શિવાય મને કોઇપણ પ્રકારની ઇચ્છા નથી.

માધવનું આવું બોલવું સાંભળી પોતાના શિષ્યનો પુત્ર છે એમ જાંણી ગુરૂ શ્રેયસિંધુ મહાઆનંદ પામ્યા. શિષ્ય માધવ પણ ગુરૂના સામો હાથ જોડી મનમાં પ્રસન્ન થતો બેઠો.

માધવના આવવાથી ગુરૂ શ્રેયસિંધુ અત્યંત આનંદ પામ્યા. તેમણે શુભ મૂહુર્ત જોઇ માધવને વિદ્યાભ્યાસનો આરંભ કરાવ્યો ગુરૂ જે જે વિદ્યાનો આરંભ કરાવતા તે, સર્વ માધવ ઇશ્વર કૃપાએ પરિશ્રમ વિના સંપાદન કરી લેતો. આવા બુદ્ધિશાળી માધવને જોઇ ગુરૂજી તેના ઉપર અત્યંત પ્રીતિભાવ રાખવા લાગ્યા; અને બીજા શિષ્યોને માધવનું અનુકરણ કરવા કહેતા. માધવ, ગુરૂજીને તન, મન અને ધનજ હતું. તે યજુર્વેદિ માધ્યન્દિની શાખાનો બ્રાહ્મણ હતો. તેને પ્રથમ યજુર્વેદ, સામવેદ, ઋગવેદ અને અથર્વવેદ એમ ચારે વેદનો મુખ પાઠ કરાવ્યા પછી ગુરૂજીએ ષડશાસ્ત્ર, અઢારપુરાણ વિગેરે ભણાવ્યાં.

માધવ આવી રીતે વિદ્યાસંપાદન કરી ઘણોજ ખુશી થયો. તેને જ્યોતિષશાસ્ત્ર ઉપર સારી આસ્થા હતી. તે જે જે વખતે કાર્યનો આરંભ કરતો તે તે વખતે જ્યોતિષશાસ્ત્રના આધાર શિવાય કરતો નહીં. આવી રીતે વિદ્યાસંપાદન કરી માધવપરિપૂર્ણતાને પામ્યો હતો. ગુરૂજીએ પણ જાણ્યું કે હવે તેને કાંઇ પણ વિદ્યા ભણવાની બાકી રહી નથી માટે તેને પોતાને ઘેર જવાની આજ્ઞા આપવી જોઇએ;શુભ મુહુર્ત જોઇ ગુરૂ શ્રેયસિંધુએ માધવને આશીર્વાદ આપી તેને તેના ઘેર જવાને કહ્યું ગુરૂજીની આજ્ઞા પ્રમાણે માધવે પોતે જે વિદ્યાભ્યાસ કર્યો હતો તેને માટે ગુરૂજીને યથાશક્તિ ગુરૂ દક્ષિણા આપી સંતુષ્ટ કર્યા; અને પોતાને ઘેર જવાની તૈયારીઓ કરવા લાગ્યો.

## દ્વીતીય નિષેધ.

**" માધવનું પદ્માવતીમાં આવવું અને તેનું લગ્ન. "**

બીજે દિવસે સૂર્યોદય થયા પછી માધવ ગુરૂજીને તેમજ પોતાની સાથેના વિદ્યાર્થીઓને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરી આશ્રમ પ્રત્યેથી બહાર નીકળી પોતાના મુખેથી નીચેનો શ્લોક બોલતો શુકુનની રાહ જોતો ઉભો રહ્યો.

## શ્લોક.

**गोकन्या भेरिशंखं दधिफलकुसुमं पावकंदीप्तमानम् ।**
**राजेंद्रं गोपीयुग्मं हय गज वृषभं मृत्तिका गोमयंच ॥**
**सिद्धान्नं नागपत्रं बहुजलचरमं पूर्णकुंभं द्वीजंकवा ।**
**वेश्यास्त्री मद्यमांसं इति शुभ वचनात् जायेत कार्यसिद्धि॥**

**અર્થ**–( કોઈ પણ કાર્ય કરવા જઇએ તે વખતે, ગાય, કન્યા, ભેર વગાડનારો શંખ, દહીં, ફળ, પુષ્પ,ધુમાડા શિવાયનો અગ્નિ, રાજા, બે સૌભાગ્યવતી સ્ત્રીઓ, હાથી, ઘોડો, બળદ, માટી, ગાયનું છાંણુ, કાચું અન્ન, નાગરવેલનાં પાંન, પાણી ભરેલી પખાલ, ભરેલું બહેડું અથવા ઘડો, તિલકવાળો બ્રાહ્મણ, વેશ્યાસ્ત્રી, મદ્ય અને માંસ એટલાંવાનાં પૈકી ગમે તે એક અગર વધારે સન્મુખ આવે અને જાય તો તે મનુષ્યનાં સઘળાં કાર્ય સિદ્ધ થાય છે.

માધવ શુકુનની રાહ જોઇ ઉભો હ
કૃપાથી એક ગાય તેની સન્મુખ આવી તેના શુકુન લઇ ગુરૂજીને તેમજ વિદ્યાર્થીઓને નમસ્કાર કરી પિતાની નગરી તરફ જવાને ત્યાંથી ચાલી નીકળ્યો.

માધવ પૂર્વવત્ માર્ગે પોતાના પિતાની નગરી પદ્માવતી એ આવી પહોચ્શે.

માધવ આવે છે એવી રીતે કોઇએ આવી તેના પિતાને કહ્યું; તેનો શબ્દ સાંભળી જયંત હર્ષથી ઉભો થયો; તેની માતાને પણ ઘણોજ આનંદ થયો તેઓ બન્ને જણાં મેડા ઉપરથી નીચે ઉતરી જોવા લાગ્યાં તો તુરતજ પુત્રને પોતાના ઘર આગળ દીઠો. માતા પિતા બન્ને જણાંએ હર્ષથી સામા જઇ તેનાં ઓવારણાં લીધાં, તેમ જ માધવ પણ વિનયયુક્ત માતાપિતાના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ઘરમાં આવ્યો. સર્વ એકત્ર થઈ બેઠાં. પુત્ર ઘણે દિવસે આવ્યો છે તેથી તેની માતા તે વખતે ઘેલી બની ગઇ હતી. પુત્ર વિયોગથી જેનાં શરીર શુષ્ક થઇ ગયાં હતાં તે હવે સતેજ થવા લાગ્યાં. માધવ પાસેથી તેના પિતા જયંતે ગુરૂજીનો આશીર્વાદ સાંભળ્યો તેને માટે તેણે પોતાનાં અંતઃકરણમાં ગુરૂજીની ધારણા કરી મસ્તક નમાવ્યું.

જયંતનો પુત્ર માધવ, ઘણા દિવસે વિદ્યાભ્યાસ કરી આવ્યો છે તે વાત જાણી નગરીના કેટલાક લોકો તેને મળવા આવવા લાગ્યા; સર્વ હળીમળી મહાઆનંદ પામ્યા.

દિવસે દિવસે માધવની વિદ્યા અને તેની લાયકાત નગરીમાં ઠેકાણે ઠેકાણે ફેલાઇ ગઈ. માધવ પણ પોતાની નગરીમાં રહી આનંદમાં દિવસો ગાળવા લાગ્યો. કેટલ ક દિવસો વીત્યા પછી માધવને પોતે જે વિદ્યાભ્યાસ કર્યો છે તેની પરિક્ષા લેવાનો વિચાર થયો. તેને એક શ્લોક યાદ આવ્યો તે એકે

**भारद्वाज मयूराणां चासस्य निकुलस्यच**
**एतेषां दर्शनात् पुण्यं वाम ज्ञागेविशेषतः ॥**

**અર્થ**—જ્યોતિષશાસ્ત્રમાં કહ્યું છે કે—કુકડીઓ કુંભાર, મોર,

ચાસ અને નાળીઓ, એટલામાંથી એક પણ જો માણસની ડાબી બાજુએથી જમણી બાજુએ જાય, અને તેના શુકુન લઇ માણસ જાય તો તેના સર્વ કાર્ય સિદ્ધ થયા શિવાય રહેતાં નથી; એટલું જ નહીં પણ જો તે સર્વ એકી વખતે ડાબી બાજુએ-થી જમણી બાજુએ જાય તો તે મનુષ્યને અવશ્ય રાજ્યપદવી પ્રાપ્ત થાય છે; તો મારે પણ તેવા શુકુન મેળવવા જોઇએ કે, મને રાજ્યપ્રાપ્ત થાય છે કે કેમ ! આવો વિચાર કરી માધવ સઘળી તૈયારીઓ કરી પિતાની આજ્ઞા લેવા ગયો.

---

માધવે પોતાને જે વિચારો થયા હતા તે સર્વ પોતાના પિતાને નિવેદન કર્યા અને જવાની આજ્ઞા માગી. પુત્રની આવી વાણી સાંભળી તેનો પિતા જયંત બોલ્યો; હે પુત્ર ! તું આવી અવિદ્યારૂપી વાંણી કેમ બોલે છે ? તારો વિચાર મિથ્યા છે. કારણ તારા કહેવા પ્રમાણે ચારે શુકુન એકી વખતે મળવા ઘણા જ મુશ્કેલ છે અને જો તે મળે તોપણ રાજ્ય મળવું ઘણુંજ મુશ્કેલ છે. પુર્વના પુન્ય શિવાય કદી કાળ પણ રાજ્ય પ્રાપ્ત થતું નથી, માટે તું તારા સર્વ વિચારોને બંધ રાખ; અને ઇશ્વરે જે અહીં આપ્યું છે તેના ઉપર સંતોષ રાખી તેનું સ્મરણ કરી દિવસો સુખશાંતીમાં નિર્ગમન કર. ગુરૂજીએ તને જે વિદ્યા ભણા-વી છે, અને તારા મનમાં જે આ અવિદ્યા ચોંટી છે તે તેમની પોથીમાંના રીંગણાં બરોબર છે. હાથીના દાંત ચાવવાના અને દેખાડવાના જુદા હોય છે. એમનાં વચન તેમનાં પાંનાં પુસ્તકમાં રહ્યાં આપણે બ્રાહ્મણ છીએ આપણને કાંઇ રાજ્ય શોભે નહીં. રાજ્ય વહીવટનાં કામો કાંઈ આપણાં નથી; એ તો ક્ષત્રીઓનાં છે માટે હે પુત્ર ! તારી આવી બાળકબુદ્ધિનો પરિત્યાગ કરી શાંત પામ. પિતાનાં આવાં વચનો સાંભળી માધવનું અંતઃકરણ ઘણું જ ખિન્ન થયું. તે કહેવા લાગ્યો, કે હે પિતાશ્રી ! આપને આવાં નિર્માલ્ય વચનો કયાંથી સાંભર્યાં. આવા વખતમાં તો આપે મને હિંમત આપવી જોઇએ તેને ઠેકાણે ઉલટું આપ આપના આ-ત્માને શા સારૂ પ્રવૃત્તિમાં નાંખી મિથ્યા શોક કરો છો ? શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**उद्यमेन खलु कर्त्तव्यं**—મનુષ્યે હમેશાં ઉધમ કરવોજ જોઇએ, માટે હું જે વિદ્યા ભણ્યો છું તેનો અનુભવ મારે લેવો જ જોઇએ કે તે ખરી છે કે કેમ ? હે પિતાશ્રી ! મારાથી આપના મુખ આગળ જે અઘટીત શબ્દો બોલાતા હોય તેની ક્ષમા માગું છું. આપ મને જવાની આજ્ઞા આપો આટલું કહી માધવ પોતાના પગથી પૃથ્વિને ખોતરતો નીચું મુખ કરી પિતા સન્મુખ ઉભો રહ્યો.

**જયંત—હે** પુત્ર ! તારાં આવાં હઠીલાઇ ભરેલાં વચનો સાંભળી મારૂં અંતઃકરણ બહુ ખેદ પામે છે. તું મોટો થયો છે, અને તારા માટે લગ્નની સઘળી તૈયારીઓ થઇ ચુકી છે. તે હવે થોડાજ દિવસમાં થશે; અને તું તો, આવી હઠ લેઇ બેઠો છું, તે તારા જેવા સત્પુત્રને ઘટતું નથી. હું અને તારી માતા, તારા વિયોગથી અત્યંત દુઃખી થઇ જઇશું માટે હે પુત્ર ! જો તારી ધ્યાનમાં આવતું હોય તો તું તારા લગ્ન થયા પછી તારી ઇચ્છામાં આવે ત્યાં જજે.

માધવની માતા ઇંદિરા પણ આ વખતે ચોધારે આંસુએ ઉભી ઉભી રડતી હતી, તેને જોઇ માધવનું પણ અંતઃકરણ ભરાઇ આવ્યું; તે બોલ્યો, હે માતા પિતા ! તમો શોક કરશો નહી હું કદિ પણ તમારાં અંતઃકરણ દુભવવા ઇચ્છતો નથી જે પુરૂષ પોતાનાં માતા પિતાને ખેદ ઉપજાવે છે તેનું ઇશ્વર કદિપણ શ્રેય કરતો નથી. માટે તમો બન્ને જણાં શાંતીને પામો. આમ બોલતો માધવ પોતાનાં માતપિતાનાં અશ્રુઓ લુછવા લાગ્યો; અને જ્યારે બન્ને જણાનાં અંતઃકરણ શાંત પડયાં કે તુરતજ તેણે પોતાના મસ્તકને માતાપિતાના ચરણમાં મુકી તેઓને પોતે જે પશ્ચાતાપ કરાવ્યો હતો તેને માટે ક્ષમા માગી તેઓની પાસે બેઠો. થોડી વારે સર્વ પોતપોતાનાં કાર્યમાં ગુંથાયાં.

કેટલાક દિવસો વિત્યા બાદ માધવનાં લગ્ન તેનાજ ગામમાં કૃષ્ણદેવ નામના એક બ્રાહ્મણની કન્યા મણીલક્ષ્મી સાથે થયાં હતાં. આ વખતે જયંતે પોતાના વૈભવ પ્રમાણે વરઘોડો, સાજન, દારૂગોળો વિગેરેથી પદ્માવતીના લોકોનું અંતઃકરણ આકર્ષ્યું હતું. એવી ધામધુમથી માધવનાં લગ્ન નિર્વિઘ્ને પરિપૂર્ણ થયાં હતાં.

# चतुर्थतरंग.

## "સુલોચનાનો વિવાહ વિચાર અને માધવનું વનવાસ જવું."

### श्लोक

लक्ष्मी कौस्तुभ पारिजातक सुरा धन्वंतरि श्चंद्रमा गावः कामदुघा सुरेश्वरगजो रंभा सुदेवांगना
अश्व सप्तमुखो सुधा हरिधनुःशंखो विषश्चांबुधे रत्नानिच चतुर्दशः प्रतिदिनंकुर्यात् सदा मंगलम् ॥

**અર્થ**—લક્ષ્મી, કૌસ્તુભમણી, પારીજાતકનુંવૃક્ષ; સુરા, ધનવંતરી, ચંદ્રમા, કામદુઘાગાય, સુરેશ્વર હાથી, રંભા, સાત મુખનો અશ્વ, અમૃત, હરીધનુષ્ય, શંખ, વિષ આટલાં ચૌદ રત્નો સમુદ્ર મથન વખતે નીકળ્યાં હતાં તેનો કર્ત્તા શ્રીહરિ કે જેને પ્રતિ દિવસ સંભારવાથી સર્વનું કલ્યાણ થાય છે.

---

શાંતીનગરીના રાજા વિશ્વકસેનને સુલોચના અને સુતપા નામની બે કન્યાઓ હતી. તેમાં સુલોચના મોટી હતી. તે સ્વભાવે નમ્ર અને સર્વ વિદ્યા સંપન્ન હતી. મનુષ્યો તેને શાંતી, દયા, ક્ષમા અને સંતોષવાળી કહેતાં હતાં. તેણે સંસ્કૃત વિદ્યાનો સારો અભ્યાસ કર્યો હતો. તે સુલોચનાનું વાગદાંન તેના પિતા વિશ્વકસેને આડંભનગરીના રાજા શતદુતના પુત્ર માલ્યવાન સાથે કર્યું હતું. વિશ્વકસેનના રાજ્યની વારશીક ઉપજ એક લાખ રૂપીઆની હતી. તેને ચતુરંગીણી સૈન્યા હતી; તેથી રાજા હમેશાં સુખી રહેતો. પરંતુ તેને એક મહા દુઃખ હતું જેથી તેને રાત્રિ દિવસ નિદ્રા આવતી નહીં. તે દુઃખ માત્ર એજ હતું કે તેને પુત્ર પ્રાપ્તિ નહોતી. પુત્ર સંપાદન કરવા અનેક ઉપાયો તેણે યોજ્યા હતા; પણ તે સર્વ વ્યર્થ ગયા હતા. આખરે તેણે પોતાને જે બે કન્યાઓ હતી તેમાંજ તેણે સંતોષ માન્યો હતો. તેનો

રાજ્ય વૈભવ ઇંદ્રના સમાન હતો. ચારે વર્ણો ધર્મ પ્રમાણે વર્તતી હતી. બ્રાહ્મણો વેદાધ્યયન કરતા, ક્ષત્રિઓ ક્ષાત્રધર્મ બજાવતા, વૈશ્યો ધર્માનુસાર વર્તતા અને શુદ્રો સર્વની સેવા ચાકરી સારી રીતે કરતા હતા. આવી રીતના રાજ્યવૈભવવાળો રાજા વિશ્વકસેન ઇશ્વર ઉપર આધાર રાખી દિવસો નિર્ગમન કરતો હતો.

રાજા વિશ્વકસેને પોતાની કન્યા સુલોચનાનું વાગદાન કોઇના કહેવાથી કર્યું હતું. તેણે પોતે શતદ્રુતના પુત્ર માલ્યવાનને નજરો નજર જોયો નહોતો. માલ્યવાન સર્વગુણસંપન્ન હતો. તેના પૂર્વ જન્મના યોગે તે, એક પગે ખોડો, હાથે ઠુંઠો, એકાક્ષી (એક આંખે કાણો) અનેક ચિત્તવાળો, અહાર નિદ્રાથી પરિ-પૂર્ણ; તેમજ અપરમારીના દુઃખવાળો હતો (અપસ્માર એટલે જેને વાઇ અથવા તાંણુ કહે છે તે.) આવા સ્વરૂપવાન રાજ પુત્ર સાથે મણી જેવા રત્ન રૂપી કન્યા સુલોચનનાં લગ્નનો પ્રસંગ આવ્યો.

રાજા શતદ્રુતે પોતાના પુત્ર માલ્યવાનના વિવાહ વખતે અનેક પ્રકારનાં દાનો આપી બ્રાહ્મણોને અને બંદીજનોને સંતો-ષ્યા હતા. લગ્નનો દિવસ નક્કી કરી પત્રદ્વારાએ વિશ્વકસેને શત-દ્રુતને ખબરો મોકલી હતી; તે પ્રમાણે જાન લેઇ શતદ્રુત વિશ્વ-કસેનની નગરી આગળ આવી પહોંચ્યા. અહીં વિશ્વકસેને પણ પોતાની પુત્રીના લગ્ન સંબંધી સર્વ તૈયારીઓ પ્રથમથીજ કરી મુકી હતી.

પિતા જયંતની આજ્ઞાનુસાર વર્તતો. પુત્ર માધવ લગ્ન થયા બાદ પોતે જે વિદ્યા સંપાદાન કરી હતી તેનો અનુભવ કરવા પુનઃ પિતાની આજ્ઞા માગવા ગયો. વિનયી વચનોથી પિતાને પ્રસન્ન કરી આજ્ઞા લેઇ પૂર્વનો શ્લોક સંભારતો ગણપતિનું સ્મરણ કરી નગરીની ઉત્તર દિશા તરફ ચાલી નીકળ્યો.

ચાલતાં ચાલતાં વિદ્યાભ્યાસ કરવા ગયો હતો તે રસ્તે પૂર્વવત્ દુષિતા અને ઉષિતા વનોને ઓળંગી દૈવા નામના વનમાં આવી પહોંચ્યો. ક્ષુધા તૃષાથી વ્યાકુળ થયેલો માધવ બરોબર આઠે દિવસે અહીં આવી પહોંચ્યો હતો. તે વનમાં એક સરો-વર તેની નજરે પડયું. ક્ષુધા તૃષાના દુઃખે પીડા પામતો ત્યાં

જઇ જળપાન કરી નજીકના એક વૃક્ષ નીચે વિશ્રાંતિ લેવા બેઠો. પણ પોતાને પડેલા ક્ષુધા, તૃષાના દુઃખે તેને ધિરજ રહી નહીં; જેથી મોટા ઘાંટા પાડી રૂદન કરવા લાગ્યો.

માધવ બોલ્યો; હે પ્રભુ! તેં મને આવી બુદ્ધિ કયાંથી સુઝાડી! મને ક્ષુધા તૃષાનું દુઃખ સહન થતું નથી હે પરમાત્મા! મને આ દુઃખમાંથી કયારે મુક્ત કરશો! આવા ઘાંટા પાડી માધવ રડવા લાગ્યો; અને તેજ વનમાં રહી રાત્રી દિવસ શુકુનની રાહ જોતો ફળ ફળાદિક ખાઇને દિવસો ગાળવા લાગ્યો.

આવા દુઃખદ, દૈવા વનમાં માધવને તેર દિવસ વિતી ગયા ચૌદમા દિવસે જેણે ઇશ્વર ઉપરજ આસ્થા રાખી હતી એવા માધવને મધ્યાન્હકાળે કુકડીઓ કુંભાર, મોર, ચાસ અને નોળવો એ ચારેને પોતાની ડાબી બાજુએથી જમણી બાજુએ જતાં જોયાં, તે જોતાંમાંજ પોતાને ઇશ્વર સાનુકુળ છે એમ જાણી માધવ એકદમ ત્યાંથી ચાલી નીકળ્યો. ક્ષુધા તથા તૃષાને વેઠતો તે રાત્રી દિવસ ચાલતો ચાલતો દૈવ ઇચ્છાથી રાજા વિશ્વકસેનની શાંતીનગરી સમીપ પુરા પંદર દિવસની રાત્રે નવ વાગ્યાના શુમારે આવી ચઢયો. તે નગરીમાંના અને બહારના સરકારી ફાનસોના દીવાઓ જોવાથી માધવને ધૈર્યતા આવી કે અહીં આગળ કોઈ નગરી હોય તેમ લાગે છે. આવી ધીરજમાં ને ધીરજમાં તે નગરીના દરવાજાથી લગભગ બસેં કદમ દૂર હશે, એટલામાં તો ત્યાંના રીવાજ મુજબ નવ વાગ્યાની તોપ પડી; તોપ પડતાંજ શહેરના તમામ દરવાજાઓ બંધ થઈ ગયા. માધવ ચાલવાથી તેમજ ક્ષુધા અને તૃષાના દુઃખથી પીડીત થએલો દરવાજા આગળ આવ્યો અને જુએ છે તો તે બધ થએલા જોયા; નિશ્વાસ નાંખતો દરવાજાના બહારના ઓટલા ઉપર પોતીઉં ઓઢી સુઇ ગયો. થોડીકજ વારમાં તે નિદ્રાદેવીના આધિન થઈ ગયો.

આ નગરી રાજા વિશ્વકસેનની છે તેવું તે જાણતો નહીં. રાજા વિશ્વકસેને પુત્રી સુલોચનાનાં લગ્ન પ્રસંગે પોતાનાં સંબંધીઓને અને બીજા કેટલાક રાજાઓને, તેમજ ઉત્તમ ઉત્તમ બ્રાહ્મણોને આમંત્રણ પત્રિકાઓ લખી મોકલી હતી; તેમજ મા-

ધવના ગુરૂ શ્રેયસિંધુને પણ પોતાના પિતાના ગુરૂ તરીકે આ-મંત્રણ કર્યું હતું. ગુરૂ શ્રેયસિંધુ પોતાના શિષ્યો સહવર્તમાન ત્યાં આવી પહોંચ્યા હતા. લગ્નના દિવસે આડંભ નગરીનો રાજા શત-દ્રુત પોતાની યોગ્યતા પ્રમાણે સૈન્ય લેઈ માલ્યવાનને પરણાવવા આવ્યો હતો તેનો ઉતારો જે દરવાજાને ઓટલે માધવ સુતો હતો તેની નજીકમાંજ હતો.

રાત્રીના અગીઆર વાગ્યાનો વખત થયો હશે તે વખતે વર રાજાને નહાવણુ પાણી મોકલ્યાં. આ વખતે વરને પૂર્વના કર્મ સંયોગે તરતજ તાંણુ આવવા લાગી. તે તાંણુ જ્યારે તેને આવે ત્યારે બરોબર ચાર કલાક થાય ત્યારેજ શાંત પડતી હતી. આ જોઈ રાજા શતદ્રુત ઘણોજ ગાભરો બની ગયો. તેણે પો-તાના પ્રધાનને બનેલી હકીકત કહી; પ્રધાન ઘણોજ હુંશીઆર હતો તેણે તેજ વખતે રાજાને સમયસુચકતા વાપરવાને કહ્યું; રાજાએ કહ્યું હે મિત્ર ! આ વખતે આબરૂ રાખવી તારે હાથ છે. માટે જેમ તને સુઝે તેમ તું કર. રાજાનું આવું બોલવું સાંભળી પ્રધાન કહે—હે મહારાજાધિરાજ ! આપણા અંગત એક હ-જામને આપણી સાથે રાખી આપણે બન્નેજણા હું કહું ત્યાં ચાલો. તેજ વખતે રાજા અને પ્રધાન તેમજ એક હજામ બરોબર મ-સાલ તૈયાર કરાવી કોઈ લાયક પુરૂષને ખોળવા ચાલી નીકળ્યા. જતાં જતાં ઇશ્વર ઇચ્છાથી જે ઠેકાણે દરવાજાના ઓટલે માધવ સુતો હતો ત્યાં આગળ આવી પહોંચ્યા. આ કોઈ મનુષ્ય સુતું છે એમ વિચાર કરી પ્રધાને આગળ આવી માધવના મોઢા ઉપરનું લુગડું ઉઘાડી જોયું તો, કોઈ દેવાંશી પુરૂષ હોય તેમ તેને લાગ્યું. અને ઘણોજ ખુશી થયો. તે રાજાને કહેવા લાગ્યો કે હે મહારાજ ! આપણું સર્વ કાર્ય હવે સિદ્ધ થાય એમ હું ધારૂં છું. એમ કહી માધવને ઢંઢોળી બેઠો કર્યો. અને તેનેપુછ્યું અરે ! તું કોણ છું ? અને અહીં શા સારૂ સુતો છે ? આવા અચાનક શબ્દો સાંભળી માધવ એકદમ ઝબકી ઉઠયો, અને નમ્ર વચને બોલ્યો ? મહા-રાજ ! હું એક ગરીબ બ્રાહ્મણનો પુત્ર છું ? હું જ્યારે અહીં આવ્યો કે તુરતજ દરવાજા બંધ થઈ ગયા જેથી અહીં સુતો છું. આવાં માધવનાં મધુર વચનો સાંભળી પ્રધાન રાજા સામું

જોઈ ઇશારત કરી બોલ્યો; અરે છોકરા! આજની રાત અ-મારી જોડે આવીશ? તને પરણવાનો લહાવો લેવરાવીએ અને બસેં રૂપીઆ રોકડા આપી ખુશી કરીશું. જો, તારે મરજી હોય તો ઉતાવળો અમારી સાથે ચાલ. પ્રધાનનાં આવાં વચનો સાં-ભળી વિવેકી માધવ, તરતજ ઉભો થયો અને બોલ્યો; હે ભા-ઇઓ! આપ જેમ કહો છો તેમ કરવા હું ખુશી છું; પણ આજ કાલ કરતાં પંદર દિવસથી હું ભુખ્યો છું એટલુંજ નહીં પણ ઘણો ચાલવાથી થાકી ગયો છું માટે તમો જો મને પ્રથમ જ-ળપાન કરાવી ભોજન કરાવો તો, હું આપનો મોટો આભારી થઇશ, અને તમો જેમ કહેશો તેમ કરીશ.

માધવનાં આવાં વચનો સાંભળી રાજા અને પ્રધાન તેની સર્વ વાતો માન્ય કરી તેને ઉતારે તેડી લાવ્યા. માધવને ઉતારે ગયા પહેલાંજ વરને નહાવણ પાણી આવ્યું હતું જેથી તેને જળપાન કરાવી, નહવરાવી શરીરે તેલ ફુલેલ લગાડી સુશોભીત જામો, ચીરો વિગેરે પહેરાવી તેના ઉપર અમુલ્ય અલંકારો પહેરાવ્યા. પણ ક્ષુધાથી પીડાતા માધવનો કોઇએ ખાવાનો ભાવ પૂછ્યો નહીં. માધવ, વસ્ત્રાભુષણથી શણગારાયો; અને તરતજ વિશ્વક-સેને મોકલેલા હસ્તિ ઉપર પોતે શતદ્રુતના પ્રધાન અને ચમરો ઢોળનારાઓ સાથે બેઠો.

આ વખતે શતદ્રુત અને વિશ્વકસેન તરફથી અનેક વાજીંત્રો વાગી રહ્યા હતાં. દારૂખાનું પણ તેના વૈભવ પ્રમાણેનું છુટતું હતું; એવા માધવનો વરઘોડો ઉતારેથી ચઢી શહેરના રાજમાર્ગે થઈ ચાલ્યો. શહેરમાં મધ્ય ભાગે વરઘોડો આવી પહોંચ્યો; આ વ-ખતે રાજકન્યાના લગ્નથી ઠેકાણે ઠેકાણે ધ્વજા પતાકાઓથી બધું શહેર શણગારાયું હતું. ઠેકાણે ઠેકાણે હજારો લોકોનાં ટોળેટોળાં વરઘોડો જોવા ઉભાં રહ્યાં હતાં. આવા મહોત્સવમાં શહેરના મધ્ય ભાગે ક્ષુધા તૃષાથી પીડા પામતા માધવનું ડોકું લગાર એકબ-જુમાં લચી પડયું. તે જોઇ પ્રધાન કહેવા લાગ્યો કે–હે બ્રાહ્મણ! છેવટે તું તારી જાત ઉપરજ જઇશ કે શું? જોતો ખરો! આમ કહી પ્રધાન નીચેનો શ્લોક બોલ્યો—**राज्यंकुंजर चामरं चतु-रगं छत्रं ध्वजा चंदनं गीतं नृत्य विनोद शास्त्रकविता**

**कौतुहलं वैभवं ॥** અરે મૂર્ખ! આ રાજ્ય, હાથી, ચામર, ચતુરંગીણી સૈન્યા, છત્ર, ધ્વજા, અનેક પ્રકારનાં સુવાસીત ચંદનો, ગીત, નૃત, વીનોદો, શાસ્ત્રકવિતાઓ વિગેરે થાય છે તે સર્વ તારી તો ધ્યાનમાંજ નહીં હોય કેમ. વારૂ? અમે પ્રથમ તને શું કહીને લાવ્યા હતા? સમો બેશ? ટટાર થા? અને પ્રથમની પેઠે તૈયાર થઈ આનંદમાં રહી અમોને ખુશી કર?

આવાં પ્રધાનનાં ક્રોધયુક્ત વચનો સાંભળી માધવ બોલ્યો; અરે હે ભાઇ! તમો જે કાંઈ કહો છો તેમાંનું મને કાંઈ પણ રૂચતું નથી. સાંભળો? **संभोगो रमणीय विलासवदना आनंद सौख्यंप्रभो एते सर्व विटंबणा गुणे सखे एकंच अन्नं विना ॥** આ સઘળો સમારંભ, વિલાસ રૂપ વાંણી વાદ્ય વિગેરે હે સખા! મને કાંઈ પણ સુખ આપતાં નથી; તેનું કારણ એકે મારા ઉદરમાં અન્ન ગયું નથી તો હું શી રીતે તૈયાર થઈ બેસું કે તમારૂં મન પ્રસન્ન થાય?

માધવનાં આવાં વચનો સાંભળી પ્રધાન મનમાં વિચારવા લાગ્યો કે તે કહે છે એ સર્વ વાત ખરી છે તો પણ તેને કહેવા લાગ્યો કે—હે મિત્ર! હવે વરઘોડો ઉતરશે કે તુરતજ તારી ગોઠવણ કરીશું. પણ તું અમારા સર્વ ઉપર કૃપા કરી થોડીવાર ટટાર થઇ બેશી અમારી આબરૂ સાચવ.

માધવ ટટાર થઇ બેઠો એટલે પ્રધાને તેને લગ્ન પ્રસંગે, કયા, કયા, વખતે શું શું કરવું વિગેરે હકીકતો કહી સંભળાવી. બાદ લગ્ન થઇ રહ્યા પછી રાજ્યદ્વારી રીતી પ્રમાણે કાચ મહેલમાં જવાની અને ત્યાં જઇ શી રીતે વર્ત્તવું વિગેરે સર્વ હકીકતથી તેને માહીતગાર કર્યો. રાત્રીના સાડા અગીઆરના શુમારે વરઘોડો લગ્ન મંડપે જઇ પહોંચ્યો. વિશ્વકસેને વરને લગ્ન મંડપમાં બીરાજરાવ્યો. સમયે કન્યા સુલોચનાનું પણ લગ્ન મંડપમાં આવાગમન થયું. આ વખતે માધવ અને સુલોચના બન્ને જણાંને ઇશ્વર સાનુકુળ હતો; તેથી રંગેચંગે બન્નેની શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે હસ્ત મેળાપની ક્રીયા થઈ. રાજ્ય કુળની રીતિ પ્રમાણે વર કન્યા તરફથી બ્રાહ્મણો અને બંદીજનોને યોગ્યાયોગ્ય દાંનો આપવાનો રાજા શતક્રુતે આરંભ કર્યો.

આ સમયે માધવના ગુરૂ **શ્રેયસિંધુ** પણ પોતાના કેટલાક શિષ્યોને લેઇને આવ્યા હતા; ગુરૂજીને જોઇ મહા આનંદ પામેલા માધવે પોતાના હાથે તેમને દશહજાર રૂપીઆ અને તેમના દરેક શિષ્યને બસેં બસેં રૂપીઆ અને બીજા બધાઓને સર્વની યોગ્યતા પ્રમાણે દાંનો આપ્યાં. સર્વ ખુશી થઈ દાંનો ગ્રહણ કરી આર્શીવાદો આપી પોતપોતાના સ્થાનકે ગયા.

દાંન પ્રસંગ પરવાર્યા પછી અમુક વખત સુધી વરકન્યાને એકાંતવાસ આપવાના રીવાજ મુજબ કાચ મહેલમાં જવાની છડી પોકરાઈ કે તુરતજ તે કાચ મહેલમાં ગયો. રાજાના એકાંત વાસ ( કાચ મહેલની ) ની રમણીકતા કોઈ પણ દિવસે નહીં જોયાથી આશ્ચર્યતા પામતો માધવ તે મહેલની સર્વ શોભા જોવામાં નિમગ્ન થઈ ગયો; પોતાના ગુરૂ શ્રેયસિંધુને સંભારતો ઇશ્વરનું સ્તવન કરતો, ક્ષુધાથી પીડીત થએલો માધવ એક ખુરશી ઉપર બેઠો. એટલામાં તો કન્યા સુલોચના હાથમાં સુવર્ણના થાળમાં પુજન વિગેરેનાં સાહિત્યો લઈ પાછળના દાદરેથી પોતાના પગના નેપુણ ખખડાવતી ખખડાવતી આવી પહોંચી! તેને જોઈ માધવ એકદમ શરમાઇ ગયો અને નીચું મુખ કરી બોલ્યા શિવાય બેશી રહ્યો. થોડીવારે સુલોચના બોલી કે— હે સ્વામીનાથ; આપ આટલા બધા કેમ શરમાઓ છો ? વળી આપનું મુખકમળ કેમ ઉતરી ગએલું લાગે છે? વિગેરે પ્રેમના વચનો કહી માધવને સંતુષ્ટ કરવા હાથમાં વિણા લેઈ વગાડતી કહેવા લાગી; કે હે સ્વામીન્! **शैयावस्त्रं चंदनं चारु गंधं वीणावाणी दर्शणीयाच राजा ॥** અરે! હે સ્વામિન ! આ આપને માટે અનેક સુવાસીત ચંદનોથી તેમજ જરીથી ભરેલી શૈયા, વસ્ત્રો, સુગંધી પદાર્થો, વિણાનો નાદ આ સઘળું જોતાં વિહ્વળ એવો તમારો પ્રેમ મારા ઉપર કેમ થતો નથી તે આપ કહો?

સુલોચનાનાં આવાં વચનો સાંભળી માધવ બોલ્યો; **नोरुच्यंते क्षुत्पिपासा तुराणां सर्वारंभा तंदुला प्रस्थमुला ॥** હે સ્ત્રી ! તારૂં કહેવું સર્વ વાતે બરોબર છે તથાપિ મને કાંઈ પણ રૂચીકર લાગતું નથી; તે સઘળું મને ઝાડના મુળ સમાન લાગે છે. કારણ હું ઘણોજ ભુખ્યો છું; જો તુ મારી ક્ષુધા શાંત કરે તો તારૂં સઘળું મને રૂચીકર લાગે.

માધવનાં આવાં વચનો સાંભળી તુરતજ સુલોચનાએ પોતાની દાસીને એકદમ ધાંટો પાડી ઉપર બોલાવી. રાજકન્યાનું એકદમ આશ્ચર્યજનક વચન સાંભળી દાસી એકાએક કાચ મહેલના મેડા ઉપર આવી. સુલોચનાએ તુરંતજ પોતાના સ્વામી સારૂ ખાવાનું લાવવા આજ્ઞા કરી. માધવ વિચાર કરવા લાગ્યો કે—હું બ્રાહ્મનો પુત્ર છું, અને મારે આજે આ રાજકન્યાનું અન્ન ખાવું પડશે? તે અન્ન કોણે રાધ્યું હશે? વિગેરે અનેક વિચારો કરતો બોલ્યો; હે સ્ત્રી! અમારે લગ્નથી પરવારી કુળદેવીનાં પુજન કર્યા શિવાય અન્ન ખવાતું નથી માટે પાણીનો લોટો માંજી સ્વચ્છ જળ ભરી, મારાથી લેવાય તેવું ફળાહાર મંગાવો કે તે કરીને હું શાંત થાઉં. માધવના કહેવા પ્રમાણે દાસી એકદમ નીચે જઈ સર્વ સામગ્રી તૈયાર કરી સુવર્ણના થાળમાં ભરીને લાવી. તે સઘળું માધવે ખાધું અને શાંત થયો; એટલામાં તો નીચેથી છડીદારે છડી પોકારી કે મહારાજાધીરાજને ઘણી ખમા-લગ્નમંડપમાં પધારવાનો સમય થયો છે. છડીદારની છડી સાંભળી પ્રધાનનું કહેલું યાદ રાખી માધવ તુરતજ કાચમહેલમાંથી નીચે ઉતરી લગ્ન મંડપમાં આવી પોતાના આસને બેઠો. થોડીવારે સુલોચના પણ લગ્નમંડપમાં આવી પોતાના આસને બેઠી. સર્વના નિશ્ચિંત થયા બાદ લગ્નની કેટલીક વિધિ બાકી હતી તે પરિપૂર્ણ થઇ અને સર્વ પોતપોતાને ઉતારે ગયા.

સર્વના જાંનીવાસે આવ્યા પછી શતક્રુતના પુત્ર માલ્યવાનને ધીરે ધીરે શુદ્ધિ આવવા લાગી. માધવે અને બીજાં કેટલાંક માણસોએ ભોજન કર્યું અને રાત્રી નિર્ગમન કરી. બીજે દિવસે સવારના પહોરમાં રાજા વિશ્વકસેને માધવને કરેલા બસેં રૂપીઆ આપી ત્યાંથી વિદાય કર્યો. માધવ પણ ખુશી થતો ત્યાંથી પોતાની ઇચ્છા પ્રમાણે તે નગરીનો ત્યાગ કરી ચાલતો થયો.

# पंचमतरंग.

## " સુલોચનાનો ચર્ભક્ષ. "

### श्लोक.

**आशीर्वाचं विभुर्व्योमा दूर्षतुवर कन्ययोः**
**जीवतां शतवर्षाणि धर्मेण दम्पती सुखे. "**

---

બીજે દીવસે બપોરના એક વાગ્યાના શુમારે ચર્ભક્ષનો સમય થયો; તે વખતે શતદ્રુતે પોતાના પુત્ર માલ્યવાનને તેલ, ફુલેલ વિગેરેથી સુગંધીત કરી સુશોભીત વસ્ત્રાભુષણો પહેરાવી તૈયાર કર્યો. પ્રથમ દિવસની રીતી પ્રમાણે આજે પણ વરઘોડો ચઢી લગ્ન મંડપ આગળ આવી પહોંચ્યો. વરને મંડપમાં બેસાડયો. એક બાજુમાં ચર્ભક્ષની સઘળી તૈયારીઓ થવા લાગી; અને બીજી બાજુએ લગ્નમંડપની સામે સુલોચનાનો મહેલ હતો ત્યાં તે પોતાની કેટલીક સખીઓ સાથે તેના ઝરૂખે બેઠી બેઠી સઘળો કારભાર જોતી હતી. એટલામાં તેની નજર માલ્યવાન ઉપર ગઈ. તેને જોતાંજ સુલોચનાનાં હ્રદયમાં ધ્રાસ્કો પડયો; અને વારેઘડીએ તેને નિહાળી, નિહાળી જોવા લાગી. તેણે પ્રથમની રાત્રીએ જેની સાથે લગ્ન કર્યું હતું તેમજ કાચમહેલમાં એકાંતે જેની સાથે વાત કરી હતી તે પુરૂષને નહીં જોવાથી અત્યંત ખેદયુક્ત થઇ ઇશ્વરને સંભારવા લાગી.

સુલોચના વિચારગ્રસ્થ થઈ છે એટલામાં તો તેને વસ્ત્રાભુષણો ધારણ કરી લગ્નમંડપમાં જવાને એક દાસીએ આવી વરધી આપી તેજ વખતે સુલોચના બોલી; અરે દાસી! તને અહીં કોણે વરધી આપવા મોકલી છે? દાસી બોલી;—બાઇસાહેબ! હું તો રાણીસાહેબના મોકલવાથી આપની પાસે આવીછું. તુરતજ સુલોચના બોલી કે, હે દાસી! ઉતાવળથી રાણીસાહેબ પાસે જા; અને જલદીથી અહીં આવવાને તેમને કહે? દાસીએ સુલોચનાના કહ્યા પ્રમાણે રાણી સાહેબ પાસે આવી! તેનો સંદેશો કહ્યો.

દાસીના કહેવાથી રાણી તરતજ પોતાની પુત્રી સુલોચના પાસે ગઇ; અને પોતાને ત્યાં બોલાવવાનું કારણ પુછયું આ વખતે સુલોચનાનું મુખકમળ મહાવિક્રાળ અને ક્રોધયુક્ત હતું. પુત્રી, માતા પ્રત્યે બોલી—અરે હાય! સત્યાનાશની પાટી વળી ગઇ! મારૂં નસીબ ફુટયું! હાય! હવે હું શું કરૂં? કયાં જાઉં? આટલા શબ્દો બોલતાંમાં તો એકદમ તેને મૂર્છા આવી અને પૃથ્વિ ઉપર પડી; પડતાંજ બેભાન જેવી થઇ ગઇ. માતાએ આ વખતે એકદમ મોટી બુમો પાડી દાસીને બોલાવી. દાસી શબ્દ સાંભળતાંજ કેટલીક દાસીઓ એકદમ ત્યાં આવી ચઢીઓ. તે સર્વનાં મન સુલોચનાની આવી સ્થિતિ જોઇ ખેદયુક્ત થયાં. સર્વેએ કેટલીક વખત સુધી તેની સારવાર કરી. થોડીવારે તેને ભાન આવ્યું. સર્વેએ તેની આવી સ્થિતિ થવાનું કારણ પુછયું.

સુલોચના માતા પ્રત્યે બોલી; હે માતુશ્રી! ગઇ કાલે જેની સાથે મેં હસ્તમેળાપ કર્યો હતો તે પુરૂષ કયાં છે? તમોએ મને શું જોઈ ચરભક્ષ કરવા લગ્ન મંડપમાં જવાની તૈયારીઓ કરવાની વરધી મોકલી! હે માતુશ્રી? તમે બેફિકર રહેજો-હું કદિ કાળ પણ બીજા પુરૂષના હાથે ચરભક્ષ કરનાર નથી? કપટ થયુંરે! કપટ થયું!!! આવા અનેક ક્રોધી શબ્દો બોલતી માતાનો તિરસ્કાર કરી મોટો ધાંટો પાડી રૂદન કરવા લાગી. સુલોચનાનો ભયભિત રડતો ધાંટો સાંભળી રાજા વિશ્વકસેન પણ એકદમ આશ્ચર્ય પામતો પુત્રીના મહેલમાં ઉતાવળો, ઉતાવળો આવી પહોંચ્યો અને જુએ છે તો પુત્રીને છાતીફાટ રડતી જોઇ, રાજાની આંખમાં આંસુઓ આવી ગયાં; અને પુછવા લાગ્યો કે અરે પુત્રી! તું કેમ આટલી બધી રડે છે તે કહે? સુલોચના રૂપમાં અને રંગમાં રંભા કરતાં પણ ચઢીઆતી હતી. કામની, કળાને તેની ભ્રકુટીમાં, ચંદ્રે તેની મુખમુદ્રામાં, અમૃતે અધરોષ્ટમાં, શેષનાગે કેશપાશમાં એમ રત્નરૂપ જગતની સર્વ વસ્તુઓએ સુલોચનાના શરીરમાં ભિન્નભિન્ન અવયોમાં નિવાસ કર્યો હતો; તે સર્વ આ વખતે અસ્ત પામતાં જોઇ રાજા મનમાં અત્યંત ખિન્ન થઇ લાગ્યો. અને નિશ્વાસ નાંખતો પોતે પણ રૂદન કરવા ગયો. એટલામાંતો સુલોચનાની મૂર્છા વળી;

તેના મુખ ઉપર ઉદાસીનતાનું વાદળ છવાઈ ગયું હતું. આંખે આંસુથી ભરપુર હતી. પરંતુ તેણે પોતાની પાસે પોતાના પિતાને પણ પોતાનીજ સ્થિતિમાં દીઠા તેણે ધૈર્યતાથી પોતાના દુઃખી ઉભરાને શાંત કર્યો. પિતા પુત્રી બન્નેજણાં સામસામું જોઇ રહ્યાં. થોડીવારે તેનો પિતા ધૈર્ય ધરી બોલ્યો,—અરે પુત્રી ! તું આવા શોકાગ્નિમાં નિમગ્ન થઇ શામાટે રૂદન કરે છે તે કહે ? શું તને કોઇએ કડવાં વચનો તો કહ્યાં નથી ? બહેન ! તને કોણે દુભવી ? પિતાએ વારંવાર પુછવા માંડયું, એટલે સુલોચના બોલી, પિતાજી ! મારા દુઃખની વાર્તા આપના મુખે હું શું કહું ! આમ બોલતાંમાંતો સુલોચનાનું હૈયું ભરાઇ આવ્યું. તરતજ પિતાએ તેનું મસ્તક પોતાના ખોળામાં મુકયું; અને આશ્વાસના કરવા લાગ્યો. સુલોચના બોલી અરે પિતાજી ! એવાં તે મેંશાં પાપ કર્મ કર્યાં હશે કે જેની સાથે લગ્ન કરી હસ્તમેળાપ કર્યો તેનો વિયોગ મને આજે થયો ? શું મેં સાધુ સંતો અથવા તો બ્રાહ્મણોનું અપમાન કર્યું હશે ! અરે ! શું મેં ધાવતાં ગાયોનાં વાછરડાંઓને તેઓની માતાઓથી વિખુટાં પાડયાં હશે ! કે, મને પણ આ વખતે વિશ્વાસઘાત કરી મારો સ્વામી મારો ત્યાગ કરી કોણ જાણે કયાં એ ગયો હશે ! જ્યાં હું એક રાજ કન્યાના અનેક વૈભવો ભોગવતી હતી તેને ઠેકાંણે આજે મારો આવો વખત આવ્યો છે ! શું ! મને આવું દુઃખ ખમવું પડશે તે હું સ્વપ્નમાં પણ જાણુતી નહોતી ! હે પ્રભુ ! મને નિરપરાધીને આવું દુઃખ દેવું તારા જેવા વિનયી અને ન્યાયિને ઘટતું નથી; આવા છાતી ફાટી જાય તેવા રીતના શબ્દો બોલી સુલોચના પિતાના ખોળામાં મસ્તક મુકી રડવા લાગી.

સુલોચનાનું આવું દયાજનક રડવું સાંભળી તેના પિતાનું હૃદય પણ છિન્ન ભિન્ન થવા લાગ્યું. થોડીવારે રાજા બોલ્યો; હે પુત્રી ! મનુષ્યોને તેણે સારાં નસરાં કરેલાં પાપોનાં ફળ અવશ્ય ભોગવવાં જ પડે છે. તેને કોઇપણ મિથ્યા કરી શકતું નથી. તેને માટે શાસ્ત્રમાં કહ્યું છે કે-**अवश्यंभावी भावानांप्रतीकारो भवेद्यदि तदादु:खैर्नयुज्ये न्नलराम युधिष्टिर :"**

**અર્થ**—અવશ્ય જે થવાનું છે તે થયા શિવાય કદિ કાળ પણ

રહેવાનું નથી. મોટા નળરાજા, રામરાજા, અને ધર્મયુક્ત યુધિષ્ઠિર રાજા જેવાને પણ ભાવીએ છોડયા નથી, તો આપણા જેવાની તો શી ગણુત્રી! માટે હે પુત્રી! ભાવી ઉપર આધાર રાખી દ્દઢ અને સચેત થઇ સમયસુચકતા રાખ. આવાં અનેક પ્રકારના વચનોથી રાજાએ કન્યાને લગ્ન મંડપમાં આવવાને સમજાવી, પણ તે સર્વ વ્યર્થ ગયું.

પુત્રી બોલી—હે પિતાશ્રી! આપણા કુળમાં કદિ કાળ પણ આવો બનાવ બન્યો નથી. તો હું આપના કહ્યા પ્રમાણે વર્ત્તી આપને લાંછન લગાડવા ઇચ્છતી નથી. મેં ગઇ કાલે જેની સાથે હસ્તમેળાપ કર્યો છે તેજ પુરૂષ મળશે તો તેનીજ સાથે હું ચરભક્ષ કરીશ, તે શિવાય આ દુનીઆમાં મારે અન્ય પુરૂષો ભાઇ અને બાપ સમાન છે. હવે જો આપ, અગર બીજું કોઇપણ માણસ મને આ બાબતમાં કહેવા આવશે તો આ શરીરમાં રહેલો પ્રાંણ તરતજ પોતાના ધામમાં ચાલ્યો જશે માટે હે પિતાશ્રી હવે તો તમોને જેમ યોગ્ય લાગે તેમ કરો! આખરે રાજા અને રાંણી બન્ને જણાં થાકી પોતાના મહેલમાં ગયાં. અહીં લગ્ન મંડપમાં ચરભક્ષની ઉતાવળ થવા લાગી. પણ તે સઘળી વ્યર્થ. રાજા અને રાંણીએ, પોતાની પુત્રી સુલોચનાએ જે કહ્યું હતું તેને માટે ઘણો ઘણો તપાસ કર્યો, પણ કોઇ રીતનો તેનો પત્તો લાગ્યો નહી. આખરે રાજાએ રાણી સાથે પોતાની લાજ આબરૂ સાચવવાને ખાતર પોતાની નાની પુત્રી સુતપ્તનાને તૈયાર કરી લગ્ન મંડપમાં લાવવાનો વિચાર નક્કી કર્યો. તે પ્રમાણે રાજાએ પોતાની પુત્રી સુતપ્તતાને શણગાર સજાવી લગ્નમંડપમાં બેસાડી ચરભક્ષની સર્વ ક્રીયા કરી. આ વખતે શતક્રુતે પણ જાણ્યું કે—ગઇ કાલનું કન્યારત્ન આપણા હસ્તમાંથી ગયું. "ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રડે તેમ થયું." શતક્રુત તેરીબી ચુપ, અને મેરીબીચુપ એમ માની ચરભક્ષ, પહેરામણી વીગેરે લગ્નની સઘળી ક્રીયાથી પરવારી કન્યા સુતપ્તતાને લેઇ પોતાની નગરી તરફ જાંન લઇ પાછો ફર્યો.

શતક્રુતના ગયા પછી રાજા વિશ્વકસેન પોતાની પુત્રી સુલોચનાને માટે બહુ પશ્ચાતાપ કરવા લાગ્યો. સુલોચના પણ પો-

તાના એકાંત વાસમાં રહી જેની સાથે પોતે પરણી હતી તે પુરૂષને મેળવવા અનેક વિચારો કરતી ઇશ્વરનું આરાધન કરી દિવસો ગાળવા લાગી.

---

## षष्ठम तरंग.

### "માધવનું માતા પિતા સાથે યાત્રા ગમન."

---

### श्लोक.

**कुग्रामवासो कुलहीन सेवा कुभोजनं क्रोधमुखी च भार्या ॥**
**पुत्रोहिमूर्खो विधवाचकन्या विनाऽग्निषट्प्रदहन्तिकाया॥१॥**

**અર્થ**—જ્યાં કોઇની પણ બુજ થતી ન હોય તેવા ગામમાં વાસ કરવો, કુલહીનની સેવા કરવી, બગડી ગએલું અન્ન ખાવું, જેને દુષ્ટ વચનીય સ્ત્રી, મૂર્ખ પુત્ર અને વિધવા કન્યા, આટલાં હોય તેની કાયાને દાહ ક્રિયા કરવા અગ્નિની જરૂર રહેતી નથી. આ છએવાંનાં પ્રત્યક્ષ અગ્નિ રૂપ છે.

---

**પ્રિય વાચક વૃંદો!** હવે આપણે માધવની સ્થિતિ સામું જોઇએ. માધવ, રાજા શતક્રુતે ઠરાવેલા બસેં રૂપીઆ આપ્યા તે લેઇ સૂર્યોદય થતા પહેલાં પોતાની નગરી તરફ જવા ચાલી નીકળ્યો. ચાલતાં ચાલતાં પૂર્વવત્ કેટલોક ચાલ્યો ત્યારે એક જળાશય ઉપર તેના ગુરૂ શ્રેયસિંધુને કેટલાક વિદ્યાર્થીઓ સાથે વિશ્રાંતી લેવા બેઠેલા દિઠા. ઉતાવળો ઉતાવળો માધવ ત્યાં ગયો અને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરી ગુરૂજી સન્મુખ હાથ જોડી ઉભો; એટલામાં તો ગુરૂજી બોલ્યા; અરે માધવ ! તું એકલો આ અઘોર વનમાં ક્યાંથી ! ક્યાંથી આવે છે અને ક્યાં જાયછે તે કહે ? માધવ બોલ્યો; હે ગુરૂજી મહારાજ ! હું રાજા વિશ્વકસેનની પુત્રીના લગ્ન વખતે તેને ત્યાં ગયો હતો અને હવે હું મારા ગામ જાઉં છું. આ સિવાય પ્રથમ તેને જે હકીકત

બની હતી તે, ( સુલોચના સાથે પોતાનું લગ્ન થયું હતું તે વાર્તા અથથી તે ઇતિસુધી કહી. ) સર્વ તેણે કહી. માધવની હકીકત સાંભળી ગુરૂ શ્રેયસિંધુ ઘણાજ ખુશી થયા; અને તેને પોતાના સ્થાનકે આવવાનું કહ્યું. માધવ ગુરૂજીની સાથે તેમના સ્થાનકે ગયો. ત્યાં લગભગ દશેક દિવસો રહી ગુરૂજીની આજ્ઞા લેઇ પોતાને ઘેર જવા ત્યાંથી ચાલી નીકળ્યો. ચાલતાં ચાલતાં દૈવા ઉષિતા અને દુષિતા વિગેરે વનોને ઓળંગી પૂર્વવત્ પોતાની નગરીમાં આવ્યો.

માધવ પોતાને ઘેર આવ્યો તે વખતે તેનાં માતાપિતા પુત્રને જોઇ મહા આનંદ પામ્યાં. માધવે પોતે જે બસેં રૂપીઆ લાવ્યો હતો તે પોતાના પિતાને આપ્યા. પિતાએ તે કયાંથી લાવ્યો વિગેરે પુછયું; તે સર્વ હકીકત તેણે કહી સંભળાવી. પિતા પણ વિચારમાં પડયો કે પુત્ર જે વિદ્યા ભણ્યો, તે વિદ્યાનો તેણે અનુભવ કર્યો અને તે સાચી છે એવી હવે મને ખાત્રી થઈ. આથી, જયંત પુત્ર ઉપર અત્યંત પ્રેમ રાખવા લાગ્યો. આવી રીતે જયંત પુત્ર માધવ સાથે રહી આનંદમાં દિવસો ગાળવા લાગ્યે. એક દિવસે માધવની માતાને યાત્રા કરવાનો વિચાર થયો તેણે માધવ અને તેના પિતા જયંત બન્નેની સમક્ષમાં પોતાનો વિચાર દર્શાવ્યો. સર્વેએ તે વિચારને માન્ય કરી યાત્રાની સઘળી તૈયારીઓ કરી ઘરનો બંદોબસ્ત કરી પોતાની નગરીથી ચાલી નીકળ્યાં.

પ્રથમ તેઓ પુષ્કર ક્ષેત્રમાં આવ્યાં. ત્યાં નાહી શ્રાદ્ધ ક્રિયા કરી પવીત્ર થઈ ત્યાંથી આગળ માથુર રાજાની નગરી મથુરાંમાં આવી પહોંચ્યાં. ત્યાં પવિત્ર જળને વહન કરનારી પતિતપાવીની યમુનાના જળનાં પાંન કરી પવિત્ર થઈ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણેના ગ્રહસ્થાશ્રમનો અભિમાન ધરાવી પવિત્ર એવી ગંગા નદીથી શોભિતી કાશી નગરીમાં આવી પહોચ્યાં. તેઓ જાણતાં હતાં કેઃ—

**राज्यंनो धिकृतं तपोनचरीतं दानंनदत्तंमया गंगातीर तुरंग निर्मलजलैः स्नात्वाहरौनार्चिताः ॥ तनवंगी नव यौवना तनुकटी नार्लींगता कामोनी इत्थं जन्म निरर्थकं महीतले रण्ये यथामाल्यति ॥१॥**

જેણે રાજ્ય સંપાદન ન કર્યું તેનો, જેણે તપશ્ચર્યા ન કરી તેનો, જેણે કોઈ પણ પ્રકારનાં દાન ન કર્યાં તેનો, પવિત્ર એવા ગંગાજળમાં સ્નાન કરી કાશીવિશ્વનાથ મહાદેવનાં પૂજન ન કર્યાં તેનો, નવ યુવાન સ્ત્રીને ન પરણ્યો તેનો, એ સર્વનો જન્મ દુનિયામાં નીરર્થક છે. કોની પેઠે કે જેમ માલતીનો સુગંધીત છોડ વનમાં એકલો હોય અને તેનો કોઇ ભાવ પુછતું નથી તેજ પ્રમાણે ઉપરનાં કર્મ શિવાયના મનુષ્યનો પણ દુનીઆમાં કોઈ ભાવ પુછતું નથી. આવું માધવનો પિતા પોતે જાણતો હતો તેથી તીર્થ યાત્રાઓ કરવા પોતાના પુત્ર અને સ્ત્રી સાથે ફરતો ફરતો કાશી ક્ષેત્રમાં આવી પહોંચ્યો.

# सप्तम तरंग.

## "સુલોચનાનું પરસ્વાધિનપણું અને તેને માધવનું મળવું."

### श्लोक.

**क्रीडां शरीर संस्कारं समाजोत्सव दर्शनम् ॥**
**हास्यं परगृहेयानं त्यजेत्प्रोषित भर्तृका ॥**

:*:

**અર્થ**—જે સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય, પોતાથી વિખુટો પડ્યો હોય, તે સ્ત્રી પ્રોષિત ભર્તૃકા કહેવાય છે. તેણે રમતગમત, શરીરને શણગારથી સજવું, સમાજમાં જવું, ઉત્સવ જોવા જવું, હસવું તથા પરઘેર જવું આટલું ત્યાગ કરવું જોઇએ.

**હે પ્રિય વાંચકો!** હવે સુલોચના ઉપરના શ્લોક ઉપર આધાર રાખી પોતાના એકાંત સ્થાનમાં રહી દિવસો નિર્ગમન કરવા લાગી. તેણે એક દિવસે પોતાના પિતાને બોલાવી કહ્યું કે; હે

પિતાશ્રી! હવે તમારી વૃદ્ધાવસ્થા થવા આવી છે. તમોને પુત્રની સંતતી નથી, માત્ર અમો બે બેહેનો જ છીએ જેથી તમારી તમામ મીલકતના વારસ અમો બન્ને જણાં છીએ; તો તમો તમારી હયાયતિ માંજ તેનો બરોબર બંદોબસ્ત અમોને કરી આપો, અને મારો ભાગ મને સોંપો. મારે તો ધર્મક્રિયા કરી મારા આત્માનું કલ્યાણ કરવાનો વિચાર થયો છે. પુત્રીનાં આવાં નમ્ર વચનો સાંભળી બુદ્ધિશાળી રાજા વિશ્વકસેને સુલોચનાના કહ્યા પ્રમાણે પોતાની સઘળી તૈયારીઓ કરી તેને અરધો ભાગ સોંપ્યો.

સુલોચના પેતાનો અડધો ભાગ લેઇ વિચારવા લાગી કે હવે હું શો ઉપાય કરૂં કે જેણે મારૂં પાણી ગૃહણ કર્યું છે તે પુરૂષ મને મળે! મેં તેની, વિદ્યા, વાકય ચાતુર્યતા વિગેરેથી ખાત્રી કરી છે કે તે કોઇ વિદ્વાન પુરૂષ હોવો જોઇએ.

કેટલાક દીવસો વિત્યા પછી એક દિવસે સુલોચના ધરમાંને ધરમાં મુઝાતી હતી તેણે, કોઇને પણ કહ્યા વગર મધ્ય રાત્રીએ પોતાના મહેલનો ત્યાગ કર્યો; અને મહા અરણ્માં જઇ તપશ્ચર્યા કરી દેહને ઈશ્વર અરપણ કરવો; અથવા તો તે પુરૂષને ખોળી કાઢવો આવા વિચારમાંને વિચારમાં એક વનથી બીજા વનમાં, અને બીજાથી ત્રીજામાં ચાલતાં ચાલતાં તેને મધ્યાન્હકાળનો સમય થવા આવ્યો. એક વૃક્ષ તળે વિશ્રાંતી લેતી નિદ્રા દેવીને આધિન થઈ ગઇ.

આ વખતે તેના પૂર્વના યોગે તેનું રક્ષણ કરવા ત્યાંનાં કપિંજલ નામના પક્ષીઓ તેની ચારે બાજુમાં આવી બેઠાં હતાં. એટલામાં કાશી નગરીનો જયદ્રથ નામનો રાજા શિકારે નીકળેલો તે, ફરતાં ફરતાં જળાશય ખોળતો ખોળતો ત્યાં થઇને જતો હતો તેણે આ સુશોભીત સુલોચનાને તેની આગળ પાછળ પક્ષીઓથી વીંટાઇ સુતેલી દીઠી. આશ્ચર્યતાથી તેની પાસે આવ્યો; તેને જોઈ મોહીત થઇ ગયો. રાજા જયદ્રથે તેને ઉંઘમાંથી ઉઠાડી અને આવા અઘોર વનમાં આવવાનું કારણ પુછ્યું. તેણે સર્વ હકીકત રાજાને કહી સંભળાવી.

રાજા, સુલોચનાના રૂપ ઉપર મોહીત થયો હતો તેથી

તેણે તેને પોતાને ત્યાં આવવા અનેક રીતે સમજાવી પરંતુ સુ-
લોચનાએ તેને કોઇ રીતે માન્ય કર્યું નહીં. આખરે રાજા તેને
બળાત્કારે પોતાને ત્યાં લેઇ ગયો અને એક દંડીઆ મહેલમાં રાખી.

અહીં, રાજા જંયદ્રથે સુલોચનાને પોતાની સ્ત્રીઓમાં મુખ્ય
પટરાણીની પદવી આપવા જણાવ્યું પરંતુ તેણે તે વખતે કહ્યું કે હે
રાજન્ ! આપ જે કહો છો તે બરોબર છે, પરંતુ હું પ્રથમ
આપની ચાલ ચલગત જોયા શિવાય આપના વિચારને કેવી રીતે
અનુસરૂં ! હું આપની સ્ત્રી થાઉં અને આખરે તમો મને તર-
છોડી કાઢો તે વખતે મારી શી દશા થાય? માટે હે ભાગ્ય-
શાળી ! તમો મને છ માસ સુધી આ એકાંત સ્થાનકે રહેવાદો;
જ્યારે હું તમારી સારી વર્ત્તણુંક જોઇશ એટલે આપને પુરૂષ ત-
રીકે માનીશ. વળી હે રાજન ! મારે હમેશાં અતિથીને અન્ન
આપવાનો નિયમ છે. તેમજ હું આપની દાસી થઇછું એમ
આપની ખાત્રી થઈ છે તો આવતી કાલથી મારા નાંમનું આપ
સવાર સાંજ સદાવ્રત ચલાવો અને તે હું પોતેજ આપું આવો
બંદોબસ્ત કરી આપ્યો.

સુલોચનાનાં વચનોને માન્ય આપી રાજાએ બીજેજ દીવ-
સેથી તેને હાથે દીવસમાં બે વખત સદાવ્રત અપાવવાનું શરૂ કર્યું.

હે ચિયો ! હવે, સુલોચનાના પિતાને ત્યાં સૂર્યોદય થયો પણ તે
કેમ ઉઠી નથી ! તેનો અતિથીઓને અન્ન આપવાનો સમય થયો
છે વિગેરે વિચારો કરતાં તેના માતા પિતાએ તેના એકાંત સ્થાનમાં
ખબર કાઢી; પરંતુ સુલોચના ઘરમાં મળી નહીં. રાજાએ તેની
શોધ કરવા દસે દિશાઓમાં માણસો મોકલ્યાં પણ તે સર્વ વ્યર્થ
ગયું. આખરે રાજા, થાકી પોતાની દુઃખી અવસ્થા ગાળવા લાગ્યો

સુલોચનાને રાજા જયદ્રથને ત્યાં હંમેશાં દિવસમાં બે વ-
ખત સદાવ્રતો આપતાં આપતાં ત્રણ માસ વ્યતિત થઇ ગયા.
રાજા પણ આશામાંને આશામાંજ દિવસો ગાળવા લાગ્યો. એમ
કરતાં કરતાં સુલોચનાને ત્રણ માસ ઉપર ત્રણ દિવસ થયા એ-
ટલે તેનો ભાગ્યોદય થયો.

સુલોચના હંમેશના નિયમ પ્રમાણે સદાવ્રત આપવાને માટે

બેઠી હતી, તે વખતે માધવ અને તેનો પિતા જયંત બન્ને કાશી નગરીમાં સદાવ્રત લેવા નિકળ્યા હતા તે ફરતાં ફરતાં આજ જગોએ આવી પહોંચ્યા. સુલોચનાએ માધવને વેગળેથી ઓળખ્યો પણ કાંઇ બોલી નહીં. તેણે જાણ્યું મારો ભાગ્યોદય થયો છે. તેથી સર્વેને ઉતાવળે ઉતાવળે સદાવ્રત આપી વિદાય કર્યા; અને માધવનો વખત આવ્યો. માધવને સુલોચના પુછવા લાગી કે અરે તમો કોણછો? શી નાત છો? અને અહીં સદાવ્રત લેવાને શી રીતે આવ્યાછો તે કહો? માધવ બોલ્યો; અરે હે સ્ત્રી! તમારે તેનું શું કામ છે હમો વટેમાર્ગુ યાત્રા કરવા નીકળ્યા છીએ તે ફરતાં ફરતાં તમારૂં નામ સાંભળી અહીં સદાવ્રત લેવા આવ્યા છીએ, જો તમારી ઇચ્છા હોયતો આપો નહીં તો ના કહો એટલે ચાલ્યા જઇએ. ઝાઝી ખટપટ કરવાનું કાંઇ કારણ નથી.

**સુલોચના**—હે ભૂદેવ! આપ શું ભણ્યાછો તે કહો?

**માધવ કહે**—હું રઘુવંશ, સિદ્ધાંત કૌમુદી પટ્શાસ્ત્ર, અઢાર પુરાણ, અને એ શિવાય ધનુર વિદ્યા વિગેરે ઘણું ભણ્યોછું.

**સુલોચના**—ઓહો? ?? મહારાજ જ્યારે તમો આટલું બધું ભણ્યાછો ત્યારે તો તમો સાક્ષાત્ ઇશ્વરના સમાન ગણાઓ. પણ હે પ્રભુ! આપ જ્યારે આટલુંબધું ભણ્યાછો તો મને એક શંકા છે તેનું આપ નિરાકરણ કરો તો ઘણું સારૂં. મને એક શ્લોક યાદ છે તેનું અરધું ચરણ હું ભુલી ગઇછું તો, આપ મને બતાવો. એમ કહી તે બોલી; કે **शैयावस्त्रं चंदनंचारु गंधं वीवावाणी दर्शनी याचराजा** ત્યાર પછી શું તે કહો?

**માધવ**—હે ભાગ્યશાળી સ્ત્રી! આપના અડધા ચરણનો હું પ્રત્યુત્તર આપુંછું તે સાંભળો એમ કહી તે બોલ્યો. **नोरुच्यंतेक्षुत्पिपासा तुराणां सर्वारंभा तंदुला प्रस्थमुला.** લ્યો હવે તમારી શંકાનું નિવારણ થયું!

**સુલોચના**—અરે પ્રભુ આનાથી તે બીજું કેવું નિરાકરણ જોઇતું હશે વાર્ક! હું આપના અમૃત તુલ્ય વચનો સાંભળી અત્યંત પ્રસન્ન થઇછું. આપ મારા સ્થાનકે પધારો હું આપને જે દક્ષણા આપું તે લઈ જાઓ.

આમ બોલતી તે બોલી; અરે દાસી ! દાસી કહેતાંમાં તો કેટલીક તેની પાસે આવી ઉભી઼ ઓ. તેણે કહ્યું; જાઓ આ મહારાજને આપણા મહેલમાં બેસારો અને તમો પણ સર્વ તેમની પાસે બેસજો. હું આ; બાકી રહેલાઓને સદાવ્રત આપી આવુંછું.

સુલોચનાના કહેવા પ્રમાણે દાસીઓની સાથે માધવ પોતાની પાસે જે કાંઇ હતું તે સર્વ પોતાના પિતાજયંતને સોંપી સુલોચનાના એકાંત સ્થાને ગયો.

---

# અષ્ટમતરંગ.

## "સુલોચના અને માધવનું પદ્માવતીમાં આવાગમન."

માધવે આ સ્ત્રીને બરોબર ઓળખી નહીં પણ તેના એકાંત સ્થાનકે ગયો ત્યારે માત્ર તેને એટલોજ વિચાર થયો કે આ સ્ત્રીએ જેવો પ્રશ્ન પુછયો તેવો, પ્રશ્ન વિશ્વકસેનની પુત્રીએ તેની સાથે મારૂં લગ્ન થયું ત્યારે તેના કાચ મહેલમાં મને પુછયો હતો; અને તેજ પ્રશ્ન આજે અહીં પણ આંણે પુછયો. હોય ! શું દુનિયામાં કાંઇ સ્ત્રીઓ વિદ્વાન નથી પડીઓ ? ઘણીઓએ છે. આટલોજ માધવને વિચાર થયો. એટલામાં તો જેને હર્ષનો પારજ રહ્યો નથી એવી સુલોચના ઉતાવળી ઉતાવળી પોતાના સ્થાનકે આવી, અને માધવને કહેવા લાગી કે હે મહારાજા ધિરાજ !· તમો મારા ચોર છો માટે તમારે કેદખાને જવું પડશે ? એમ કહી સુલોચનાએ પોતાની દાસીને બુમ પાડી કે આને સારૂ રાજા પાસેથી પાઘડી, અંગરખું, ખેસ ધોતી જોડો વિગેરે લેઇ આવ. તે પ્રમાણે દાસીએ લાવી રજુ કર્યું. તે સર્વ માધવને પહેરાવ્યું; અને પછી પોતાની સર્વ હકીકત કહી સંભળાવી. તે સાંભળી માધવ પણ આશ્ચર્ય પામ્યો અને હવે શું કરવું તેના વિચારમાં પડયો.

જયંત, પુત્ર માધવની રાહ જોતો ઉભો રહેલો તે પણ થાકી પોતાના ઉતારે ગયો.

અહીં માધવે, સુલોચના પાસે પોતાના પિતા સહ જોઇ ઉભા રહ્યા છે માટે જવાની રજા માગી. તે વખતે તે બોલી; હે સ્વામીન્ ? એમ એકલા તમોને હવે હું વિખુટા મુકવા ઇચ્છતી નથી. માટે તમો તમારો ઉતારો વિગેરે કયાં છે તે કહો અને મને મુકી તમો ચાલ્યા જાઓ નહીં તેનું વચન આપો તો તમોને હુ છોડું નહીં તો તમો અને હું બન્ને જણાં રાત્રીએ અહીંથી ચાલ્યાં જઇશું.

માધવે પોતાનો ઉતારો જે મણીકર્ણીકાના ઘાટ ઉપર એક મહાદેવના દેરા પાસેના મેદાનમાં હતો તે બતાવ્યો; અને ત્યાં મળવાનો પકકો વિશ્વાસ આપી પોતાને ઉતારે ગયો. ત્યાં જઇ પોતાના માતાપિતાને સર્વ હકીકત નિવેદન કરી. તે સાંભળી, સર્વ આશ્ચર્ય પામ્યાં અને વિચારવા લાગ્યાં કે હવે આપણે શું કરીશું ? એ તો રાજાની કન્યા છે અને અહીં આગળ પણ પર-વશ પડેલી છે. છતાં રાજા જો આપણી વાત જાણશે તો આ-પણને આ બાબતમાં નુકશાન થશે, માટે તેનો શો ઉપાય કરવો તે સર્વ એકત્ર મળી વિચાર કરવા લાગ્યાં.

સુલોચના પણ પોતે માધવને કેવી રીતે મળવું અને તેઓ નાશી જાય નહીં તેને માટે બંદોબસ્ત કરવાના વિચારમાં પડી. થોડીવારે તેણે પોતાના એક નોકરને બોલાવી રાજા પાસે એવો ઢંઢેરો પીટાવ્યો કે કોઈ પણ માણસ સૂર્યોદય થતાં સુધી મહારા-ણીજીની આજ્ઞા શિવાય નગરીમાંથી બહાર નીકળે નહીં. તે ઢં-ઢેરો પીટનાર ફરતાં ફરતાં રાત્રીના સાડા દશના સુમારે જ્યાં માધવ પોતાના પિતા જયંત અને માતુશ્રી સાથે ઉતર્યો હતો ત્યાં આવી પહોંચ્યો. તેનો ઢંઢેરો સાંભળી સર્વનાં હૃદય ખિન્ન થઇ ગયાં; અને કહેવા લાગ્યાં કે આપણે શો વિચાર કરતાં હતાં અને આ ઢંઢેરો શો ! હવે શું કરવું ? ઈશ્વર ઇચ્છા એમ કહી સર્વ નિદ્રાદેવીને આધીન થયાં.

માધવ શિવાલયની બહારની બાજુમાં સુતો હતો. લગભગ અગીઆર વાગ્યાના સુમારે સુલોચના તેની એક દાસી તથા એક અંગત નોકર સાથે ફરતી ફરતી પોતાના સ્વામીનો મુકામ ખોળતી ખોળતી જ્યાં માધવ સુતો હતો ત્યાં આવી. એટલામાં

તો એક સર્પને પોતાની જમણી બાજુએથી ડાબી બાજુએ જતાં જોયો. ક્ષણમાં તે અદ્રશ્ય થઇ ગયો. સુલોચના પોતાના સ્વામી પાસે આવી બેઠી; અને તેને ઉઠાડવા લાગી. તેની દાસી અને પેલો નોકર બંને જણાં માધવની આગળ પાછળ ઉભાં રહ્યાં. થોડીવારે માધવ ઉંઘમાંથી સચેત થયો, એટલામાં તો પેલો અદ્રશ્ય થઇ ગયેલો સર્પ મોટા ફુંફવાટો મારી એકદમ દોડતો આવી માધવના જમણા પગના અંગુઠે દંશ કરતો તરતજ અદ્રશ્ય થઇ ગયો. માધવને દંશ થતાંજ એકદમ વિષ વ્યાપી ગયું; અને એકદમ શ્રીહરી કહી નિર્વાચક થઇ ગયો. આ વખતે સુલોચનાના પ્રાણ ઉડી ગયા, તથાપી હીંમત રાખી પોતે પોતાના અંગત નોકરને કહેવા લાગી કે અરે ! આપણી નગરીમાંથી કોઇ સર્પ ઉતારનારને એકદમ તેડી લાવો ? જે કોઇ આને સર્પ દંશથી બચાવશે તેને એક હજાર રૂપીઆ આપીશ. આવા શબ્દો સાંભળી પેલો નોકર બોલ્યો; બાઇ સાહેબ આ તમારા નોકરને સર્પ ઉતારતા આવડે છે તે પોતેજ ઉતારશે એમ કહી તે ગંગાનદીમાં સ્નાન કરવા ગયો. અહીં માધવની માતા અને તેનો પિતા વિગેરે કળાહોલ કરવા લાગ્યાં; અને પુત્રને સર્પ દંશ થયો છે તેને કોઇ બચાવો ! કોઈ બચાવો ! એવા નિશ્વાસ નાંખતાં મોટા શબ્દો બોલવા લાગ્યાં. સુલોચના બોલી હે જયંત ! તમો કોઇ રીતે ગભરાશો નહીં ધીરજ રાખો. મારો નોકર સ્નાન કરવા ગયો છે તે હમણાં આવશે અને તે તમારા પુત્રને સર્પદંશથી બચાવશે. આટલું કહેતાંમાં તો પેલો નોકર સ્નાન કરી ત્યાં આવ્યો, અને પોતાના મંત્રનો અજમાયશ કરવા લાગ્યો તેણે મંત્ર ભણી ચાર દિશામાં ચાર કાંકરા ફેંકયા. તેમાંથી ઉત્તર દિશાનો કાંકરો જ્યાં પેલો સર્પ, દંશ કરીને ગયો હતો ત્યાં જઇ તેના મસ્તક ઉપર જઇ બેઠો; અને તે સર્પને બળાત્કારે જ્યાં તેણે દંશ કર્યો હતો ત્યાં પકડી લાવ્યો. પેલો સર્પ ફુંફવાટા મારતો મારતો માધવ પાસે આવી ઉભો. તે વખતે સુલોચનાના નોકરે પોતાના મંત્રના યોગે માધવને પગે તેણે દંશ કર્યો હતો તેજ પગેથી વિષ ચુશી લેવાને હુકમ કર્યો. તે પ્રમાણે સર્પે સઘળું વિષ ચુશી લીધું અને તરતજ માધવ સચેત થયો. માધવના સચેત થયા પછી પેલા માણસે સર્પને જવાની આજ્ઞા કરી કે તુરતજ

સર્પ પણ પોતાની જગોએ ચાલ્યો ગયો. માધવનો પુનર્જન્મ પ્રાપ્ત થવાથી સુલોચના અત્યંત ખુશી થઇ; અને તેના પિતાએ પણ તે વખતે અનેક પુન્યદાનો કર્યાં અને પેલા સર્પ ઉતારનાર નોકરને પણ કેટલીક રકમ આપી ખુશી કર્યો.

આ વખતે જયંતે અને તેની માતાએ સુલોચનાનો મોટો ઉપકાર માન્યો અને તેને આશીર્વાદ આપી કહ્યું કે હે સ્ત્રી ! અમો તારૂં શું કાર્ય કરી શકીએ તેવાં છીએ ? તથાપી તું કહે તે કરીએ. સુલોનાએ પણ સમયસુચકતા વાપરી કહ્યું કે—અરે ! તમો જેવું મારૂં કાર્ય કરશો, તેવું બીજું કોઇ પણ કરનાર નથી. માટે હું કહું તેટલું મારૂં કામ આપ કરો ! આવું સુલોચનાનું બોલવું સાંભળી જયંત બોલ્યો; હે બાળા ! તારૂં જે કામ હોય તે સુખેથી કહે અમો તે કરવા આજથી તે જન્મ પર્યંત સુધી તારી સાથે બંધાએલાં છીએ; માટે જે હોય તે સુખેથી કહે.

સુલોચના—હે મહા ભાગ્યશાળી ! તમો મારા સસરા થાઓછો અને આ મારી સાસુ થાય છે. માટે તમો મને તમારે ઘેર તેડી જાઓ, એ શિવાય બીજું કાંઈ પણ હું તમારી પાસેથી ઇચ્છતી નથી. હું અહીં રાજા જયદ્રથને વશ પડવાનું મૂળ કારણ આપજ છો. તમારા પુત્રે મારૂં પાંણી ગ્રહણ કર્યું અને બીજે દીવસે તેમણે મારો ત્યાગ કર્યો ત્યારથી હુંતો તેનુંને તેનુંજ રટણ કરતી તેની શોધ કરતા કરતી અહીં આવી ચઢી છું. ઇશ્વર ઇચ્છાએ પ્રભુએ મારો ટેક પરિપૂર્ણ કર્યો છે. માટે તમો કોઇ રીતે હવે ગભરાશો નહીં. તમારી યાત્રા પરિપૂર્ણ થઇ છે; અને વળી પુનઃ તે હું કરાવીશ. માટે તમો સર્વ નિર્ભય થઈને અહીં રહો. હું મારા મહેલે જઇ આપણને કોઇ રીતે દુઃખ પડે નહીં તેવો બંદોબસ્ત કરી રાત્રીના ચાર વાગે સર્વ સાહીત્ય તૈયાર કરી આપની પાસે આવીશ. ત્યારબાદ આપણે સર્વ નિર્ભયપણે અહીંથી ચાલ્યાં જઇશું. આવી રીતે સમજાવી સુલોચના પોતાની દાસી અને તેના અંગત નોકર સાથે પોતાના એક દ-ડીઆ મહેલે ગઇ.

સુલોચનાના ગયા પછી માધવ, પોતે સજીવન થયો અને પોતાના માટે તે સ્ત્રીએ કેટલું બધું દુઃખ વેઠયું છે તેને

માટે એકાંતમાં વિચાર કરવા લાગ્યો. તેના પિતા જયંત અને માતાએ પણ સુલોચનાનો બહુજ ઉપકાર માંન્યો અને તે ક્યારે પાછી આવશે. તેની રાહ જોતાં બેશી રહ્યાં. એટલામાં બરોબર ચાર વાગ્યા તેની સાથેજ સુલોચના પોતાના અંગત નોકર અને દાસી સાથે કોઈને પણ કહ્યા શિવાય રાજા જયદ્રથની કેટલીક મીલકત ( ઝવેરાત ) લઈ ત્યાં આવી; અને રાહ જોતાં પોતાનાં સાસુ સસરાને મળી તરતજ કાશી નગરીથી પોતાના પિતાની નગરી તરફ જવાને સર્વેએ તૈયારી કરી ચાલી નીકળ્યાં. તેજ દીવસે સુલોચના પોતાનાં સાસુ સસરા સાથે પોતાના પિતાની નગરી આગળ આવી પહોંચી. કેટલાકોએ સુલોચનાને જોઇ તેઓએ ઉતાવળા ઉતાવળા રાજા વિશ્વકસેન પાસે જઇ વધામણીઓ ખાધી. રાજા અને રાણી સર્વ પોતાની પુત્રી, અને તેની સાથે બીજાં કેટલાંકોને જોઇ આશ્ચર્ય પામ્યાં અને સર્વને આદર સત્કાર કરી પોતાના મહેલમાં આણ્યાં. સુલોચના માતા પિતાને પગે લાગી અને બોલી હે પિતાશ્રી ! આપના અને શ્રી હરિના આશીર્વાદથી મેં જેનું પાણી ગ્રહણ કર્યું હતું તેજ પતિ આ; અને તેનાં માતા, પિતા જે, અત્યારે તમારી સમક્ષમાં બેઠાં છે તે પોતોજ છે એમ કહી તેણે જે જે દુઃખો વેઠયાં હતાં અને પોતે પોતાના સ્વામીને કેવી રીતે હસ્ત ગત કર્યો વિગેરે સર્વ હકીકત કહી સંભળાવી. ત્યારપછી માધવના પિતાએ તથા તેની માતુશ્રીએ પણ પોતાના પુત્રને તેની પુત્રીએ સર્પ દંશમાંથી મુક્ત કરી જીવત દાંન આપ્યું તેને માટે પોતે તેનાં જન્મ પર્યંત સુધીનાં આભારી થયાં છે વિગેરે કહી સંભળાવ્યું

રાજા વિશ્વકસેન, પોતાની પુત્રીનાં પરાક્રમો અને તેનાં સાસુ સસરાનાં વચનોથી મહા આશ્ચર્ય પામ્યો; અને લગ્નની અધુરી રહેલી સર્વ ક્રીઆ તેણે શરૂ કરવાની તૈયારીઓ કરવાની પોતાના પ્રધાનને આજ્ઞા કરી.

# નવમતરંગ.

## " માધવનો રાજ્યાભિષેક. "

### શ્લોક.

**नजार जातस्य ललाट शृंगं कुलः प्रसूतेर्नच पाणी पद्मं**
**यदायदा मुंचति वाक्यबाणं तदातदाजाति कुलः प्रमाणं ॥**

**અર્થ**—જાર થકી ઉત્પન્ન થએલા પુરૂષને કપાળમાં શીંગડું હોતું નથી; તેમજ કુળવાન કુટુંબમાં ઉત્પન્ન થએલા પુરૂષના હાથમાં કમળનું ચિન્હ હોતું નથી. જ્યારે જ્યારે બેઉજણા મુખમાંથી વાંણીનો ઉચ્ચાર કરે છે ત્યારે ત્યારે કુળ અને જાતીની પરિક્ષા થાય છે.

---

હે વાચકવૃંદો ! બીજે દિવસે સૂર્યોદય થતાં રાજા વિશ્વકસેને પોતાની પુત્રીના ચરભક્ષની સર્વ તૈયારીઓ કરી અને તેના ગુરૂજી શ્રેમ સિંધુને આમંત્રણ પત્રિકા લેઇ એક દૂતને પોતાના મહા વેગે ચાલતા રથને તૈયાર કરાવી તેડી લાવવા મોકલ્યો. દૂત ઉતાવળો ઉતાવળો ગુરૂજીના આશ્રમ પ્રત્યે આવી પહોંચ્યો: અને તેમને રાજાની સર્વ હકીકત કહી સંભળાવી પોતાના શિષ્યનાં મહા પરાક્રમ સાંભળી તેમજ તેની રાજાની આમંત્રણ પત્રીદ્વાથી ગુરૂજી મહારાજ એકદમ પોતાના આશ્રમથી વિશ્વકસેના ચરભક્ષ મંડપમાં આવી પહોંચ્યા. રાજાએ ગુરૂજીના હસ્તે લગ્નની અધુરી રહેલી સર્વ ક્રીયાઓ કરાવી તેની સમાપ્ત કરાવી. ત્રીજે દીવસે રાજાએ પોતાની કન્યા અને માધવની સર્વ કરતાં ઉત્કર્ષ બુદ્ધિ જોઈ, તેને પોતાના રાજ્ય ઉપર ગુરૂશ્રેય સિંધુના હસ્તે રાજ્યાભિષેક કરાવ્યો. આ વખતે રાજાએ અનેક પ્રકારનાં દાંનોએ બ્રાહ્મણોથી તે અંત્યજ પર્યંતના આત્માઓને શાન્ત કર્યા હતા. માધવે પોતાને રાજ્યપદવી પ્રાપ્ત થઈ તે ગુરૂજી મહારાજનોજ પ્રતાપ આપમાંની તેમને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કર્યા. ત્યાર પછી રાજા વિશ્વકસેને ગુરૂજીને કેટલાક દિવસ પોતાને ત્યાં રહેવાની ઇચ્છા જણાવી; તે પ્રમાણે તેઓ કેટલાક દિવસ રહ્યા પછી રાજાને અને માધવ તેમજ બીજાં કેટલાંકોને આશીર્વાદ આપી પોતે પોતાના સ્થાનકે ગયા.

ગુરૂજીના ગયા પછી માધવ પોતાનાં માતાપિતા સાથે રહી યોગ્ય રીતે રાજ્યપાટ ચલાવવા લાગ્યો. એટલામાં તો જેણે સુલોચનાને પોતાના એક દંડીઆ મહેલમાં રાખી હતી તે કાશી નગરીનો રાજા જયદ્રથ સુલોચનાની ભાળ મળવાથી અહીં પોતાના લશ્કરને લેઈ ચઢી આવ્યો. તેની સાથે માધવે યુદ્ધ કર્યું; તેમાં જયદ્રથ હાર્યો અને જેવો આવ્યો હતો તેવોજ પોતાની કાશી નગરીમાં ચાલ્યો ગયો. એમ કરતાં કેટલાક દિવસો વિત્યા પછી માધવને પોતાની પ્રથમની સ્ત્રીનું સ્મરણ થયું; જેથી તેને લેવાને માતાપિતા સાથે પોતાના વતને રાજ્યપાટનો બરોબર બંદોબસ્ત કરી ગયો. ત્યાં કેટલાક દીવસો રહી નગરીના સર્વ લોકોને સુખ આપી પોતાનાં માતાપિતા અને સ્ત્રી સાથે વિશ્વકસેનની નગરીમાં આવ્યો. સર્વને સારી રીતે આદર સત્કારથી વિશ્વકસેને પોતાને ત્યાંજ રહેવાને વિજ્ઞપ્તિ કરી તે પ્રમાણે સર્વ રહ્યાં અને આનંદમાં દિવસો ગાળવા લાગ્યાં.

કેટલાક દિવસો વિત્યાબાદ રાજા વિશ્વકસેનને માધવ સારી રીતે રાજ્યપાટ ચલાવે છે એમ ખાત્રી થઈ; એટલે તેણે માધવને અને તેના પિતા જયંતને કહ્યું કે હવે તમો સર્વ સુખશાન્તીથી મારા રાજ્યનો ઉપભોગ કરજો; અમો બન્ને સ્ત્રી પુરૂષ અમારાદેહનું કલ્યાણ ઇચ્છીએ છીએ, તો તમો અમોને રજા આપો કે વનમાં જઈ ઇશ્વરનું આરાધન કરી તેને પામીએ.

માધવ અને તેનો પિતા મહાજ્ઞાની હતા તેથી તેઓએ રાજા અને રાણી બન્ને જણાંને તેમની ઇચ્છા પૂર્ણ કરવા રજા આપી. રજા મળતાંજ રાજા, રાણી સહ ઉત્તર દિશામાં હિમગિરિ પ્રત્યે ગયાં; ત્યાં જઈ રાજયોગ ધારણા કરી સહેલાઇથી ઇશ્વરને પ્રસન્ન કરી તેમના પરમપદને પામ્યાં.

માધવ રાજ્યપદવી પામ્યો તેથી પોતાની વિદ્યાને અનેક રીતે માન્ય આપતો ધર્મ પ્રમાણે પોતાનું રાજ્ય ચલાવવા લાગ્યો. તેના રાજ્ય વહીવટથી સર્વ પ્રજા, તેનાં માતાપિતા, સ્ત્રી, વિગેરે આનંદમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. તેમજ માધવ પણ આનંદમાંજ દિવસો ગાળવા લાગ્યો.

---

# दशमतरंग.

## " માધવના રાજસૂય યજ્ઞનો આરંભ. "

### श्लोक

**चलन्ति तारा प्रचलन्ति मंदीरे चलन्तिमेरु रविचंद्र मंडले कदापिकाले पृथ्विचलन्ति सत्पुरुषवाक्यं न चलन्ति धर्मः ॥**

**અર્થ**—આકાશના તારાઓ કાળે કરીને ચલાયમાન થાય છે, મંદીરો અને મેરૂ આદિ મહાન્ પર્વતો તે પણ કાળે કરીને નાશ પામશે, કોઈ કાળે પૃથ્વિ પણ ચલાયમાન થશે પણ સત્પુરૂષનાં વાક્ય અને ધર્મ કદાપિ કાળે પણ ચલાયમાન થવાનાં નથી.

માધવ હમેશાં આનંદમાં દિવસો નીર્ગમન કરે છે, એવામાં તેને એવો વિચાર થયો કે ઇશ્વર ઇચ્છાથી મેં સર્વ વિદ્યા સંપાદન કરી છે. અને મારા ઉપર મારા ગુરૂજીનો પણ પુષ્કળ પ્રેમ છે તો પૃથ્વિના તમામ રાજાઓને જીતી રાજસૂય યજ્ઞ કરી ચક્રવર્તિપણું મેળવ્યું હોય તો ઘણું સારૂં; અને તે કરવું મારે અશક્ય નથી તો, મારે અવશ્ય યજ્ઞ કરવોજ. આવો નિશ્ચય કરી પૃથ્વિના તમામ રાજાઓને જીતવાની ઇચ્છાથી પ્રધાન, સૈન્યાધિપતિ વિગેરેને યુદ્ધે જવા તૈયારીઓ કરવાની આજ્ઞા કરી. સર્વ પોતપોતાનું સૈન્ય અને તેમાં ઉપયોગી સામગ્રીઓ તૈયાર કરી બીજે દિવસે સૂર્યોદય થતાંજ સારા શુકુન લેઈ યુદ્ધે ચાલી નીકળ્યા. પ્રથમ ઉત્તર દિશામાં જઈ ત્યાંના રાજાઓને જીતી તેમને પોતાની સાથે લેઈ પૂર્વ દિશા, દક્ષિણ દિશા અને પશ્ચિમદિશાના તમામ રાજાઓને જીતી કેટલુંક દ્રવ્ય મેળવી માધવ પોતાની નગરીમાં આવ્યો; અને મનમાં મહાલાવી રાજસૂય યજ્ઞની સઘળી તૈયારીઓ પોતાના હાથે કરવા લાગ્યો.

પ્રથમ પોતાના ગુરૂ શ્રેયાસંધુને આમંત્રણ પત્રિકા લખી તેડાવ્યા. અને તેઓની આજ્ઞાથી બીજા અનેક ૠષિવર્યોને પધા-

રવા આમંત્રણ કર્યાં. આ શિવાય કેટલાક રાજા રજવાડાઓને અને બીજા અન્ય ગ્રહસ્થોને પોતાના યજ્ઞમાં પધારવાને આમંત્રણ કર્યાં. રૂષિવર્યોના આવ્યા બાદ માધવે તેઓની આજ્ઞાથી યજ્ઞમાં જોઇતાં સર્વ સાહીત્યો ભેગાં કર્યાં. આ યજ્ઞ મંડપની શોભા રચવા સારૂ બુદ્ધિશાળી શિલ્પીઓને તેડાવ્યા હતા; તેઓએ પોતાની બુદ્ધિ પ્રમાણે યજ્ઞમંડપ તૈયાર કર્યો. દેશ પરદેશથી તેડાવેલા રાજા રજવાડા, સગાં સંબંધીઓ વીગેરે આવી પહોંચ્યાં. સર્વને અનુકુળતા પ્રમાણેના મુકામો કરાવ્યા. યજ્ઞમંડપ પણ તૈયાર થઈ ગયો, અને મૂહુર્તનો દિવસ પણ આવ્યો.

ગુરૂશ્રેયસિંધુને આચાર્ય પદવી આપી; અને બીજા રૂષિવર્યોનાં વરૂણુ કરી યજ્ઞનું કામ શરૂ કર્યું. અગ્નિને પુષ્કળ ઘી અને હુતદ્રવ્યો હોમી તેને પ્રસન્ન કરવાનું માધવે બ્રાહ્મણોને કહ્યું; તે પ્રમાણે બ્રાહ્મણોએ અગ્નિને પ્રજ્વલિત કરી ઘૃત અને હુતદ્રવ્યોથી પ્રસન્ન કર્યો.

આ, યજ્ઞક્રિયા પ્રસંગે દેશપરદેશથી જે જે આવતાં તેમનો સર્વનો સારી રીતે સત્કાર થતો હતો અને યોગ્ય સ્થાનકો અપાતાં હતાં. આ, મહા આનંદના પ્રસંગે ઘણા ઘણા બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ અને દેશપરદેશથી હજારો અને કરોડો મનુષ્યોનો સમુદાય દર્શનાર્થે આવ્યો હતો. યજ્ઞ મંડપની અલૌકિક રચનાથી સર્વનાં અંતઃકરણ તે તરફ હર્ષથી આકર્ષાતાં હતાં. જેની ચારે બાજુએ સુગંધીમાન અને પવિત્ર ધૂમ્ર, વાયુને લીધે અથડાઇ રહ્યો હતો; દશે દિશાઓ તરફથી હજારો મનુષ્યોનાં ટોળેટોળાં આવતાં દેખાતાં હતાં. બ્રાહ્મણોના મુખથી નીકળતા વેદમંત્રોના ઘોષો એવા તો સુંદર નીકળતા હતા કે જાણે આકાશમાં મેઘ ગર્જના થતી હોય તેવા સંભળાતા હતા. એટલામાં મધ્યાન્હકાળનો સમય થયો; અને યજ્ઞ કર્મને જરા વિશ્રાન્તિ આપી.

રાજા માધવનો યજ્ઞમંડપ એવો તો સુશોભીત અને વિશાળ હતો કે તેમાં પૂર્વ બાજુએ રૂષિવર્યો, ઉત્તર તરફ રાજા રજવાડાઓ, પશ્ચિમ તરફ પ્રતિષ્ઠિત ગ્રહસ્થો અને દક્ષિણ તરફ સર્વ સાધારણ પંક્તિના મનુષ્યોનો નિવાસ હતો. યજ્ઞમંડપના મધ્ય ભાગમાં એક વિશાળ કુંડ તૈયાર કર્યો હતો. મંડપની ચારે બાજુએ

રંગબેરંગી રાંગોળીઓ પુરી દીધી હતી; અનેક પ્રકારનાં પાંદડાંઓ તથા સુગંધીત પુષ્પોનાં તોરણો બાંધી દીધાં હતાં. તેથી યજ્ઞમંડપ જાણે ઇંદ્રપુરી હોય તેવો શોભતો હતો. ઠેકાંણે ઠેકાંણે પુષ્પોનાં અસંખ્યા સંખ્ય કુંડાંઓ ગોઠવી દીધાં હતાં કે જે તાજાં પુષ્પોથી બહુજ શોભતાં હતાં. તે મંડપના સ્થંભોને સુવર્ણનાં અને રૂપાનાં પતરાંઓથી મઢીને સુશોભીત કર્યા હતા. તેનાં શિખરો પણ તેવાજ પતરાંથી મઢી તૈયાર કર્યાં હતાં. દરેક દેવતાઓનાં ચિન્હો વાળી ધ્વજા પતાકાઓ તે તે દેવતાઓના સ્થાનકો ઉપર ફરકી રહીઓ હતી. ચારે બાજુનાં દ્વાર ઉપર મણી જડીત્ર સુશોભીત તોરણો બાંધી દીધાં હતાં. યજ્ઞ કુંડ આગળ આચાર્ય પદવી મેળવીને તેના ગુરૂજી મહારાજ શ્રેયસિંધુ સર્વોત્કર્ષ આસન ઉપર બીરાજમાન થયા હતા. તેમની પાસે હોતા અને સર્વ ઋત્વિજો બેઠા હતા. રાજા માધવ અને તેની સ્ત્રીઓ પવિત્ર થઇ શુદ્ધ વસ્ત્રાદિકો ધારણ કરી પૂર્વાભી મુખના આસને આવી બેઠાં હતાં. આચાર્યની આજ્ઞાનુસાર સર્વ ક્રિયા થતી હતી. ઋત્વિજો હુત દ્રવ્ય હોમતા હતા અને બ્રાહ્મણો વેદના મંત્રો ભણુતા હતા. તે સાંભળી સર્વનાં અંતઃકરણ પ્રફુલીત થતાં હતાં. યજ્ઞ કુંડમાંથી પ્રજ્વળીત અગ્નિની જ્વાળાઓ નીકળતી હતી. આવા શુભ સમયે અગ્નિમાં પુષ્કળ ઘૃત હોમાતું હતું. વખતો વખત યવ, તલ અને પાયસાન્નથી અગ્નિ ધૂમ્ર સાથે દેખાતો હતો. આ વખતે ઋત્વીજોના મુખેથી "સ્વાહા, સ્વાહા" શબ્દોની મોટી ધ્વજાઓ થઇ રહી હતી. માધવના સસરા વિશ્વકસેનના કુળાચાર પ્રમાણે યાચકોને ઇચ્છિતદાંન અને ભિક્ષુકોને યથેચ્છ ભોજન અપાતાં હતાં. નગરીની ચારે બાજુઓના દરવા ઉપર અનેક પ્રકારનાં વાદીત્રોના નાદો થઈ રહ્યા હતા. આવા શુભ પ્રસંગે નગરીના કેટલાક ભાવીક શ્રદ્ધાળુ ભક્તજનો અનેક પ્રકારનાં પુજનનાં સાહીત્યો સુવર્ણના થાળોમાં લેઇ યજ્ઞ મંડમાં આવતાં હતાં. અનેક સ્ત્રી પુરૂષોનાં ટોળે ટોળાંઓ આ યજ્ઞની શુભ ક્રીઆઓ જોવાને સુશોભીત વસ્ત્રાલંકારો સજીને અવાર નવાર આવ, જા, કરતાં હતાં તેથી જાણે સ્વર્ગ પુરી હોય તેવોજ યજ્ઞ મંડપ શોભતો હતો. તે સમયે વસ્ત્રાલંકારોથી ભુષિત અનેક સ્ત્રીઓ યજ્ઞ સમયને અનુસરતાં ગીતો અને રાજાના નિર્મળ યશને પોતાના તીવ્ર અને

મધુર સ્વરે ગાતીઓ હતીઓ. તે સ્ત્રીઓનો નાદ અને વાદીત્રોના નાદોથી સર્વત્ર ગંભીર આનંદ થઇ રહ્યો હતો. એમ કરતાં કરતાં યજ્ઞની પૂર્ણાહુતીની તૈયારીનો સમય થવા આવ્યો. રાજા માધવ આ, વખતે અનેક દાંનો આપવા પોતાના આસને સ્વસ્થ થઇ બેઠો. રાજાની જમણી બાજુએ ઉત્તરાભિમુખે દાનગ્રહણ કરનારનું આસન ગોઠવવામાં આવ્યું હતું. તે આસને બેસાડી સર્વને એક પછી એક એમ ઇચ્છિતદાંનો અપાવા લાગ્યાં.

ગુરૂ—હે શિષ્યો ! આવા પ્રસંગે ગુરૂ શ્રેયસિંધુને પોતે માધવને અનેક વિદ્યાઓ સંપાદન કરાવી હતી તેની પરિક્ષા લેવાની ઇચ્છા થઈ; જેથી તેઓ બોલ્યા; અરે માધવ ! આ તારા રાજસૂય યજ્ઞની સમાપ્તિ વખતે તારે પ્રથમ મને દાંન આપી સંતુષ્ટ કરવો જોઇએ; માટે હું જે કહું તે દાન આપ કે મારૂં મન પ્રસન્ન થાય.

ગુરૂશ્રેયસિંધુનું આવું બોલવું સાંભળી માધવ અત્યંત આનંદ પામી કહેવા લાગ્યો કે–હે ગુરૂજી મહારાજ ! આ, સર્વ આપની કૃપાથીજ થયું છે, હું આપને શું આપનાર છું ! તોપણ હે પ્રભુ ! આપનું મન પ્રસન્ન થવા આપ મારી પાસે આપની ઇચ્છા પ્રમાણે માગો.

માધવનાં આવાં વચનો સાંભળી ગુરૂ શ્રેયસિંધુ પોતાની ઇચ્છા જણાવવા દાન ગૃહણ કરવાના આસન ઉપર આવી બેઠા.

---

# एकादश तरंग.

## " ગુરૂ શ્રેય સિંધુની મન કામના."

**श्लोकः**

**गोदानात् इंद्र लोकं व्रजती शिवपुरीं धेनुपुत्रप्रदा नात्वैकुंठं चास्वदानात्सकल गुणयुतो नागदो ब्रह्मलोकं ऐश्वर्यं हेमदानात्विविध फलयुतं विद्ययासत्यलोकं भूदाना-त्भूपातित्वं त्वइ सकलमिदं जायते चान्नदानात् ॥**

**અર્થ**—ભગવાન-હે અરજુન ! ગાયના દાનથી ઈંદ્રલોક, નીલ પરણાવે (વાછડો વાછડી પરણાવે) તો શિવપુરી, યથાવિધિ અશ્વનું દાન કરે તો વૈકુંઠપુરી, અંબાડી સાથે હાથીનું દાન કરે તો બ્રહ્મલોક, પોતાની તુલા સુવર્ણની કરી દાન આપે તો જ્યાં જન્મે ત્યાં ઇશ્વરી સત્તાવાળો થાય, નાના પ્રકારની વિદ્યાઓનું દાન કરે તો તેને સત્યલોકમાં પૃથ્વિનું દાન કરે તો રાજ્ય મળે પણ હે અરજુન તેં તો અન્નનું દાન કર્યું છે માટે તને સકળ પદાર્થ મળેલા છે ?

ગુરૂશ્રેયસિંધુ દાનપ્રતિ ગૃહ કરવાના આસન ઉપર આવી બેઠા. રાજાએ તેમનું અર્ધ્ય, પાદ્ય આદિક પુજનના ઉપચારો વડે પુજન કર્યું અને બોલ્યો; હે મહારાજ ! આપને જે ઇચ્છા હોય તે સુખેથી મારી પાસે માગીલ્યો. રાજાનાં આવાં વચન સાંભળી ગુરૂજી બોલ્યા, હે રાજન્ ! અમો યોગીપુરૂષોને કોઇપણ જાતની ઇચ્છા હોતી નથી. પરંતુ મેં તને સંપાદન કરાવેલી વિદ્યાનુ પ્રબળ તારામાં કેટલું છે તે, જોવાને હું દાન લેવા પ્રવૃત્ત થાઉં તો, મારી ઇચ્છાનું સાર દાન તારાથી આપી શકાશે નહીં. હે રાજન્ ! તારે જો, કોઇ પ્રકારની હજુ ઇચ્છા હોય તો તું મારી પાસે માગીલે તે આપવા હું મારી વિદ્યાએ સમર્થ છું; ને તે આપીશજ. આવાં ગુરુજીનાં વચનો સાંભળી સર્વયજ્ઞ સમાજ મહાઆશ્ચર્ય પામ્યો અને ગુરુજીના સામુંજ ટગર ટગર જોઈ રહ્યો. માધવ પણ લજ્જાઇ ગયો, અને વિચારમાં પડી ગયો કે—મેં આખી પૃથ્વીના તમામ રાજાઓને જીત્યા છે અને ચક્રવર્ત્તીપણાની ઇચ્છાએ આ, યજ્ઞનો આરંભ કર્યો છે. તેમાં સર્વ પદાર્થો મેં સંપાદન કર્યા છે, તથાપિ ગુરૂજી એવું તે શું મારી પાસે માગશે કે તે આપવા હું સમર્થ નહીં થાઉં ! આવો વિચાર કરી માધવ હાથ જોડી નમ્રતાથી કહેવા લાગ્યો કે હે ગુરૂજી મહારાજ ! કોઇપણ પ્રકારની શંકા લાવ્યા શિવાય આપની જે ઇચ્છા હોય તે સુખેથી માગો. ગુરૂશ્રેયસિંધુ કહે હે રાજન્ ! નકામો આગ્રહ શામાટે કરે છે? માગવાની કાંઇ વાર નથી, પણ આપવું ઘણુંજ કઠીણ છે. આવું કહ્યું તોપણ માધવે કહ્યું હે મહારાજ ! ગમે તેમ હોય, તથાપિ આપ આપની મેળે જે

ઇચ્છા હોય તે માગો. ત્યારે ગુરૂજી બોલ્યા—હે રાજન્ ! તારો ઘણોજ આગ્રહ જોઇને હું માગું છું કે,—તારૂં અહંપદનું અભિમાન મને આપ. ગુરૂજીના આવા વચનો સાંભળી માધવ અને સર્વ સભા આશ્ચર્ય પામી; અને રાજા શું કરે છે તે જોવા સર્વનાં હૃદય અધિરાં થઈ ગયાં. એટલામાં રાજા હાથમાં જળ લેઇ સંકલ્પ બોલતો કહેવા લાગ્યો કે, હે મહારાજા ધિરાજ ! મારા અહંપદનું અભિમાન આપને આટલા શબ્દો બોલતામાંતો ગુરૂજી બોલ્યા; અરે રાજન્ ! વિચાર કરીને બોલ ? મુર્ખતાનાં વચન મુખમાંથી કેમ કાઢે છે ? તારી બુદ્ધિ નાશ પામી હોય તેમ મને લાગે છે ? આટલું કહેતામાંતો રાજાને વિચાર થયો કે, આતો, ગુરૂજી મહારાજ પોતે સંપાદન કરાવેલી વિદ્યાનો પ્રભાવ જોવા ઇચ્છે છે એમ મને લાગે છે ! એમ વિચાર કરતો તે એકદમ ગાભરો ગાભરો બોલ્યો—હે મહારાજા ધિરાજ ! હુંતો પામર અને મુર્ખ પ્રાણી છું, આપના ચરણની રજ છું; તેમજ આપનો બાળક છું માટે હે પ્રભુ ! મારો અપરાધ ક્ષમા કરો ! ક્ષમા કરો ! મને હવે જ્ઞાન થયું કે મારા અહંપદનું અભિમાન શું છે ! આટલું કહેતામાંતો હે શિષ્યો ! રાજા માધવ ચિત્ત ભ્રમીત થઇ ગયો અને તેને મુર્છા આવી કે તુરતજ ગુરૂજીના ચરણાર્વીંદમાં પડી ગયો. થોડીવારે તેને ભાન આવ્યું. ગુરૂજીના ચરણાર્વીંદમાં પોતાનું મસ્તક મુકી વારે ઘડીએ ક્ષમા માગવા લાગ્યો. આવા સમયે ત્યાં બેઠેલાં સર્વ મનુષ્યો ભયભીત થઇ ગયાં અને હવે શું થશે એના વિચારમાં પડી ગયાં. આ વખતે આખો યજ્ઞ મંડપ શુન્યકાર બની ગયો હતો. સઘળે ઠેકાણે ઉદાસીનતા છવાઇ ગઈ હતી. સર્વ એકી નજરે ગુરૂ જયસિંધુનાજ સામું જોઇ બેઠાં હતાં. સર્વને પોત પોતાનું પણ ભાન રહ્યું નહોતું. માત્ર હવે શું થશે તેનાજ વિચારમાં સર્વ ગુંચાઇ ઉચાં મુખ કરી ઉત્કંઠીત થઈ બેઠાં.

---

# દ્વાદશ તરંગ.

## " માધવની દેહાન્ત સ્થિતિ. "

### શ્લોક.

**निद्रामैथुनाहाराः सर्वेषां प्राणिनां समाः**
**ज्ञानवान्मानवः प्रोक्तो ज्ञानहीनः पशुः स्मृतः ॥**

**અર્થ**—નિદ્રા, મૈથુન, અહાર એ સર્વ પ્રાણી માત્રને સમાન હોય છે. પણ તે સર્વમાં જ્ઞાનવાન મનુષ્યની જાતી છે. જેનામાં જ્ઞાન નહીં તે પશુ સમાન છે.

ગુરૂ—હેશિષ્ય રાજા માધવને વિચાર થયો કે—પ્રાણીઓમાં ઢોર છે તે પણ પોતાના સ્વામીના સ્વાધિનમાં રહે છે તેને પણ એટલું જ્ઞાન છે કે—આ મારો સ્વામી છે. પણ મારા જેવા મુર્ખને તેના જેટલું પણ જ્ઞાન મળ્યું નહીં હોય !! મને હવે ખબર પડી કે મનુષ્યને જન્મ મરણરૂપી બંધનમાં નાંખનાર માત્ર અભિમાન છે. આ દુનિઆમાં ઉત્પન્ન થએલો દેહ તે તો પંચ મહાભુતોથી ઉત્પન્ન થએલો છે, તે, નાશવંત અને મિથ્યા છે તોપણ તેને માટે આ-ટલું બધું અભિમાન ધરવું તે મારા જેવા મુર્ખને એકવાર નહીં પણ હજારવાર ધિક્કાર છે. હવે મારે તેના ઉપર મોહ ધરાવવો જોઈએ નહી. વિગેરે શબ્દોથી પોતાના મનને તેણે શાન્ત કર્યું. ગુરૂ શ્રેયસિંધુ સર્વજ્ઞ હતા તેમણે રાજાને કહ્યું કે હે રાજન્ ! તેં મને તારૂં અહંપદનું અભિમાન મનવડે દાનમાં આપ્યું છે: તો હવે શો વિચાર કરે છે? સંકલ્પ બોલી તેનું જળ મારા હાથમાં આપ ? આવાં ગુરૂજીનાં વચનો સાંભળી રાજા તુરતજ ભયભિત થઇ ગયો, અને મુર્છા ખાઇ પૃથ્વિ ઉપર પડયો. તેને બોલવા ચાલવાની પણ શુદ્ધિ રહી નહીં. તેની સર્વ આશાઓ નિરર્થક થઇ ગઇઓ. તેણે જાણ્યું કે હવે હું શું કરીશ ?

માધવની આવી મૂર્છિત સ્થિતિ જોઇ યજ્ઞમંડપમાં બેઠેલા તમામ માણસોના હોશ ઉડી ગયા રાંણી સુલોચના, પ્રધાનમંડળ અને બીજા તેના નોકરો સર્વ વિહ્વળ થઈ ગયાં. હેમની ક્રિયા પણ શાન્ત પડી ગઈ બ્રહ્મણો મંત્રોના ઉચ્ચાર કરતા એકદમ રહી ગયા. સ્ત્રીઓ ગીત ગાતીઓ બંધ થઈ ગઇઓ. તેમજ સઘળો સમાજ પણ સુન્યકાર જેવો થઈ ગયો. સર્વના જીવ ઉડી ગયા. સર્વ એક એકના સામું જોતાં આશ્ચર્યતાથી રાજા અને ગુરૂના સામું જોવા લાગ્યાં. રાજાને ઉઠાડવા તેના સંબંધીઓએ અનેક ઉપાયો કર્યા પણ તે સઘળા વ્યર્થ ગયા. કોઇનું પણ ચાલ્યું નહીં. સઘળો સમાજ આશા મુકી ખેદથી આંખમાંથી આંસુઓ પાડવા લાગ્યો. સર્વનાં મુખ ઉતરી ગયાં. ગુરૂશ્રેયસિંધુ તો ઇશ્વરનુંજ સ્મરણ કરવા લાગ્યા. આવા સમયે રાણી સુલોચના વિહ્વળ મનથી એકદમ પોતાના આસનેથી ઉભી થઇ અને મોટો ઘાંટો પાડી બોલી; હે મહાત્મા પુરૂષો, વડીલો અને સર્વ પ્રજાજનો! જુઓ તો ખરાં કે ઇશ્વરની લીલા કેવી છે? ક્ષણમાં સ્થળને ઠેકાણે જળ, અને જળને ઠેકાણે સ્થળ કરે છે? થોડીવાર પહેલાં રાજાની સ્થિતિ કેવી હતી અને હાલમાં કેવી છે? એ તો આપણ સૌએ જોયું. હું પણ જોઉં છું કે સઘળો સમાજ શોકાતુર થઇ ગયો છે. હે રૂષિવર્યો! મારી એક વિજ્ઞપ્તિ છે કે આપ સર્વ પોતપોતાના યોગે કરી સર્વ શક્તિમાન છો, તો મને આવા શોક સમુદ્રમાંથી તારવા આપને કાંઈ અશક્ય નથી. મારો પતિ અચેત સ્થિતિમાં છે, અને તેનો પ્રાણ દેહ છોડી ચાલ્યો ગયો હોય એમ મને લાગે છે! આટલું કહેતામાં તો તેનું અંતઃકરણ ભરાઈ આવ્યું, અશ્રુઓની આંખોમાંથી અખંડધારાઓ વહેવા લાગી, તોપણ ધીરજ રાખી તે બોલી; હવે મારે શું કરવું તે તમો સર્વ મને કહો? એમ કહેતાંમાં તો સુલોચના એકદમ પૃથ્વિ ઉપર બેશી ગઈ. તેના નીચે બેઠા પછી સર્વ રૂષિવર્યો એક બીજાના સામું જોવા લાગ્યા; અને અંતે સર્વેએ શ્રેયસિંધુના સામી નજર કરી. સર્વે રૂષિવર્યોની નજર પોતા ઉપર આવે છે એમ જાણી શ્રેયસિંધુ ઉભા થયા અને બોલ્યા; હે કલ્યાણી! તારૂં સર્વ મંગળજ થશે. તું શોક કરીશ નહીં;

જરા ધીરજ રાખ, અને ગભરાયા શિવાય ઉભી રહે. સર્વેએ યાદ રાખવું કે-સારૂં કરનારનું કદિ ખોટું થતુંજ નથી. પ્રથમ તારા પતિએ વિચાર કર્યા શિવાય મને દાંન માગવાને કહ્યું હતું તેનુંજ આ ફળ છે. હે કલ્યાણી તું શાને શોક .કરે છે! આ સંસાર કેવળ મિથ્યા છે, કોઈ કોઇનું સગું નથી. તું રાજાને, અને રાજા તને એવી રીતે અન્યોઅન્ય તમો બંને જણાં સ્ત્રી અને પુરૂષ માનતાં હતાં પણ તે તો તારો ત્યાગ કરી એક ક્ષણમાં ચાલ્યો ગયો; માટે હે કલ્યાણી! તું નિશ્ચિંત થા, અને તારા કલ્યાણાર્થે પ્રયત્ન કર.

ગુરૂનાં આવાં વચનો સાંભળી સુલોચના અતિ દુ:ખીત થઈ ગઈ અને કહેવા લાગી કે-હે ગુરૂજી મહારાજ! હવે તો બહુ થયું. મારે આ જગતમાં તેનાથી વિશેષ કોઈ નથી. તેની જે સ્થિતિ થઈ છે તેવી મારી ભલે થતી; એનાજ કલ્યાણમાં મારૂં કલ્યાણ સમાએલું છે. માટે આપના ચરણમાં મારી છેલ્લી એજ વિજ્ઞપ્તિ છે કે, મારા સ્વામીને આપ સજીવન કરી આ, નિર્પરાધી સ્ત્રી ઉપર અનુગ્રહ કરો; અને મારા પતિને જીવત દાંન આપો. નહીં તો આખરે આ શરીર પ્રાણ રહીત થશે.

ગુરૂ—હે કલ્યાણી! તું તારા મનનો શોક નિવૃત્ત કર. રાજાને પોતાના અજ્ઞાનથીજ આ દશા પ્રાપ્ત થઈ છે. હે સ્ત્રી! તું આ યજ્ઞની પૂર્ણાહુતી ત્વરાથી બ્રાહ્મણોદ્વારા કરાવ અને તે યજ્ઞનું શ્રેય તારા પતિના હસ્તમાં આપ કે તુરતજ તે સજીવન થશે. ગુરૂજીનાં આશ્ચર્યકારક વચનો સાંભળી સુલોચનાએ યજ્ઞનું બાકી રહેલું કાર્ય ત્વરાથી પૂર્ણ કરવા બ્રાહ્મણોની સ્તુતિ કરી.

---

## तृयोदश तरंग.

### " માધવનું સજીવન થવું.

---

**श्लोक.**

आनंद मानंद करःप्रसन्नं ज्ञानं स्वरूपं निज बोधयुक्तं
योगिंद्र मिड्यं भवरोग वैद्यं श्रीमद् गुरुं नित्यमहं नमामि॥

**અર્થ**—અતિ આનંદને કરનાર અને હમેશાં પ્રસન્નતામાં રહેનાર પોતાના બોધને વિષે યુક્ત એવા, જેની સ્તુતિ મોટા મોટા યોગીના પણ ઇંદ્રો કરે છે એવા સંસારના જન્મ મરણ રૂપી રોગને મટાડનાર વૈદ્ય રૂપ એવા, શોભાયમાન એવા સદ્-ગુરૂને હું નિત્ય નમસ્કાર કરૂં છું.

ગુરૂ શ્રેયસિંધુની આજ્ઞા પ્રમાણે સુલોચનાએ યજ્ઞ શરૂ કરવાની બ્રાહ્મણોની સ્તુતી કરી તેથી બ્રહ્મણોએ યજ્ઞની અધુરી રહેતી ક્રિયા શરૂ કરી સત્વર પૂર્ણાહુતિ કરી અને યજ્ઞના શ્રેયનું જળ સંકલ્પિત કરી સુલોચનાના હસ્તે રાજાના જમણા હાથમાં મુકાવ્યું. તે મુકતાંજ તરતજ રાજાને શુદ્ધિ આવી. અને સર્વના દેખતાં આળસ મરડી બેઠો થયો, અને ગુરૂજી પ્રત્યે બોલ્યો; હે ગુરૂજી મહારાજ ! હે દીન વત્સલ ! ક્ષમા કરો, ક્ષમા કરો હું આપને શર્ણ આવ્યો છું એમ બોલતો રાજા માધવ ગુરૂજીના ચરણમાં પોતાનું મસ્તક મુકી સાષ્ટાંગ દંડવત્ કરી બેઠો.

આ પ્રમાણેનું આશ્ચર્ય જોઈ સર્વનાં મન રંજન થયાં અને તે શી રીતે ઉઠયો તે, જાણુવાની તેઓને ઉત્કંઠા થઇ.

ગુરૂજીએ રાજાનો હાથ ઝાલી ઉઠાડયો અને પુછવા લાગ્યા કે-હે રાજન્ ! તું આટલી બધીવાર સુધી કયાં ગયો હતો તે સત્વર કહે ? તને હવે આ જગતનો ભય રહ્યો નથી. તૃષ્ણાઓનો ક્ષય થયો છે, દુઃખ દબાઈ ગયાં છે, માટે સચેત થા અને આ સર્વ આવેલા રૂષિવર્યોને રાજાઓને અને સંબંધીઓને મળી તેમનાં મન શાન્ત કર. માધવ બોલ્યો; હે પ્રભુ ! હું આપની કૃપાથી યમ ધર્મ લોકમાં જઈ પાપ પુન્યનો ન્યાય કરાવી અવશેષ રહેલા પુણ્યનો ઉપભોગ કરવા પાછો આવ્યો છું. આવું રાજાનું બોલવું સાંભળી રાણી, પ્રધાન, રૂષિમંડળ અને પ્રજાજન સમુહ સર્વ આશ્ચર્ય પામ્યાં. સર્વ શ્રેયસિંધુને ભગવદ્દરૂપ જાણી પુજ્યભાવથી બે હાથ જોડી મસ્તક નમાવી વંદન કરવા લાગ્યાં. આ વખતે ગુરૂજી બોલ્યા—હે રાજન્ ! આ દુનિઆમાં દેહના અભિમાનમાં કેટલું સુખ દુઃખ છે તેનો અનુભવ તને પ્રત્યક્ષ થયો હશે ? તેં મારી ભણાવેલી રાજયોગ વિદ્યાનો લોપ કર્યો હતો તેનુંજ ફળ તને આ વખતે મળ્યું હવે તારી વિદ્યા પુનઃ સચેત

થઈ. આ, યજ્ઞની પૂર્ણાહુતિ થઈ ગઇ છે. તે થવાથી તારો યજ્ઞ પૂર્ણ થયો છે તો, યજ્ઞ કાર્યનું વિસર્જન કરી રૂત્વિજો અને રૂષ્યાદિકોને સંતોષ કરી પોતપોતાના સ્થાનકે વિદાય કર અને પછી નિર્મમત્વથી રહી પૃથ્વિના સર્વ ભોગોને ભોગવ.

ગુરૂ—હે શિષ્ય! ઉપર પ્રમાણેનાં ગુરૂજીનાં વચનો સાંભળી સર્વ જન સમુહ મહા આનંદમાં આવી ગયો; અને સાયંકાળનો સમય થવાથી રૂષિઓ અને બ્રાહ્મણો સંધ્યાવંદન કરવા ઉઠયા; અને સર્વજન સમુહને પણ બીજે દિવસે સૂર્યોદય થયે વહેલા આવવાને ગુરૂજીએ કહ્યું; ત્યારબાદ સર્વ પોતપોતાના સ્થાનકે વિદાય થયા.

---

# चतुर्दशत रंग.

## "માધવે કરેલુ બ્રહ્મદર્શન"

---

### श्लोक.

हरि हरति पापानि दुष्ट चित्तैरपि स्मृतः
अनिच्छयापि संस्पृष्टो दहत्येवहि पावकः ॥

---

**અર્થ**—અજાણતાં દેવતા ઉપર પગ પડયો હોય તો દાઝયા શિવાય રહેવાતું નથી તેમજ હરિ જે ભગવાંન તેમનુ નામ લીધાથી દુષ્ટના ચિત્તનું પાપ પણ નાશ પામે છે.

બીજા દિવસે સૂર્યોદય થતાંજ યજ્ઞ મંડપમાં પૂર્વવત્ સમાજ ભરાઈ ગયો. સર્વ પોતપોતાના આસને આવી બેઠા. બરોબર આઠ વાગ્યાનો શુમાર થયો કે-બ્રહ્મર્ષિ ગુરૂ શ્રેયસિંધુ પોતાના આસને આવી બેઠા. તે વખતે માધવ બોલ્યો; હે કૃપાળુ! હું મૂર્ખ, અધમ અને પામર પ્રાણી આ, સંસાર સમુદ્રમાં ડુબી ગયેલો જેથી આપના યોગ બળને જાણી શકયો નહીં, તેને માટે ક્ષમા કરશો? મેં સંપૂર્ણ અનુભવ મેળવ્યો કે મારા શ્રેયનું મૂળ તો આપજ છો. હું આપને શરણે આવ્યો છું. હે પ્રભુ! આ મિથ્યા જગતમાં મેં પ્રથમ ચક્રવર્તિપણું મેળવવાની ઇચ્છા કરી તે મારૂં અજ્ઞાન છે માટે મને મોક્ષનું સાધન બતાવો.

ગુરૂ શ્રેયસિંધુ—હે શિષ્ય માધવ! હું તને મોક્ષનું સાધન બતાવું.છું તે સાંભળ પ્રથમ.તો તારા મનને આ સંસારના તમામ પદાર્થોથી પાછું.ખેંચી તેને સ્થિર કર. આ જગતમાં કોઇ કોઇનું સંબંધી નથી; જેને પોતાનાં માનીએ છીએ તે સઘળાં અંતે છોડીને ચાલ્યાં જશે અને મહા દુઃખદ ખાડામાં નાંખશે. માટે પ્રથમ તારા મનને સ્વાધીન કર. તું પદ્માસનવાળી પૂર્વ દિશા તરફ મુખ રાખી બેશ અને દ્રષ્ટિને એકાગ્ર કરી આંખો મીચી સ્થિરતાથી બેશી ભગવદ્ નામનું રટણ તારી જીહવાએ શ્વાસોશ્વાસ ચાલતાં નીકળતાં કર અને હું તને જે જે પદાર્થો જોવાને કહું તે, તે પદાર્થોને તારી મનોમય દ્રષ્ટિએ જો.

હે શિષ્યો! આટલું કહી ગુરૂ શ્રેયસિંધુએ રાજા માધવને મુળ પુરૂપના સ્વરૂપનું દરશન કરાવવાનો આરંભ કર્યો.

ગુરૂ—હે શિષ્ય માધવ! તારી મનોમય દ્રષ્ટિએ તારા મુખ પ્રદેશમાં આગળ, પાછળ, ઉંચે, નીચે સર્વત્ર તેજોમય પદાર્થને જો ? એ શિવાય બીજામાં તારૂં મન જોડીશ નહીં

માધવ—હે.ગુરૂજી મહારાજ! આપના કહ્યા પ્રમાણે મેં કર્યું અને તેજોમય પદાર્થને જોયો.

ગુરૂ—હવે તારા કંઠ પ્રદેશમાં તારા સુક્ષ્મદેહ કે જેનું મસ્તક નીચે અને પગ ઉપર છે એવા સ્વરૂપને નિહાળી તેમાં પ્રવેશ કર ?

માધવ—મેં મારા સુક્ષ્મ શરીરને જોયું અને તેમાં પ્રવેશ કર્યો.

ગુરૂ—હવે તે પ્રદેશમાં મનોહર અનેક ઝાડપાલાથી અને નિર્મળ જળાશયો છે એવા વનમાં ઇશ્વરની અલૌકિક લિલાનાં દિગ્દરશન કર ?

માધવ—હે પરમાત્મા! આપના કહ્યા પ્રમાણે તે સર્વ મેં જોયું.

ગુરૂ—હવે તે સુશોભીત વનને પશ્ચાત મુકી આગળ તારા હૃદય કમળને.જો ? કે જેમાં મધ્યભાગે જેના મસ્તક ઉપર મોર પીંછ ઉડી રહ્યાં છે, પીતાંબર ધારણ કર્યું છે, જેનું ચંદ્ર સમાન તેજસ્વી સ્વરૂપ છે, મેઘના સમાન જેની કાંતી છે, જેના વક્ષ સ્થળને વિષે કૌસ્તુભમણી શોભી

રહ્યા છે એવા સર્વના શાક્ષીભૂત, પરમપુરૂપ શ્રીકૃષ્ણચંદ્રનાં દરશન કર ?

**માધવ**—હે મહારાજાધિરાજ ? આપની કૃપાથી તે પુરૂષના અ-લૌકીક સ્વરૂપનાં મેં દર્શન કર્યાં.

**ગુરૂ**—અરે માધવ ! જે પુરૂષનાં તેં દર્શન કર્યાં તેજ પુરૂષ સર્વ વસ્તુઓનો ઉત્પન્ન કર્ત્તા, સર્વનો આત્મા અને પ્રભુ છે. માટે મનોમય રીતે તેના ચરણકમળમાં તારૂં મસ્તક મુકી તેને શરણે જઈ માનસીક ગંધોપચારવડે પુજન અરચન કરી પ્રીતિપૂર્વક પ્રાર્થના કરી તારાં પાપોનો નાશ કર ?

**માધવ**—હે પ્રભુજી ! આપના કહ્યા પ્રમાણે સર્વ હું કરી ચુક્યો.

**ગુરૂ**—હે માધવ ! જેનાં તેં દર્શન કર્યાં તેજ પુરૂષ સર્વ સ્થળે પરિપૂર્ણ વ્યાપક છે. એજ સર્વ પ્રાણી માત્રના હૃદય કમળમાં શાક્ષિરૂપે છે. એજ સુખનું મૂળ છે. એજ પરમાનંદ સ્વરૂપ છે, એજ પરમતત્વનું પણ તત્વ, અને સર્વ કારણોનુ પણ કારણ છે. એજ નિરંતર તારા હૃદય કમળમાં વાસ કરીને રહે છે તેને તું જાણતો નહોતો: પણ હવે તે પુરૂપને તું એકક્ષણ પણ વિખુટો મુકીશ નહી. તે ફરી ફરીને હાથ લાગવો ઘણોજ મુશકેલ છે.

**માધવ**—હેમહારાજ ! આપે મારા ઉપર કૃપા કરી પરમ પુરૂપનાં દર્શન કરાવ્યાં તેથી મારા હૃદયની અજ્ઞાનરૂપી જે ગ્રંથી હતી તે નાશ પામી, અને મને આનંદ, આનંદ અને આનંદજ થઈ રહ્યો છે.

**ગુરૂ**—અરે માધવ ! હજુ તો પુષ્કળ જોવાનું બાકી છે માટે સ્થિર થા, સ્થિર થા ?

**માધવ**—હે મહારાજ ! કહો ? કહો ? તે, સાંભળવાને હું તૈયાર છું.

**ગુરૂ**—હવે તારા હૃદય કમળને પશ્ચાત મુકી ત્યાંથી આગળ ચાલી નાભી કમળની લીલાઓને નિહાળી તેની જમણી બાજુના સેતુ (પુલ) ઉપર થઇ એકવીસ મહાન પર્વતોને

ઓળંગી ત્રિવેણી ગંગા ઉપર આવી તેમાં સ્નાન કરી ઇશ્વરની સ્તુતિ કર !

**માધવ**—હે મહારાજ મેં તે સર્વ આપની કૃપાથી પરિપૂર્ણ કર્યું.

ગુરૂ—હવે, તારા સુક્ષ્મ દેહનો કારણ દેહ સાથે સંબંધ બાંધી સર્વ ક્રિયાઓનો પરિત્યાગ કરી આગળ મહાકારણરૂપી તેજોમય સ્વરૂપમાં લીન થઇ ત્યાંના મહાન્ સુખનો અનુભવ કરી પાછો પૂર્વવત્ મહાકારણથી પાછો ફરી કારણદેહ સાથે સંબંધ બાંધી સુક્ષ્મદેહમાં પ્રવેશ કર !

ઉપર પ્રમાણે ગુરૂજીના કહેવાથી માધવ, તે પ્રમાણે વર્તી તેજોમય સ્વરૂપને પામી પાછો વળી કારણ દેહમાં પ્રવેશીત થઇ ત્યાંથી સુક્ષ્મમાં આવ્યો. ત્યાં કેટલીકવાર રહી ઇશ્વરનું સ્તવન કરી સ્થૂળમાં પ્રવેશીત થયો; કે, તુરતજ તેનાં ચક્ષુ એકદમ ઉઘડી ગયાં અને સર્વ ઠેકાણે તેજોમય રૂપને જોવા લાગ્યો.

ગુરૂ—હે શિષ્યો ! આ વખતે તેના ગુરૂ શ્રેયસિંધુએ તેના મસ્તક ઉપર હાથ મુકી આશીર્વાદ આપ્યો અને કહ્યું; હે શિષ્ય ! તારૂં સર્વદા કલ્યાણ થાઓ. તારે મારા બતાવ્યા પ્રમાણે પરમપુરુષ પરમાત્માના સ્વરુપનાં હમેશાં દર્શન કરવાં જેથી તું મુક્ત થઇશ. હવે તને સંસારની કોઇપણ વાસના બંધનકારક કરનાર નથી. વિગેરે શબ્દો બોલી ગુરુજીએ તેના મનને શાન્ત કર્યું.

ઉપર પ્રમાણે ગુરૂ શ્રેયસિંધુએ માધવને આશીર્વાદ આપ્યો અને બોલ્યા; હે જીજ્ઞાસુ જનો ! આ, મારો શિષ્ય થાય છે, તેને મેં પ્રથમ અનેક વિદ્યાઓ સંપાદન કરાવીઓ હતીઓ તેમાં શ્રેયસ્કર વિદ્યા આ રાજયોગનીજ હતી. તેને પોતે પોતાના અજ્ઞાનને લીધે પશ્ચાત મુકી હતી તેથી મને તે વિદ્યાનો પુનર્જન્મ અને શિષ્યનો ઉદ્ધાર કરવાની ઇચ્છા થઇ. તેથીજ મારે આવુંકર્મ કરવું પડયું છે. આ ઉપરથી સર્વના સમજવામાં તો આવ્યું હશેજ કે સંસારમાં અનેક કર્મો કરીએ તોપણ અખંડ સુખની પ્રાપ્તિ થતી નથી; માત્ર ખરૂં અને શ્રેષ્ટ સુખતો આ, રાજયોગ વિદ્યા સંપાદન કરી તેવડે ઇશ્વરને ઓળખે તોજ તેને અખંડ સુખની પ્રાપ્તિ થાય છે.

ગુરૂ—હે શિષ્યો! આ પ્રમાણે ગુરુ શ્રેયસિંધુનું અદ્ભૂત પરાક્રમ અને માધવને કરાવેલું બ્રહ્મદર્શન સાંભળી આખું જનમંડળ આનંદિત થઇ ગયું. સર્વની રાત્રિ આજ વૃત્તાંતમાં વ્યતિત થઇ ગઇ તેની કોઇને ખબર પડી નહી. આ વૃત્તાંત પુરૂં થતાંજ માધવ ઊભો થઇ ગુરુ ચરણે પડયો. તે જોઇ સર્વ મંડળ પણ ઉભું થઈ શ્રેયાંસંધુને વંદન કરવા લાગ્યું. પછીથી ગુરુજી બોલ્યા; હે ભાઇઓ! અમો સર્વનો પ્રાતઃસ્નાનાદિકનો સમય થયો છે માટે સભા વિસર્જન થાય છે. સૌએ બપોરના બે વાગે પધારવું. આટલું કહી સૂર્યોદયના સમય થવા આવવાથી સર્વ ઋષિવર્યોસહ ગુરુશ્રેયસિંધુ સ્નાન સંધ્યાદિકકર્મ કરવા પોત પોતાના આશ્રમે ગયા. સર્વ ઋષિવર્યોના ગયા પછી સર્વજનસમુહ પણ ધીરે ધીરે વેરાવા લાગ્યો.

**इति श्री तृतिय तरंग समाप्त.**

---

## आत्मदीपिका.

### चतुर्थ परिच्छेद—निदान.

# आत्मदीपिका.

## चतुर्थ परिच्छेद—निदान.

### प्रथम तरंग.

"પાપીને સુખ અને પુન્યવાનને દુઃખ તેનું નિદાન."

**श्लोक.**

दाता दरिद्री कृपणो धनाढयः पापी चिरायुः सुकृति गतायुः कुलिन्नसत्व कुलिन राज्यं कलौयुगे षड्गुणमा वहन्ति ॥

**અર્થ**—દાતાને દરિદ્રીપણું, કૃપણ ધનાઢય, પાપી લાંબા આયુષ્યવાળો, પુણ્યાત્મા ઓછા આયુષ્યવાળો, કુળવાન રઝળતો હોય, અકુળવાન રાજ્ય કરતો હોય એવાં કલિયુગનાં છ લક્ષણો છે.

---

મધ્યાન્હ પછી ત્રણ વાગતાના શુમારે યજ્ઞમંડપમાં પૂર્વવત્ જનસમુહ આવી નિશ્ચિંતથી પોત પોતાના સ્થાનકે આવી બેઠો. ગુરૂ શ્રેયસિંધુ પણ પોતાની આચાર્ય પદવીના સ્થાને બીરાજ્યા. માધવ પોતાની રાણીઓ સાથે આવી બેઠો. પૂર્વના વૃત્તાંતનું કેટલુંક વિવેચન થયા પછી રાણી સુલોચનાને શંકા થઇ, તેથી પોતાના આસન ઉપરથી ઉઠી બે હાથ જોડી ગુરૂજીને નિવેદન કરવા લાગી કે હે મહારાજ! આપે મારો અને મારા પતિનો જે ઉપકાર કર્યો છે તેને માટે હું આપની દેહાંત સુધીની આભારી થઈ છું. પણ હે પ્રભુ! મને એવી એક શંકા થઇ છે કે—આપના કહેવા ઉપરથી ઇશ્વર તો દિનદયાળ અને સર્વ પ્રાણીઓ ઉપર સમભાવ રાખનાર છે તો આ સૃષ્ટિમાં

પાપી મનુષ્યો સુખી અને પુણ્યવાનો દુઃખી જણાય છે તેનું શું કારણ હશે તે કૃપા કરીને કહો.

**ગુરૂ**—હે કલ્યાણી ! પાપી સુખી અને પુન્યવાન દુઃખી જણાય છે તેનું કારણ એ છે કે—તેને અજ્ઞાનનું આવરણ રહેલું છે. પુન્યવાનને ઇશ્વર ઉપર દઢ શ્રદ્ધા હોતી નથી તેજ તેનું કારણ છે. જે જીવે, વાસના કે જે સર્વ દુઃખનું મુળ છે તેનો ત્યાગ કર્યો નથી, ત્યાં સુધી તે જીવને પરમપદ મળતું નથી. સમજુ પુરૂષે જાણવું જોઇએ કે—પોતાના ધર્મ કાર્યમાં લગાર પણ આળસ કરવી જોઇએ નહીં. કારણ, આળસથી મોહ ઉત્પન્ન થાય છે. મોહથી અહંબુદ્ધિ, અહંબુદ્ધિથી બદ્ધપણું, બદ્ધપણાથી દુઃખ થાય છે. તે દુઃખનું કારણ અશ્રદ્ધા છે. મનુષ્ય શ્રદ્ધા રાખે તો તેને દુઃખ પ્રાપ્ત થતું નથી. હે કલ્યાણી ! આ બાબત એક દ્રષ્ટાંત કહું છું તે તું સાંભળ.

એક દિવસે કાર્ય પ્રસંગે શ્રીકૃષ્ણપરમાત્મા પોતાની સુધર્મા સભામાં પોતાના સ્નેહી પાંડવો સાથે બેઠા હતા. તેવામાં શ્રીકૃષ્ણ ભગવાનને અર્જુનની મિત્રતાની પરિક્ષા લેવાની ઇચ્છા થઇ. એટલામાં તો સર્વની સમક્ષમાં એક અલૌકિક ઘોડો ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇ સર્વ પાંડવોને તેના ઉપર બેસવાનો વિચાર થયો. પ્રથમ ભીમે ઘોડા ઉપર બેસવાની ઉત્કંઠા જણાવી, તે વખતે કૃષ્ણપરમાત્માએ ભીમને સમજાવ્યું કે-આ ઘોડો આપણા લાયક નથી માટે તું તારી ઇચ્છા બંધ રાખ. પરંતુ જેને ભગવાન ઉપર શ્રદ્ધા નથી એવા ભીમે ના કહ્યા છતાં પણ તે ઘોડા ઉપર ચઢવા લગામ ઝાલી. તેનો એક પગ પેંગડામાં અને બીજો અરધો ઘોડાની પીઠ ઉપર એવી સ્થિતિમાં આવ્યો કે તુરતજ ઘોડો ચારે પગે ઉછળતો ત્યાંથી નાઠો. ભીમને અથડાતો કુટાતો લેઇ દોડતા ઘોડાને જોઇ લોકો હસવા લાગ્યા; ઘોડો એવો બળવાન હતો કે-ભીમને લોહી લુહાણ કરી નાંખી કોઇથી પણ પકડાયા શિવાય મુળની જગોએ આવી ઉભો. ભીમને જોઇ સર્વ કોઇ હસાહસ કરી રહ્યા. આ વખતે ભીમને **"કાગડાને મન હસવું અને દેડકાના પ્રાણ જાય"** તેવું થયું. ભીમ નીચે ઉતરી શરમાતો શરમાતો પોતાની જગોએ જઇ બેઠો.

ભીમની આવી સ્થિતિ જોઇ સર્વને આશ્ચર્ય લાગ્યું કે-આવા બળવાનથી આ ઘોડો વશ થયો નહીં અને પોતે દુઃખી થયો ! એ-

ટલામાં તો મહાઅભિમાની અરજુનને તેના ઉપર બેસવાની ઇચ્છા થઇ, તેથી તે પોતાની જગોએથી ઉઠી સાવચેતી રાખી પેલા ઘોડા પાસે આવી ઉભો. તેને હાથ ફેરવી લગામ ઝાલી એકદમ તેના ઉપર ચઢી ગયો. જેવો અરજુન ઘોડા ઉપર બેઠો કે તુરતજ તે પહેલાંની પેઠે દોડયો; અને એક વનથી બીજું અને બીજાથી ત્રીજું એમ મહા અઘોર વનમાં ચાલવા લાગ્યો. અરજુન બેસવાથી થાકી ગયો. અને પોતે ઘોડા ઉપર બેઠો તેને માટે પસ્તાવો કરવા લાગ્યો. ઘોડો દોડતો દોડતો જતો હતો એટલામાં એક આંબાનું ડાળું અરજુનને અથડાયું. તેવુંજ તેણે ઝાલી લીધું. ઘોડાએ પણ આ સમયનો લાભ લીધો અને નીચો પડી અદ્રશ્ય થઇ ગયો. અરજુન આંબાનું ડાળું ઝાલી લટકવા લાગ્યો. તેણે નીચે પૃથ્વી ઉપર ઉતરવાનો વિચાર કર્યો; જેવો તે નીચે જોઇ ભુશકો મારવા જાય છે એટલામાં તો તેણે પૃથ્વીને ઠેકાણે મહા ઉંડો ખાડો દીઠો. આ વખતે વાયુએ મહાવેગે પોતાનું પ્રાબલ્ય બતાવ્યું. આંબાનું ઝાડ વાયુએ ડોલવા લાગ્યું; તેની સાથે અરજુન ક્ષણમાં ઊંચો અને ક્ષણમાં પૃથ્વીને અડકતો. આવા દુઃખના વખતે તેણે ભગવાનનું સ્મર્ણ કર્યું. તેજ વખતે ઇશ્વર ઇચ્છાથી એક મહા વિકાળ રાક્ષસી ત્યાં આવી પહોંચી. અરજુન તેને જોઇ કહેવા લાગ્યો કે, હે સ્ત્રી ! તું મને આ વૃક્ષથી નીચે ઉતારે તો, હું તારો મોટો ઉપકાર માનીશ. અરજુનનું આવું બોલવું સાંભળી તે સ્ત્રી બોલી, અરે ! આવા મોટા ખાડામાં તારા સારૂ કોણ પડે ? છતાં પણ હું કહું તે પ્રમાણે તું કબુલ કરે તો, તને નીચે ઉતારૂં.

**અર્જુન**—હે સ્ત્રી ! તારે, જે કહેવાનું હોય તે સુખેથી કહે ?

**રાક્ષસી**—જો તું મારી સાથે સ્ત્રી તરીકે વરતી આ અરણ્યમાં રહે તો તને નીચે ઉતારૂં.

**અર્જુન** પેલી રાક્ષસીનાં આવાં વચનો સાંભળી વિચાર કરવા લાગ્યો કે ઘર આગળ તો સુભદ્રા જેવી સ્ત્રી અને અહીં આવી સ્ત્રીને, સ્ત્રી તરીકે કોણ રાખે ! અર્જુને કહ્યું કે તમારા કહ્યા પ્રમાણે મારાથી વર્તાશે નહીં. આવું અર્જુને કહ્યું એટલે પેલી રાક્ષસી બોલી ભલે ! ત્યારે તો આપ આપને ઠેકાણે રહો ! હું કાંઇ એટલી બધી નવરી નથી, એમ કહી ત્યાંથી ચાલી. થોડી ચાલી એટલે અર્જુનને વિચાર થયો કે, જો આપણે તેની વાત કબુલ કરી

હોત તો આપણા પ્રાણ બચત. એમ વીચારી ફરીથી પેલી રાક્ષસીને ધાંટા પાડી બોલાવી; કે--તરતજ તે પાછી આવી, અને બોલી; અરે મૂર્ખ! જે કહેવું હોય તે ઝટ કહે ? તારી પેઠે અમે કાંઇ નવરાં નથી કે વારે ઘડીએ આવીએ અને જઇએ. આવું સાંભળી અર્જુન કહેવા લાગ્યો કે, અરે બાઇ! તમે જેમ કહેશો તેમ કરવા હું કબુલ કરૂં છું, મને નીચે ઉતારો. અર્જુનની કબુલાતથી પેલી રાક્ષસીએ પોતાના બે હાથ ઉંચા કરી તેને પોતાના ખભા ઉપર ઉભો રહેવા કહ્યું, તે પ્રમાણે તે ઉભો રહ્યો એટલે તરતજ તેને નીચે ઉતાર્યો; અને પોતાને ઠેકાણે લઇ ગઇ. અર્જુનને તેના ઘરનું તમામ કામકાજ કરવું પડતું. એમ કરતાં કેટલાક વખતે અર્જુનને પેલી સ્ત્રીથી પાંચ સંતતી પ્રાપ્ત થઇ.

એક દિવસે અર્જુન, પોતાનાં છોકરાંએ વિષ્ટા મૂત્રથી બગાડેલાં લુગડાં ધોવા નજીકના સરોવર ઉપર ગયો. ત્યાં જઇ પેલાં લુગડાં છુટાં કરી ધુવે છે એટલામાં એક સમળી આવી, તે પેલાં તમામ લુગડાં પોતાના પગમાં ભેરવી આકાશમાં ઉંચી ચાલી ગઇ. તે કયાં જાય છે એમ અર્જુન જોતો હતો એટલામાં તો પ્રથમ જે ઘોડા ઉપર બેશી પોતે આવ્યો હતો તેજ ઘોડાને ત્યાં દીઠો. અર્જુને ઘોડાને જોયો એટલે તે પાછળની તમામ વાત ભૂલી ગયો અને તરતજ ઘોડા ઉપર બેઠો. જેવો તે બેઠો એટલે તરતજ ઘોડો પૂર્વવત્ જ્યાં શ્રીકૃષ્ણ પરમાત્મા સુધર્મા સભામાં પાંડવો સાથે બેઠા હતા ત્યાં આવી પહોંચ્યો. અર્જુનને ઘોડા ઉપર બેશી આવતો જોઇ સર્વે હસવા લાગ્યા; એટલામાં તો તે આવી પહોંચ્યો અને નીચે ઉતરી સર્વને પગે લાગી પોતાના સ્થાનકે બેઠો.

પેલી રાક્ષસી કેટલોક વખત થયો ત્યાં સુધી અર્જુન પાછો આવ્યો નહીં તેથી તેની શોધ કરવા નીકળી.

અર્જુન પોતાના સ્થાનકે બેઠો એટલે શ્રીકૃષ્ણે તેને પુછ્યું કે કહો ભાઇ અર્જુન ઘોડો કેવો બળવાન છે ? અર્જુન બોલ્યો; હે મહારાજ! દૈવી ઘોડાના બળની તો વાતજ શી કરવી ? તે, એટલો બધો તોફાની કે બીજા કોઇ કાચા પોચાથી તો તેના ઉપર બેશી શકાય જ નહીં? આટલું કહી છાનો માનો બેશી રહ્યો, પણ પોતાને બનેલી હકીકત તેણે કહી નહીં. ભગવાન શ્રીકૃષ્ણ પરમાત્માએ વિ-

ચાર્યું કે, હજુ અર્જુનનો મદ ઉતર્યો નથી. જેથી પેલી રાક્ષસીને પોતાનાં છોકરાંઓને લેઇ આ સભામાં આવવાની તેમણે પ્રેરણા કરી. ભગવાનની પ્રેરણા થતાંજ રાક્ષસી પેલાં છોકરાઓમાંથી બેને બે ખભા ઉપર; બેને બે હાથનાં આંગળાંઓએ અને એકને લુગડાંની ઝોળીમાં નાંખી પાછળ ભેરવી અર્જુનને હજારો અને કરોડો ગાળો ભાંડતી સભામાં આવી ઉભી. અર્જુનતો પેલી રાક્ષસીને જોઇ શરમાઇ ગયો; અને આમ તેમ જોતો સંતાવા લાગ્યો. એટલામાં ભગવાન તેને પુછવા લાગ્યા કે, અરે હે બાઇ! તું કોણ છે ? અને શા કારણ માટે આટલી બુમો પાડતી અહીં આવી છે તે કહે? એટલે પેલી રાક્ષસીએ સર્વ હકીકત કહી; તે સાંભળી સર્વ સભા આશ્ચર્ય પામી ગઇ, અને ભગવાનનાજ સામું જોઇ રહી. અરજુનતો નીચુંજ જોઇ ગયો, અને ભગવાનનાં વચનો ઉપર પોતાની ખરી "શ્રદ્ધા" નથી તેને માટે પશ્ચાતાપ કરવા લાગ્યો. શ્રીકૃષ્ણ ભગવાને સર્વના દેખતાં અર્જુનને કહ્યું કે, હે મિત્ર! તને મારાં વચનો ઉપર લગાર પણ વિશ્વાસ આવ્યો નહીં. હવે તું સમજ્યો કે નહીં? તારી મારા ઉપર કેટલી શ્રદ્ધા છે તેની તને ખાત્રી થઇ હશે?.

ભગવાને જે કહ્યું તે સર્વ અરજુને નિર્લજ્જપણે સાંભળ્યું. પેલી રાક્ષસીને પણ ભગવાંને સમજાવી ત્યાંથી વિદાય કરી. તેના ગયા પછી ભગવાંને અરજુનને સમજાવ્યું કે, આ સંસારમાં જે મનુષ્યોને ઇશ્વર પ્રત્યે ખરી શ્રદ્ધા હોતી નથી તેઓ તારા જેવા દુઃખી થાય છે.

ગુરૂ—હે શિષ્યો! આ પ્રમાણે ગુરૂ શ્રેયસિંધુએ ભગવાન અને અરજુનનું દ્રષ્ટાંત આપી રાણી સુલોચનાના મનને શાંત કર્યું, અને નક્કી કરી આપ્યું કે, પુન્યવાનને ઇશ્વર પ્રત્યે ખરી શ્રદ્ધા હોતી નથી તેથીજ તે દુઃખી થાય છે.

ગુરૂનાં આવાં હિતકારી વચનો સાંભળી સુલોચનાએ પોતાના અંતઃકરણને ઇશ્વર પ્રત્યે ખરી શ્રદ્ધાથી વર્ત્તવા દ્રઢતર કર્યું. અને ગુરૂના ચરણકમળમાં સાષ્ટાંગ દંડવત્ કરી પોતાના આસને બેઠી. આ આશ્ચર્યકારક બનાવ જોઇ યજ્ઞમંડપમાં બેઠેલો જનસમૂહ પણ મહાઆનંદમાં આવી ગયો, અને સર્વેએ ગુરૂજીનો ઉપકાર માન્યો. થોડીવારે વિચાર કરી ગુરૂ શ્રેયસિંધુ કહેવા લાગ્યા કે, હે માધવ અને સર્વે જનસમુહો! કોઇને પણ કાંઇ શંકા રહી જતી

હોય તો પુછજો. આવો સમય પુનઃપ્રાપ્ત થવો ઘણોજ દુર્લભ છે. હવે યજ્ઞનું સઘળું કાર્ય પરિપૂર્ણ થયું છે, તો હે ઋષિવર્યો ! આપ સર્વે માધવને ચક્રવર્તિપણાનો અભિષેક કરો; કારણ મારે અહીં આવે ઘણોજ સમય વ્યત્તિત થઇ ગયો છે તો હું જાઉં.

શ્રેયસિંધુનું આવું વચન સાંભળી ઋષિવર્યોએ માધવને તેના બંન્ને સ્ત્રીઓ સાથે ચક્રવર્તીનો અભિષેક કર્યો. તે થઇ રહ્યા પછી ગુરૂજી કહેવા લાગ્યા કે હે માધવ ! તારૂં સઘળું કાર્ય પરિપૂર્ણ થઇ ગયું છે હવે તું સ્વસ્થ થઇ અહીં આવેલા સર્વેને યોગ્યાયોગ્ય દક્ષિણાઓ આપી તે સર્વને અને મને વિદાય કર. તે પ્રમાણે માધવે સર્વને ધીરે ધીરે વિદાય કર્યા ગુરૂજીને પણ તેમના સ્થાનક હિમગીરી પ્રત્યે પોતાના રથમાં બેસારી વિદાય કર્યા. સર્વને દક્ષિણાઓ અપાયા પછી સઘળો જનસમુહ પણ વિદાય થયો રાજા માધવ, ગુરૂજીની આજ્ઞા પ્રમાણે પોતાનું નિઃકંટક રાજ્ય ધર્મ પ્રમાણે ચલાવવા લાગ્યો. કેટલોક સમય વિત્યા પછી ઇશ્વર ઇચ્છાએ તેની સ્ત્રી સુલોચના અને મણીલક્ષ્મી બંનેને પુત્ર પ્રાપ્તિ થઇ. તેથી તે ત્રણે સ્ત્રીપુરૂષ મહા આનંદમાં દિવસો ગાળવા લાગ્યાં.

# દ્વીતીય તરંગ.

" મણીલક્ષ્મીને પુત્ર મરણનો શોક; અને તેને ગુરૂ શ્રેયસિંધુનો તત્વોપદેશ. "

**શ્લોક.**

**त्रिधावस्था शरीरस्य क्रमिविद् भस्मरुपतः**
**किंगर्वः क्रियते देहे क्षण विध्वंसिभिर्नरैः ॥**

**અર્થઃ—**આ પંચમહાભૂતના દેહની ત્રણ અવસ્થા થવાની છે. જો તેને પ્રાણ ગયા પછી એમને એમ રહેવા દેતો તેમાં કૃમિ પડે, કોઇ તેને ખાઇ જાય તો વિષ્ટારૂપ થાય છે, દાહ કરે તો ભસ્મરૂપ થાય છે, તો, હે મૂર્ખો ! એવા ક્ષણભંગુર દેહનો શાને માટે ગર્વ કરો છો ?

૭

રાજા માધવ અને તેની સ્ત્રીઓ સુલોચના અને મણીલક્ષ્મી ત્રણે અન્યોઅન્ય સુખશાંતીમાં દિવસો ગાળતાં હતાં. કેટલોક સમય ગયા પછી દૈવઇચ્છાથી મણીલક્ષ્મીનો પુત્ર પરલોકવાસી થયો. પુત્રનો દેહાંત થયો છે તે રાણી જાણતી નહોતી. તેને વિચાર થયો કે મેં કેટલાક વખતથી છોકરાને ઉંઘતો સુવાડયો છે તેને લઉં એમ કરી તે છોકરા પાસે ગઇ. અને જુએ છે તો તેણે બાળકપુત્રને એકાએક મરણ પામેલો દીઠો. તેને જોઇ શોકના આવેશમાં આવી જઇ રાણી બુમ પાડતી એકદમ મૂર્છિત થઇ પૃથ્વી ઉપર પડી. રાણીની બુમો સાંભળી ઘરનાં તમામ માણસો ભેગાં થઇ ગયાં ને જુએ છે તો રાણીને પૃથ્વી ઉપર પડેલી દીઠી. કેટલાંક રાણીની સારવાર કરવા લાગ્યાં, અને કેટલાંક તેના છોકરાને લેવા તૈયાર થયાં, તો, પુત્રને મરણ પામેલો દીઠો. તેથી તેઓ બોલી ઉઠયાં-છોકરો તો મરી ગયો છે! છોકરો મરી ગયો છે આમ સાંભળતાં સર્વ શોકાતુર થઇ ગયાં. મણીલક્ષ્મીને થોડીવારે શુદ્ધિ આવી; અને ઉંડા નીસાસા નાંખતી રડવા લાગી; તેનો કંઠ રૂંધાઇ જવા લાગ્યો, મુખે બોલવા જાય તોપણ બોલાતું નહીં. એવી તેની સ્થિતિ થઈ ગઇ. અત્યંત શોકાતુર થઇ એકજ સંતતિરૂપે રહેલા પોતાના બાળકને મરી ગએલો જોઇ તે વખતે મનુષ્યોનાં તથા પ્રકૃતિમંડળનાં હૃદયમાં દુઃખ ઉપજાવતી અનેક પ્રકારે વિલાપ કરવા લાગી આ વખતે તેનાં અશ્રુઓનાં બિંદુઓથી કુંમ કુંમ તથા ચંદનવડે ચર્ચેલાં તેનાં બંન્ને સ્તનો ભીંજાઇ ગયાં, માથાના કેશો પણ વિખરાઇ ગયા, અને ટીટોડીની પેઠે રાગ કાઢી પુત્રનો વિલાપ કરવા લાગી. તે કહેવા લાગી; અરેરે વિધાતા!!! તું કેવી દુષ્ટ છે. તું તારી પોતાની સૃષ્ટિથી કેવું ઉલટું ચાલે છે! વૃદ્ધ હયાત છતાં યુવાનો નાશ પામે છે તેથી તારી સૃષ્ટિનો નાશ થવા બેઠો છે એમ મને લાગે છે. અરેરે દીકરા!!! તારે મારો અનાથનો ત્યાગ કરવો યોગ્ય નથી. તું જીવતો થઇને ઉભો થા. નિર્દય એવા યમની સાથે જઇશ નહીં. હે પુત્ર! ઉભો થા? ભુખ્યો થયો હઇશ, સ્તનપાન કર, અને તારાં સંબંધી એવાં જે અમે તેનો શોક દૂર કર હે પુત્ર! હવે હું ભાગ્યહિન તારૂં સુંદર હાસ્યવાળું તથા મધુર વચનવાળું મુખકમળ કયારે જોઇશ. હાય! હાય! જયાંથી પાછું ફરાતું નથી એવા પરલોકમાં શું તું ગયો! અને નિર્દય એવો યમ ત્યાં આગળ શું તને લઇ ગયો! વિગેરે શબ્દો બોલતી મરી

ગયેલા પુત્રનો શોક કરવા મંડી. તેને જોઇ તેનાં સગાં સંબંધીઓ પણ તેના જેવોજ વિલાપ કરવા લાગ્યાં. આ વખતે મણીલક્ષ્મીને પુનઃમુર્છા આવી. તે પૃથ્વી ઉપર પડી હતી એટલામાં માધવના ગુરૂ શ્રેયસિંધુ કે જેઓ કોઇ કાર્ય પ્રસંગે તેનાં નગર આગળ થઇને જતા હશે તેઓને કોઇએ ખબર આપી કે મહારાજ આપના શિષ્ય માધવનો પુત્ર મરણ પામ્યો છે અને ત્યાં આગળ તે પુત્રની માતા મુર્છીત થઇ પૃથ્વ ઉપર પડી છે. આવું સાંભળી શ્રેયસિંધુ માધવના મહેલે આવ્યા; અને જુએ છે તો મણીલક્ષ્મીને મુર્છીત સ્થિતિમાં દીઠી. થોડીવારે તેને શુદ્ધિ આવી એટલે ગુરૂ શ્રેયસિંધુ કહેવા લાગ્યા કે—હે ભાગ્યશાળી સ્ત્રી ! તું શા માટે શોક કરે છે તે કહે ?

**મણીલક્ષ્મી**—હે મહારાજ ! મારો પુત્ર મરણ પામ્યો છે તેનો શોક કરૂં છું.

**ગુરૂ**—હે સ્ત્રી ! તું જેને માટે શોક કરે છે તે તારો શું સંબંધી થાય છે ? પૂર્વજન્મમાં, હાલના જન્મમાં, અને ભવિષ્યમાં થનારા જન્મમાં તારો અને તેનો કેવો સબંધ હતો ? હાલમાં કેવો છે ? અને હવે પછી કેવો થશે તે તું જાણે છે ? નદીના પ્રવાહથી એકઠી થએલા રેતી છુટી પડે છે એકઠી થાય છે અને પાછી જુદી પડે છે તેમજ કોઈ વખતે બીજમાંથી બીજ ઉત્પન્ન થાય છે અને કોઇ વખત થતું પણ નથી; એવીજ રીતે ઇશ્વરની માયાવડે કોઇ વેળા પ્રાણીઓથી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને કોઇ વેળા થતાં નથી અને કોઇવેળા ઉત્પન્ન થઇ નાશ પામે છે. માટે બીજમાં જેમ જન્ય, જનકનો સંબંધ નથી તેમજ પ્રાણીઓમાં પણ પિતા, પુત્ર, માતા વિગેરેનો સંબંધ હોતો નથી. પુર્વ જન્મમાં પિતા હોય છે તે મરણ પામ્યા પછી તેનાથી જુદો પડી બીજા જન્મમાં પુત્રાદિકના સંબંધે અવતરે છે. આમ ઇશ્વરની પ્રેરણાથી જન્મ મરણ થયા કરે છે. પરંતુ વિચાર કરતાં તેમાંનું કાંઇજ નથી. મૃત્યુ એ સર્વને સાધારણ છે. માટે તારે પુત્રનો શોક કરવો ઘટતો નથી. અજન્મા ભગવાન પ્રાણીઓને ઉત્પન્ન કરે છે, તેની રક્ષા કરે છે અને સંહાર પણ તેજ કરે છે. આ જન્મ મરણાદિ વ્યવહાર માત્ર દેહનેજ છે. પરંતુ આત્માને નથી. માટે હે કલ્યાણી ! આ પુત્ર, સ્ત્રી, સ્વામી વિગેરે સર્વ પદાર્થો મિથ્યા છે. માટે તારે કોઇપણ પ્રકારનો શોક કરવો

નહીં વિગેરે કહી મણીલક્ષ્મીને સમજાવી તેના મનને શાન્ત કર્યું.

ગુરૂજીનાં આવાં વચનો સાંભળી રાણી બોલી; હે મહારાજ ! ખરેખર ભગવાન વિષે પ્રીતિ રાખનારા બ્રાહ્મણો મારા જેવી ગ્રામ્ય બુદ્ધિના લોકોને ઉપદેશ કરવા માટે ઇચ્છા પ્રમાણે આ પૃથ્વિ ઉપર ફરે છે. સનત્કુમાર, નારદજી, અંગિરા, વ્યાસ, ગૌતમ વિગેરે સિદ્ધ લોકો જ્ઞાનનો ઉપદેશ આપવા સારૂ ફરે છે. માટે અજ્ઞાનમાં ડુબી ગયેલી પશુ જેવી મૂઢ બુદ્ધિ વાળી હું તેને આપ જ્ઞાનરૂપી અમૃતનું પાન કરાવી સંસાર બંધનથી મુક્ત કરો.

ગુરૂ—હે શિષ્યો ! આ પ્રમાણેનાં મણીલક્ષ્મીનાં વચનો સાંભળી ગુરૂ શ્રેયસિંધુ તેને કહેવા લાગ્યા કે, હે કલ્યાણી ! હું તને શોકમાં નિમગ્ન જોઇ તેમાંથી મુક્ત કરવા અહીં આવ્યો છું જ્યારે હું તારા સ્વામીના યજ્ઞમાં આવ્યો તેજ વખતે મને તને જ્ઞાન આપવાનો વિચાર થયો હતો; પણ તને સંસારમાં આસક્ત જાણી જ્ઞાન આપ્યું નહોતું. હે સ્ત્રી ! આ સંસારમાં અનેક વૈભવો, પૃથ્વિ, રાજ્ય, સેના, ભંડાર વિગેરે સર્વ કોઇ મોહ અને ભયને આપનારાં નાશવંત અને સ્વપ્ના જેવાં મિથ્યા છે. જીવને, આ દેહ, ઇંદ્રિઓ વિગેરે ક્લેશ આપનારાં છે. માટે તું નિર્મળ મનથી તારા આત્મસ્વરૂપનો વિચાર કરી શાંતિનો આશ્રય કર; કે જેથી તું પરમપુરૂષ પરમાત્માને પામું. આટલું કહી ગુરૂજીએ તેને, પરમાત્માનાં દર્શન કરાવવાનો આરંભ કર્યો.

---

# तृतीय तरंग,

“ મણીલક્ષ્મીનું પુત્ર શોકથી મુક્ત થવું અને તેણે કરેલી ભગવાનની સ્તુતિ. ”

---

### श्लोक.

बद्धोहीकोयो विषयानुरागी कोवाविमुक्ति विषयेविरक्तिः कोवास्तीघोरो नरकः स्वदेह तृष्णाक्षयं स्वर्गपदं कीमस्ती.

અર્થ—બંધાયો કોણ-વિષયમાં અનુરાગ પામ્યો તે. મુક્તિ કોની—વિષયથી વિરકત થયો તેની. અઘોર નર્ક કયું—દેહ ધારણ કરવોજ તેજ. સ્વર્ગ પદ કયું જેણે તૃષ્ણાનો ત્યાગ કર્યો તે.

---

**ગુરૂ**—હે શિષ્યો ! રાણી મણીલક્ષ્મીને ગુરૂ શ્રેયસિંધુએ કેટલોક બોધ આપી પરમાત્માનાં દર્શન કરાવવા રાજયોગ વિદ્યાનો આરંભ કરાવ્યો. અને સર્વ પદાર્થોનો અનુભવ કરાવી અંતે પરમપુરૂપ પરમાત્માનાં દરશન કરાવી તેના મનને શાંત કર્યું. ત્યારપછી તેના મરી ગએલા પુત્રને શ્રેયસિંધુએ પોતાની રાજયોગ વિદ્યાએ સજીવન કરી તેનાં સંબંધીઓને શોક કરતાં દેખાડયા.

**ગુરૂ**--હે જીવાત્મા ! તારાં માતાપિતા, સગાં સંબંધીઓ તારા કલેશથી અત્યંત ખિન્ન થઇ ગયાં છે તેના સામું તું જો ? અને તારા આ કલેવરમાં પ્રવેશ કરી રાજયાસન ઉપર બેશી તેના વૈભવોને ભોગવ ?

**જીવ**—હે ગુરૂજી ! હું તો કર્મવડે અનેક જન્મો લેઇ ભટકયા કરૂં છું. આપના કહ્યા પ્રમાણે આતે કયા જન્મનાં મારાં માતા પિતા હશે કે તે મારા મરી જવાથી શોક કરતાં હશે ! હું તેમનો પુત્ર છું તેથી તેઓ શોક કરતાં હોય, તો, કોઇ જન્મનો તેમનો દુશમન માની વૈર કેમ કરતાં નથી ? આ પુત્રાદિકનો સંબંધ કાંઇ નિત્યનો નથી. જીવતો અનેક યોનીઓમાં ભટકયાજ કરે છે, જીવ એક છે નિત્ય અને અવિનાશી છે, તેને પ્રીય અથવા અપ્રિય હોતું નથી. તે રાજ્યાદિકને ભોગવતો નથી. સ્વતંત્ર છે--માટે કોઇએ તેનો શોક કરવો ઘટતો નથી. હે શિષ્યો ! આ પ્રમાણેનો બોધ આપી જીવ, પેલા શરીરમાંથી નિકળીને ચાલ્યો ગયો. તેના ગયા પછી મણીલક્ષ્મીએ આશ્ચર્ય પામી સ્નેહ રૂપી ગ્રંથીને કાપી નાંખી, શોક, મોહ, ભય તથા પીડા આપનારા દુ:સહસ્નેહને છોડી દીધો.

ઉપર પ્રમાણેના ગુરૂ શ્રેયસિંધુના ઉપદેશથી રાણી મણીલક્ષ્મી અજ્ઞાનથી રહીત થઇ; અને ગુરૂ પણ રાજા, રાણીને આશીર્વાદ આપી પોતાના સ્થાનકે ગયા.

**ગુરૂ**--હે શિષ્યો ! શ્રેયસિંધુના ગયા પછી મણીલક્ષ્મીએ ગુરૂ મુખથી સંપાદન કરેલી રાજયોગવિદ્યાના પ્રભાવથી પ્રકાશમાન

થએલા મન વડે ભગવાનનાં દરશન કર્યાં, તેથી તેનાં સર્વ પાપો નાશ પામ્યાં, મન શ્વચ્છ થયું, અને ભક્તિની વૃદ્ધિથી તેના નેત્રમાં અશ્રુઓ આવી ગયાં; શરીરમાં રોમાંચ થયાં. એવા જગત કરતા ભગવાંનનાં દરશન કરી તેમની સ્તુતિ કરવા લાગી.

" મણીલક્ષ્મી સ્તુતિ કરેછે. "

હે ભગવન્! આપ અજીત છો, છતાં પણ આપને જીતેંદ્રીય પુરૂષોએ જીતી લીધા છે, અને આપે તેઓને જીત્યા છે. હે ભગવન્! જગતની ઉત્પતિ સ્થિતિ અને લય થાયછે તે આપની લીલાછે. આપ અનંત છો. તથાપિ હે ભગવાન, મનુષ્યો વિષયની કામનાઓને આપને અરપણ કરેછે તો તેઓને આપ પુનઃદેહ આપતા નથી. હે અનંત! આપના દરશનથી મારાં સર્વ પાપો નાશ પામ્યાં છે. દેવતાઓ જેમના શ્વાસની પાછળ શ્વાસલેછે. જ્ઞાનંદ્રિઓ જેમના જાણ્યા પછી જાણે છે એવા પરમાત્માને હું સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું.

હે શિષ્યો! આવી મણીલક્ષ્મીની સ્તુતિ સાંભળી ભગવાંન તેને કહેવા લાગ્યા કે હે સ્ત્રી! તારા ગુરૂ–શ્રેયસિંધુએ તને મારા સ્વરૂપ વિષે જે ઉપદેશ આપ્યો હતો તે રાજયોગ વિદ્યાથી તને મારાં દરશન થયાં અને તેથીજ તારાં સર્વ પાપો નાશ પામી તું પવિત્ર થઇ છું. આ સ્થાવર જંગમાત્મક જે જગત તે સર્વનો ભોક્તા અને ઉત્પાદક હું પોતેજ છું. હે સ્ત્રી! મનુષ્ય જ્યારે મારા બ્રહ્મ સ્વરૂપને ભૂલી જાયછે. ત્યારે તે પોતાના સ્વરૂપથી જુદો પડી સંસારમાં ઉપરા ઉપરી જન્મ મરણને પામે છે. માટે આ જગતમાં શાસ્ત્ર જ્ઞાંન તથા અપરોક્ષ જ્ઞાંન જેમાં મળી શકે છે એવા મનુષ્ય દેહને પામ્યા છતાં જેઓ આત્માના સ્વરૂપને જાણતા નથી તેઓ કોઇ પણ દિવસે મોક્ષને પામતા નથી. પ્રવૃત્તિ કલેશને આપે છે, અને નિવૃત્તિ મોક્ષ આપે છે. એમ જાણી મનુષ્યે સંકલ્પ વિકલ્પથી વિરામ પામવું. હે સ્ત્રી! તું સ્વસ્થ ચિત્તે મારાં વચનોને સંભારી હમેશાં મને પ્રસન્ન કરીશ તો થોડાજ વખતમાં જ્ઞાન વિજ્ઞાન સંપન્ન થઇ મારા પદને પામીશ. આટલું કહેતાંમાંતો ભગવાંન તેના દેખતાં અંતરધ્યાન થઇ ગયા.

ગુરૂ––હે શિષ્યો! રાણી મણીલક્ષ્મીને દર્શન અને કેટલોક જ્ઞાનનો ઉપદેશ આપી ભગવાન અંતરધ્યાન થઇ ગયા. જેઓ

ઉપર પ્રમાણેની મણીલક્ષ્મીની શ્રદ્ધા અને તેના કરેલાં કર્મોને અનુસારી તે પ્રમાણે વર્ત્તશે તો તેઓની પણ તેનાજ જેવી ગતી થશે.

**હે શિષ્યો—**હવે મણીલક્ષ્મીની શી સ્થિતિ થઇ તે સર્વે એક ચિત્તે સાંભળો ?.

# चतुर्थ तरंग.

" મણીલક્ષ્મીનું આપિંન થવું. "

### श्लोक.

**हरिर्हरति पापानि दुष्टचित्तै रपिस्मृतः**
**अनिच्छयापि संस्पृष्टो दहत्येवाहि पावकः ॥**

અર્થ—હરિ જે ભગવાન તેને ચિત્તની દુષ્ટતાથી સંભાર્યા હોય તોપણ તે પાપનો નાશ કરે છે. જેમ અજાણતામાં પણ દેવતાનો સ્પર્શ થયો હોય તો દાઝયા સિવાય રહેવાતું નથી તેમ.

—:o:—

ગુરૂ—હે શિષ્યો ! ભગવાનના અંતર્ધ્યાન થયા પછી મણીલક્ષ્મી સર્વ સ્નેહથી મુક્ત થઇ પોતાના સ્વામી માધવ સાથે રહી આનંદમાં દિવસો ગાળવા લાગી. કેટલાક દિવસો ગયા બાદ જન્માષ્ટમીના મહાન્ ઉત્સવના દિવસે મણીલક્ષ્મી, સુલોચના અને માધવ ત્રણે જણાં એકાએક પોતાના નગર બહાર રાધાકૃષ્ણના મંદિરે જઇ ચઢયાં. દર્શન વિગેરે થયા પછી માધવ બોલ્યો; અરે સ્ત્રીઓ ! આ વન કેવું સુશોભિત દેખાય છે ! જગત કર્ત્તાની કેવી અદ્દભૂત લીલા, ચાલો આપણે તેને નિહાળીએ ? આમ કહી ત્રણે જણાં ભગવાનની લીલા જોતાં જોતાં ચાલ્યાં. ચાલતાં ચાલતાં પોતે કેટલાં વેગળે ગયાં છે તેનું ભાન કોઇને રહ્યું નહી. મધ્યાન્હકાળનો સમય થવા આવ્યો હતો, એટલામાં રાણી મણીલક્ષ્મીએ, સ્ત્રીઓથી વિંટાયેલા મૈનસ નામના રૂષિને દિગંબર સ્વરૂપે એક પીંપળા નીચે બેઠેલા દીઠા. તે રૂષિ પોતાની સ્ત્રી જયાને આલીંગન કરી બેઠા હતા. તે જોઇ

રાજા બંને સ્ત્રીઓને સાથે લેઇ તેમની પાસે ગયો. રૂષિને સ્ત્રી સાથે બેઠેલા જોઇ મણીલક્ષ્મી કામાસક્ત થઇ. તેથી તેને ક્રોધ ઉત્પન્ન થયો; તેની મર્યાદા રહી નહીં, અને બોલી; હે સ્વામી! ધર્મના વક્તા એવા મૌનસરૂષિ કામાસક્તપણાથી અનેક સ્ત્રીઓના સમુહમાં નગ્નરૂપે બેઠા છે તેમને કોઇની પણ લજ્જા નથી; તે કેવું આ-શ્ચર્યકારક છે? ગુરૂ--હે શિષ્યો! આવું મણીલક્ષ્મીનું બોલવું સાં-ભળી મૌનસ રૂષિનાં સ્ત્રી જયા અત્યંત ક્રોધમાં આવી જઇ બોલ્યાં; જેણે ઘણા વખત સુધી રાજયોગ વિદ્યાના પ્રભાવે ભગવાનનાં ચર-ણાવિંદને સેવ્યાં છે તોપણ, મિથ્યાઅભિમાનનો ત્યાગ કર્યો નથી એવા રાણી મણીલક્ષ્મીની "રાજયોગ વિદ્યા નિ:ફળ થજો" કે ફરીને અમારા જેવા મહાન પુરૂષોના અપરાધ કરે નહી.

જયાનો આવો શ્રાપ સાંભળી મણીલક્ષ્મી, સુલોચના અને માધ-વ એ ત્રણે જણાં મૌનસ અને જયાને શરણે જઇ બોલ્યાં; હે પ્રભુ! હે માતાજી! તમારા શ્રાપને હું બે હાથે સ્વીકારૂં છું. જીવ આ સંસારમાં અજ્ઞાનથી મોહીત થઇ ઠેકાણે ઠેકાણે ભટકી હમેશાં સુખ અને દુ:ખ ભોગ-વે છે. શ્રાપ, અનુગ્રહ, સ્વર્ગ, નર્ક, સુખ અને દુ:ખ એમાંનું તેને કાંઇ પણ નથી. બંધનથી રહીત એકજ પરમેશ્વર પોતાની માયાવડે પ્રા-ણીઓને ઉત્પન્ન કરે છે, બંધનમાં નાંખે છે, મોક્ષ, સુખ અને દુ:ખ પણ તેજ આપે છે. તેને કોઇ શત્રુ અથવા મિત્ર નથી. તોપણ

ઇશ્વરની માયાની સૃષ્ટિરૂપ પુણ્ય પાપ કર્મ પ્રાણીઓને સુખ દુઃખનું કારણ થઇ પડે છે. હે માતાજી! મેં જે આપણનો અપરાધ કર્યો છે તેની હું ક્ષમા માગું છું. આટલું બોલી હે શિષ્યો! સુલોચના, માધવ અને મણીલક્ષ્મી-ત્રણે જણાં રૂષિ મૌનસ, અને જયાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ત્યાંથી ચાલી નીકળ્યાં.

આ ત્રણેના ગયા પછી મૌનસ રૂષિ સ્ત્રી જયાને કહેવા લાગ્યા કે-હે સુંદર નિતંબવતી સ્ત્રી જયા! અદભૂત કર્મવાળાં, નિસ્પૃહિ અને મહાત્મા એવા શ્રીહરિનાં દાસાનુંદાસ ત્રણે સ્ત્રી પુરૂષોનું મહાત્મ દીઠું? ભગવાન વિષે નિરંતર રહેનારા ભકતો સ્વર્ગ, મોક્ષ તથા નર્ક તે સર્વને સમાન માને છે. તેઓ કોઇથી ડરતા નથી. પ્રાણીને દેહનો સંયોગ થવાથી ઇશ્વરની માયાવડે સુખ, દુઃખ, સ્મૃતિ, જન્મ શ્રાપ અને અનુગ્રહ એ સર્વ દ્વંદ્વ થયા કરે છે. આ ત્રણે જણાં રાત્રી દિવસ ઇશ્વર ભક્તિમાંજ લીન રહે છે, તેઓને જાણ્યા શિવાય જે તેં શ્રાપ આપ્યો છે તે તેમને લાગનાર નથી; અને તેમની વિદ્યા ઉલટી અવિચળ થશે. શ્રી હરિને કોઇ વહાલો અથવા અળખામણો નથી. તે સર્વનો આત્મા છે માટે તેને સર્વ પ્રીય છે. આવા ભગવાનની આ મહાભાગ્યશાળી મણીલક્ષ્મી પ્રીયભકત છે. તેં તેઓના ઉપર ક્રોધ કરી શ્રાપ આપ્યો છે, તે મિથ્યા છે એમ તું જાણજે.

પોતાના સ્વામીનાં આવાં નિર્મળ વચનો સાંભળી જયા ગભરાઈ અને વિચારવા લાગી કે મેં પ્રભુના ભક્તાનો જે અપરાધ કર્યો છે તેને માટે મારે શું કરવું? ભાવીકાળ કોઇ મીથ્યા કરતું નથી. પણ હું તે શ્રાપ હવે પાછો ખેંચી લઉં તો, તેઓના અપરાધથી મુક્ત થાઉં, એમ વિચારી જયા બોલ્યાં; હું અપરાધિએ રાજા માધવ અને તેની બન્ને સ્ત્રીઓનો જે અપરાધ કર્યો છે તેને માટે હે પ્રભુ! હું તારી પાસે ક્ષમા માગી કહુ છું કે તેઓને મેં જે શ્રાપ આપ્યો છે તે શ્રાપ મિથ્યા થાઓ; અને તેમનું કલ્યાણ કરો.

ગુરૂ–હે શિષ્યો આટલું કહી જયા પોતાના કરેલા કર્મ બાબત પશ્ચાતાપ કરી સ્વામી સેવામાં ગુંથાઇ.

હવે રાણી સુલોચના, માધવ અને મણીલક્ષ્મી ત્રણે જણાં જયાના શ્રાપનો મનમાં લગાર પણ વિચાર ન લાવતાં વનની ઇશ્વરી લીલાઓને નિહાળી પોતાના સ્થાનકે આવ્યાં.

---

# प्रथम निषेध.

## " કૃષ્ણદેવની સ્થિતિ. "

કૃષ્ણદેવ, માધવનો સસરો અને મણીલક્ષ્મીનો પિતા થતો હતો. તે એક દિવસે રાત્રીએ નિદ્રાવશ થવાની ઝાઝી ઇચ્છા ન રાખતાં પોતાની નગરીમાં તેના શાન્ત માર્ગમાં આમ તેમ ફરતો હતો. તે પોતે જે ઠેકાણેથી જતો હતો તેજ ઠેકાણે પાછો આવતો, પણ પોતે ક્યાં થઇને જતો હતો તેનું તેને ભાન રહેતું નહી. એવામાં તે ઉભો રહ્યો; અને ચોતરફ જોઇ વિચાર કરતો બોલ્યો; હું ક્યાં જાઉં છું! એમ બોલતો પાછો ઘર તરફ ચાલ્યો.

કૃષ્ણદેવ યુવાન અને કાંતિવાન હતો. તેનામાં સમય સૂચકતા વાપરવાની મુખ્ય બુદ્ધિ હતી. આ વખતે રાત્રીના અગીઆર વાગ્યાનો સુમાર થયો હતો. તે પોતાના બન્ને હાથે આશ્ચર્યતાનાં ચિન્હો

કરી સાંજનો સમય હોય તેમ શાંત રીતે ફરતો હતો, તે વખતે તેના મુખમાંથી દયાજનક શબ્દો નીકળ્યા.

મારૂં અંતઃકરણ ખેદ પામે છે, હવે હું શું કરૂં ! ! ! આજે સ્હવારે મારે મારી પુત્રી મણીલક્ષ્મીને ત્યાં જવાનું હતું; પણ પોતે અશક્તિવાન્ તેથી વિચાર કરવા લાગ્યો કે, જો મારી પાસે થોડા પૈસા હોત તો હું ભાડાની ગાડી કરી તેને ઘેર જાત અને મારા આત્માને શાંત કરત. એટલામાં પોતાના ગજવામાં હાથ ઘાલ્યો તો તેમાંથી પોતાની પુત્રીના લગ્ન સમયે એક સદ્‌ગૃહસ્થે ચાંલ્લામાં આપેલી સોનાની રત્નજડીત ડબી કે જેમાં પરબ્રહ્મ પરમાત્માની મૂર્તિ ચીતરેલી હતી તે હાથમાં લેઇ મૂર્તિ જોતો જોતો ચાલ્યો; જરા આગળ ચાલી બોલ્યો, હે પ્રિયે ! તું કેવા ઉત્તમ પ્રકારની છે ! અરે ! હું આ શું બોલું છું ! આ વખતે ક્યાં છું ! એમ બોલતો કૃષ્ણદેવ થોડો વખત ત્યાં ઉભો રહ્યો. વિસામો લેઇ આગળ ચાલ્યો; અને વિચારે છે કે મારા બાપે જ્યોતિષીનો ધંધો કરી જે પૈસા પેદા કર્યા હતા તે સર્વ મેં તેમની પાછળ ખરચ્યા છે. માત્ર મારી પાસે રહેલા થોડા પૈસા તે મેં વાપર્યા. હવે મારે પૈસા માટે ઉદ્યમ કરવો જોઇએ. ઇશ્વર ઇચ્છા હશે તેમ થશે. સંકટના સમયે ધીરજ રાખવી જોઇએ. જ્યાં સુધી હું સાજો છું ત્યાં સુધી તો મારૂં ભરણપોષણ હું ગમે તે રીતે કરીશ, પણ મંદવાડના વખતે મારૂં આ ડહાપણ સમુદ્રમાં લીન થઇ જશે. સંકટના સમયે સગાં સંબંધીઓ અને મિત્રો કામમાં આવે છે. પણ ઠીક; મને સાંભર્યું કે-મારો ધર્માત્મા એક મિત્ર ઇંદ્રજીત છે તેની પાસે જાઉં. તેનો સ્વભાવ ઘણો સારો છે, તેણે મને ઘણી વખત મદદ કરીછે. તે મને કાંઈ આપશે. એમ વિચારમાં ને વિચારમાં ચાલ્યો જાય છે. મધ્યરાત્રી ગત થઇ હતી. મનુષ્યોની આવ જા બંધ થઇ હતી. તેને યાદ આવ્યું કે વખત તો વીતી ગયો છે. ઇંદ્રજીત આ વખતે ભરનિદ્રામાં હશે; હું કેવી રીતે તેને મળીશ ! તે મને કેટલાક વખતથી મળ્યો નથી. ચાલ ગમે તેમ કરી તેને મળું એમ વિચારી કૃષ્ણદેવ તેના મિત્રના ઘર તરફ ચાલ્યો. ચાલતાં ચાલતાં ઇંદ્રજીતનું ઘર નજીકમાં આવ્યું. ત્યાં તેણે કેટલાંક સ્ત્રી પુરૂષોને ગોળ કુંડાળામાં ઇશ્વરનાં કીર્તન ગાતાં દીઠાં. હજારો મનુષ્યોના સુશબ્દો સાંભળી કૃષ્ણદેવના તમામ વિચારો નાશ

પામ્યા. તે બોલ્યો; અરે ! અહીં તો હરિકીર્તન થતું લાગે છે ! હું કેવો મૂર્ખ કે, મને આજનો એકાદશીનો દિવસ જ યાદ રહ્યો નહી! મારો મિત્ર દરેક એકાદશીએ હરિકીર્તન કરાવે છે. અરે ! આ સુસ્વર કોનો સંભળાય છે? એતો કાંતાગવરીનો. તેના મુખનાં તો ઘણાંએ કીર્તનો મેં સાંભળ્યાં છે. એમ કરતાં કરતાં તે છેક નજીકમાં જઇ પહોચ્યો. આ વખતે સર્વ કોઇનાં ચિત્ત કાંતાગવરીનાં મધુરગીતમાં લીન થઇ ગયાં હતાં. તેવીજ રીતે કૃષ્ણદેવનું ચિત્ત પણ તેમાં લીન થઇ ગયું. તે, ઉભો ઉભો જોતો હતો એટલામાં તો નિદ્રા દેવીને આધીન થઇ ગયો. તેને ભાન રહ્યું નહી. તે ક્ષણમાં નીચે બેઠેલા લોકો ઉપર પડયો. તેને પડતાંજ લોકો આશ્ચર્યતાથી ઉભા થઇ ગયા; અને શું થયું ! શું થયું ! વીગેરે શબ્દો બોલવા લાગ્યા. કૃષ્ણદેવ એકદમ ગભરાતો ગભરાતો ઉઠયો, અને લજ્જાઇ સર્વના સામું જોવા લાગ્યો. આ વખતે શી, ગરબડ થઇ છે તે જોવાને ઇંદ્રજીત એકદમ ત્યાં આવી પહોંચ્યો, અને જુવે છે તો પોતાના મિત્ર કૃષ્ણદેવને દીઠે, કે તુરતજ પોતાના મિત્રને કોટે બાઝી પડયો. બન્ને મિત્રો અન્યો અન્ય મળ્યા. તેને ઇંદ્રજીતે કહ્યું; હે ભાઇ ! આ, ઇશ્વર સ્તવન પુરૂં થયા પછી આપણે મળીશું. તમો નિશ્ચિંતથી અહીં બેસો. કૃષ્ણદેવને બેસવાની જગો આપી ઇંદ્રજીત પોતાના કાર્યમાં ગુંથાયો; કૃષ્ણદેવ પણ મિત્રના ગયા પછી પોતાનું કાર્ય કેવી રીતે સિદ્ધ કરવું તેના વિચારમાં એકજ જગોએ બેશી રહ્યો.

---

# દ્વીતીય નિષેધ.

---

### "ઇંદ્રજીત તે કોણ."

---

ઇંદ્રજીત તે કૃષ્ણદેવનો એક અંગત મિત્ર હતો. તેના પિતાનું નામ બાહુજીત હતું. તેણે પોતાના પુત્રને બાલ્યાવસ્થાથી વિદ્યાવિનોદનો સંસ્કાર કર્યો હતો. પોતાનો પુત્ર સુમાર્ગે ચાલે તેવો હેતુ બાહુજીતનો હતો. ઇંદ્રજીતની માતાએ તેને છ માસનો મૂકી સ્વર્ગ-

વાસ કર્યો હતો. તેને ઉત્તમ શાળામાં વિદ્યાભ્યાસ કરાવ્યો હતો. તેથી તે મહાબુદ્ધિશાળી થયો હતો. બાહુજીત પોતાના છોકરા ઉપર સારો પ્રેમ રાખતો, અને પોતાનું હેત તેના ઉપર કેટલું છે તે તેને દેખાડતો નહીં. પિતાની આજ્ઞાનુસાર તે વર્તતો હતો. તેની વીસ વરસની ઉમ્મર થઇ ત્યારે બાહુજીતે તેને પોતાની પાસે બોલાવી કહ્યું કે, હે, પુત્ર ! તારો સ્વભાવ જોઇ હું ઘણોજ ખુશી થયો છું. હવે તું ઉમર લાયક થયોછે જેથી હું તને તારી મેળે બીજાની સહાયતા વિના દુનિઆદારીની માહીતી મેળવવા તને તારા મન પ્રમાણે વર્તવા રજા આપું છું. આપણા ઘરમાં તારી ખુશીમાં આવે તે ભાગમાં રહેવું. અને જ્યારે તારે પૈસાની જરૂર પડે ત્યારે મને કહેવું પણ હે પુત્ર ! તે પ્રમાણે વર્તતાં ભય અને અન્યાયના માર્ગમાં જઇશ નહીં. તું ભોળો છે માટે કોઇની સાથે મિત્રતા કરતાં અથવા તો તેવો સંબંધ ધરાવતાં બહુ સંભાળ રાખજે. તારા વર્તન ઉપર હું હંમેશાં નજર રાખતો રહીશ. પણ હમણાં હું તારા ઉપર જેવો વિશ્વાસ રાખું છું તેવોને તેવોજ રહે તેમ કરજે. આવું પિતાનુ વચન સાંભળી મનમાં આનંદ માની ઇંદ્રજીત પોતાના પિતાના ચરણાર્વિંદમાં પડયો; અને ઉઠીને હથ જોડી તેમના સામો ઉભો રહ્યો.

**ગુરૂ**—હે શિષ્યો ! આ પ્રમાણે ઇંદ્રજીત પોતાના પિતા સામો ઉભો રહ્યો એટલે તેઓ બોલ્યા; હે સત્પુત્ર ! થોડા વખતમાં હું તારૂં શ્રેય કરીશ. તારે માટે યોગ્ય કન્યા શોધી કહાડીશ.

આવી રીતે પિતા પુત્ર સાથે વાત ચિત થયાં કેટલાક દિવસો વીતી ગયા. કૃષ્ણદેવ સ્વતંત્ર રીતે વર્તવા લાગ્યો. તેના કોમળ અંતઃકરણને લીધે મનમાં પ્રીતિનાં અંકુર ફુટવા લાગ્યાં. કોઇને પણ કડવાં વચનો કહેતો નહીં. એક દિવસે તે પોતે પિતાના વચનને માન્ય આપી, દેવ પુજન સારૂ માળીને ત્યાં પુષ્પ લેવા ગયો, તે વખતે કૃષ્ણદેવ અને તેના કેટલાક મિત્રો લઢતા લઢતા તે રસ્તે થઇને જતા હતા. તેવામાં પેલા માળીના ઘર આગળજ તોફાન થયું. તેમાં કૃષ્ણદેવને માર પડયો. તે જોઇ માળીને ત્યાં બેઠેલા ઇંદ્રજીતે વચમાં પડી કૃષ્ણદેવને છોડાવ્યો. આજ દિવસથી અને આજ કારણથી કૃષ્ણદેવને અને ઇંદ્રજીતને મિત્રાચારીનો સંબંધ બંધાયો હતો.

ગુરૂ—હે શિષ્યો ! હવે બાહુજીત, ઇંદ્રજીત અને કૃષ્ણુદેવની સારી રીતે સર્વને ઓળખાણુ થઇ હશે. હવે જ્યાં આગળ હરિકીર્ત્તન થતું હતું ત્યાં આગળ સર્વ ચાલો. તે દિવસે એકાદશી હતી. આવ ઉત્સવોના દિવસોએ બાહુજીત હંમેશાં હરિકીર્તન કરાવતો હતો, રાત્રીના ચારેક વાગ્યાનો સમય થવા આવ્યો ત્યારે હરિકીર્તનની સમાપ્તિ થઇ, સર્વે ઉઠી ધીમે ધીમે પોત પોતાને આશ્રમોએ જવા લાગ્યાં. સર્વના ગયા પછી નીદ્રાદેવીને આધીન થએલો કૃષ્ણુદેવ એક ઠેકાણે પડયો પડયો ઉંઘતો ઇંદ્રજીત અને તેના પિતા બાહુજીતની નજરે પડયો. તેને ઉઠાડી બન્ને મિત્રો ઘરમાં ગયા અને એકજ પથારીમાં સુતા. લાગ સાધી કૃષ્ણુદેવે પોતાને લક્ષ્મીપ્રાપ્ત કરવા મિત્ર ઇંદ્રજીત આગળ વાર્ત્તાનો આરંભ કર્યો.

# तृतीय निषेधं.

### " કૃષ્ણુદેવનો સ્વાર્થ. "

કૃષ્ણુદેવ થોડીવાર વિશ્રાંતી લેઈ બેઠો થયો. તેને જોઇ ઇંદ્રજીત આશ્ચર્ય પામ્યો. કાંઇ પણુ બોલ્યા વગર તે તેની તરફ જોઇ રહ્યો. થોડીવારે ઇંદ્રજીત બોલ્યો; હે પ્રિય મિત્ર ! પરમેશ્વરેજ તારા પુન્યે કરી આજે હરિકીર્તનમાં તને અહીં મોકલ્યો. કૃષ્ણુદેવ કહે ; નાના, એમ નથી. મારી કન્યા મણીલક્ષ્મી કેટલાક વખતથી તેને સાસરે ગઇ છે તેના પહોંચ્યાની ખબર આવી નથી માટે તેને મળવા હું જાઉંછું. પણુ મારી પાસે.........આટલા શબ્દો બોલતો અટકી પડયો. ઇંદ્રજીત કહે, હે મિત્ર ! કેમ એટલેથીજ બંધ પડયો ? જે કહેતો હોય તે કહે ? આજે ચાર વાગતાના સુમારે તું ક્યાંથી આવ્યો ? કૃષ્ણુદેવ કહે, મારા પ્રિય મિત્ર ! મારા ઉપર એક મહા સંકટ આવી પડયું છે. મારી પાસે થોડા ઘણુા પૈસા હતા તે સઘળા મારે ઘેર ચોરી થઇ તેમાં નાશ પામ્યા, હવે મારે શું કરવું તે કાંઇ સુઝતું નથી; તારો સ્નેહ મને સાંભરી આવ્યો. તું મને મળીશ કે નહીં તેની મને શંકા હતી. છતાં પણુ હું અહીં આવ્યો. મારૂં

મન તને મળવાનુંજ હતું તો તું મને મળ્યોજ. બન્ને મિત્રોને આવી અરસપરસ વાતચિત થાય છે એટલામાં હે શિષ્યો ! ઇંદ્રજીત બોલ્યો, હે પ્રિય મિત્ર કૃષ્ણદેવ ! મને તો કેટલાક દિવસોથી મારા ઘરબાર ઉપરથી સ્નેહ ઉઠી ગયો છે અને જાણે ક્યાં જાઉં એમ થયાં કરે છે. યાત્રાએ જવાનું બહુ મન થાય છે. ત્યારે કૃષ્ણદેવ કહે, ઘણીજ સારી વાત છે; મનુષ્યોએ તો યાત્રા અવસ્ય કરવીજ જોઇએ. પરંતું કોઇના સારા સંઘાત વિના જવું એ મને ઉચિત લાગતું નથી. કારણ યાત્રામાં જતાં આવતાં ઘણાં દુઃખો વેઠવાં પડેછે. પણ કોઇ જાણીતા માણસો સાથે ગયા હોઇએ તો ત્યાંનાં દિવ્ય સ્થળો, દેવાલયો વિગેરે જોવાનું બને. તારે તેવા કોઇ અનુભવિ મિત્રની જરૂર જોઇએ ને એમ હોય તો હું તારી સાથે આવવાને તૈયાર છું. પ્રીય મિત્ર ઇંદ્રજીત, તમારા જેવા થોડાકજ મિત્ર મળેછે. પણ અરે હું એક વાત તો ભુલી જાઉંછું ! મને થોડા પૈસા આપ; મારે તેની જરૂર છે. ઇંદ્રજીતે કહ્યું; કેટલા પૈસા જોઇએ છે? કૃષ્ણદેવ કહે ( સ્વગત. ઠીક લાગ ફાવ્યો છે, તેણે પૂછયું ખરૂં ? ) પ્રિય મિત્ર ! પાંચસેજ રૂપીઆ જોઇશે. હું તને થોડા વખતમાં તે પાછા આપીશ. ઇંદ્રજીત કહે, મિત્ર ! મિત્રાચારીમાં કાંઇ પૈસાનો હિસાબ હોતો નથી. મારી પાસે સો, સો, રૂપીઆની પાંચ નોટો છે તે હું ખુશીથી તને આપું છું તે તું લઇ જા. એમ કહી પાંચ નોટો તેને આપી. તે લઇ ખુશી થતો પોતાના ઘેર ગયો.

કૃષ્ણદેવના ગયા પાછી બીજે દિવસે ઇંદ્રજીત પોતાના પિતાને મળ્યો અને પોતાને યાત્રાએ જવાની ઇચ્છા થઇ છે વિગેરે હકીકત કહી.

બાહુજીતે, ઇંદ્રજીતને કેટલાક પૈસા આપ્યા અને કહ્યું કે હે પુત્ર ! સંભાળથી યાત્રા કરી વહેલા આવજે. જવાની તૈયારી થઇ. ઇંદ્રજીતના મનમાં ઘણોજ આનંદ થયો; અને પિતાને સાષ્ટાંગ દંડવત્ કરી આશીર્વાદ લેઇ બન્ને મિત્રો પોંતાની નગરીથી ચાલી નીકળ્યા.

ચાલતાં ચાલતાં કેટલાક ચાલ્યા ત્યારે કૃષ્ણદેવે ઇંદ્રજીતને કહ્યું કે હે મિત્ર ! તમારે પ્રથમ કયાં જવું તે કહો ? ઇંદ્રજીત બોલ્યો: ભાઈ ! મેં ક્યાં જવું એનો કાંઇ નિશ્ચય કર્યો નથી પણ પ્રથમ આપણે પુષ્કરક્ષેત્રમાં જઇએ. કૃષ્ણદેવ કહે ભાઈ ! મારો પણ

એવોજ વિચાર છે. હું કેટલો બધો ઉપકૃત્ય થયો છું. મિત્રની સાથે યાત્રા કરવામાં કેટલો બધો આનંદ થાય છે ! આપણે પ્રાચિન મથુરા, ભવ્ય ગોકુળ, કાશી, અયોધ્યા જગદિશ વિગેરે જોઇશું. ઇંદ્રજીત કહે વાહ ! વાહ ! મિત્ર ! તારા સંબંધથી મારૂં ભાગ્ય ઉઘડયું. આમ કરતાં હે શિષ્યો ! તેઓ બંને જણા સિદ્ધક્ષેત્રમાં આવી પહોંચ્યા અને એક ધર્મશાળામાં મુકામ કર્યો. ઇંદ્રજીતે ત્યાં એક રાત્રી પડી રહેવાનો વિચાર કર્યો. ભોજન કરી બંને જણા નિદ્રાવશ થયા. સર્વત્ર ચંદ્ર પ્રકાશ થઇ રહ્યો હતો, તેવીજ રીતે સઘળે શુન્યકાર પણ થઇ ગયું હતું. બંને જણા દીર્ઘ વિચારમાં સ્વપ્નાવાળી શાંત સ્થિતિમાં નીરાંતે લસલસાટ ઉંઘી ગયા. બીજે દિવસે તેમણે ત્યાંથી ઉપડી પચીસ ગાઉ વેગળે બીજો મુકામ કર્યો. પ્રથમ પેઠે રાત્રી નિર્ગમન કરવાનો ઠરાવ કરી ત્યાં રહ્યા. ચાલવાના પરિશ્રમથી થાકી ગયા હતા. તો પણ કૃષ્ણદેવે તેજ રાત્રીએ પોતાનો ઉદ્યોગ પરિપૂર્ણ કરવાની તૈયારી કરી. રાત્રીના દશ વાગ્યાના સુમારે ઇંદ્રજીત બરોબર નિદ્રાવશ થઇ ગયો. તે વખતનો લાભ લેઇ કૃષ્ણદેવે ઇંદ્રજીત પાસેના રૂપીઆ તે જાણે નહીં તેમ લેઇ લીધા; અને ધર્મશાળાથી કેટલાક વેગળા જઇ પેલા રૂપીઆ પૃથ્વિમાં દાટી પાછો પોતાને ઠેકાણે આવી સુતો. ચાર વાગ્યાનો વખત થયો. કુકડાં જાગ્યાં અને કુકડે કુક વિગેરે શબ્દોથી મનુષ્યોને ઉઠાડવા લાગ્યાં. મનુષ્યો ઉઠશે આવો વિચાર કરી કૃષ્ણદેવ બુમ પાડતો ઉઠયો: કે ચોર છે !·! ચોર છે ! ઉઠો ? ઉઠો ? પકડો ? પકડો ! આ અમારા પૈસા લઈ જાય છે. કૃષ્ણદેવની બુમો સાંભળી ઇંદ્રજીત એકદમ ગાભરો ઉઠયો અને કયાં છે ! કયાં છે વિગેરે કહેતો હાથમાં લાકડી લેઈ દોડવા લાગ્યો. તેની સાથે કૃષ્ણદેવ પણ ધર્મશાળાના દરવાજા તરફ દોડવા લાગ્યો. પેલો જાય, પેલો જાય એમ બુમ પાડતા કેટલાક વેગળા જઇ ઉભા. કૃષ્ણદેવ તો બુમો પાડતો રડતો રડતો કહેવા લાગ્યો. કે હે ભાઇ ! હવે આપણે શું કરીશું વિગેરે શબ્દોથી ઇંદ્રજીતને પોતાનો વિશ્વાસ બેસાડવા લાગ્યો. ઇંદ્રજીત કહે, હે ભાઇ તું કોઇ રીતે ચીંતા કરીશ નહીં. થવા કાળ આગળ કોઇ ડાહ્યું નથી. નશીબમાંથી ઉતર્યું હોયતોજ જાય છે તે શિવાય જતું નથી માટે મિથ્યા શોક કરવો તું મુકી દે, એમ કહી કૃષ્ણદેવને શાંત પમાડયો. એમ કરતાં દિવસ ઉગ્યો કે બંને જણા ત્યાંથી ચાલ્યા અને ચોરી

નો તપાસ કરવા લાગ્યા પણ સર્વ વ્યર્થ ગયું. કૃષ્ણદેવ તો મનમાં ઘણોજ ખુશી થયો અને પેલા પૈસા કેવી રીતે લઇ જવા તેના વિચારમાં પડયો. કૃષ્ણદેવ પોતે મિત્રની સાથે યાત્રા કરવા નીકળ્યો છે અને પોતાના સંબંધથી મિત્રનું નુકશાન થયું છે તે બગભગતની પેઠે દેખાડતો બોલ્યો; હે મિત્ર ઇંદ્રજીત ! મારૂં અંતઃકરણ આપને જે નુકશાન થયું છે તેને માટે ખિન્ન થાયછે, અને હવે પછી આપની સાથે બીજે સ્થળે તે, આવવા ઇચ્છા ધરાવતું નથી; માટે આપ આપની મેળે એકલા સુખે યાત્રા કરી વહેલા ઘર તરફ પધારજો.

કૃષ્ણદેવને ઇંદ્રજીતે બહુ બહુ પ્રકારે સમજાવ્યો તોપણ પોતાનામાં કપટ હતું જેથી સમજ્યો નહીં અને મિત્રની પાસે રજા લેઇ પોતાના ઘર તરફ ચાલી નીકળ્યો.

---

# ચતુર્થ નિષેધ.

---

**" કૃષ્ણદેવનું પોતાની પુત્રીને ઘેર જવું અને તેનો વિયોગ. "**

હવે આપણે માધવની પ્રથમની સ્ત્રી મણીલક્ષ્મીની કેવી સ્થિતિ થઇ છે તે જોઇએ.

મિત્ર, ઇંદ્રજીતની પાસેથી મેળવેલા અધર્મના પૈસા લઈ ખુશી થતો થતો કૃષ્ણદેવ પોતાની પુત્રી મણીલક્ષ્મી પાસે આવી પહોંચ્યો.

કૃષ્ણદેવ, પોતાની પુત્રી અને જમાઇ માધવને મળી ઘણોજ ખુશી થયો. અને કેટલાક દિવસ ત્યાં રહી પુત્રીને તેડી પદ્માવતી તરફ ચાલ્યો. પદ્માવતી દશેક ગાઉ બાકી હશે તેટલામાં સૂર્યાસ્તના સમયે તેઓ બન્ને જણાં એક નદીના કીનારા ઉપર આવી પહોંચ્યાં. તેનો દેખાવ અત્યંત રળીયામણો હતો. ઠેકાણે ઠેકાણે લીલોતરી છવાઇ ગઇ હતી ચાતુર્માસનો વખત હતો. ચારે બાજુએથી જળના પ્રવાહના શબ્દો સંભળાતા હતા. ત્યાંનો દેખાવ અત્યંત ગંભીર અને ભવ્ય હતો. તે પ્રદેશની શાંત મનોવેધકતાથી કૃષ્ણદેવ અને તેની કન્યા વિસ્તૃત થયાં.

**મણીલક્ષ્મી**—હે પિતાશ્રી ! આ પ્રદેશનો દેખાવ કેવો મનોરંજક છે ! આ રસ્તે થઇને ચાલવું મને ઘણુંજ સારૂં લાગે છે. પુત્રીના કેટલાક પ્રશ્નોના પ્રત્યુત્તરો આપી તેના મનને શાંત કર્યું. કલાકેક ચાલ્યા પછી એવી એવી જગાઓ તેમને આવી કે તે જોઈ ઘણાંજ ખુશી થયાં. એટલામાં સાયંકાળનો સમય થયો. પક્ષિઓ ઝાડો ઉપર પોત પોતાના માળામાં આવી ભરાયાં. મનુષ્યો અને પશુ પક્ષિઓના શબ્દો શાંત થયાં. ઘુવડો અને ચીબડીઓના ઉદ્યોગો શરૂ થયા. કૃષ્ણપક્ષની રાત્રિએ પોતાનું પ્રાધાન્યપણું દર્શાવ્યું. બન્ને જણાંની ચક્ષુઓએ દશે દિશાઓનો દેખાવ શાંત પડી ગયો અને આખરે કંટાળી અધવચ વિશ્રાન્તી લેવાનો વિચાર કર્યો. મણીલક્ષ્મી યુવાન કન્યા હતી. તેનો દેખાવ ઘણોજ માધુર્યયુક્ત હતો. તેની ઉમર આશરે ઓગણીસ વરસની હતી. તેની મુખકાંતી સ્વચ્છ, અને સુંદર ગૌરવર્ણની હતી. રાત્રીના આઠેક વાગાનો સમય થયો હશે, તે વખતે પિતા પુત્રીએ શ્રમ થકી એક ઝાડ નિચે વિશ્રાંતી લીધી. રાત્રી શુન્યકાર લાગતી હતી. મધ્યરાત્રીના સમયે ચંદ્રોદય થયો. ચંદ્ર પ્રકાશને કલાકેક થયા પછી આકાશમાં એકાએક ભયંકર વાદળ ચઢી આવ્યું. ચારે બાજુએ વીજળીના ચમકારાઓ થવા લાગ્યા. એટલામાં તે પ્રદેશમાં ફરતા ચોર લોકો આ પિતા પુત્રી જ્યાં બેઠાં હતાં ત્યાં આવી પહોંચ્યા. કૃષ્ણદેવે મહા મહેનતે મિત્ર ઇંદ્રજીતના જે રૂપીયા લેઇ લીધા હતા તે આ, પ્રસંગે ચોર લોકોના ઉપયોગમાં આવ્યા. કૃષ્ણદેવને અર્ધ મરણાંગત કરી પૃથ્વી દેવીને સ્વાધિન કરી, મણીલક્ષ્મીને જબરજસ્તીથી પોતાના જંગલના રહેઠાણે લેઇ જવા લાગ્યા; પણ ઇશ્વર ઇચ્છાએ તે વખતે જે આકાશમાં વીજળીના ચમકારા થતા હતા તેની સાથે મેઘરાજાએ પણ પોતાની પ્રસાદી આપવા માંડી. મણીલક્ષ્મી અને ચોરોની વચ્ચે રગઝગ થવા લાગી; તે ઘણીજ બ્હીની અને નિશ્વાસ નાંખતી પોતાના પિતાને બોલાવવા લાગી; એવામાં એક મોટા શબ્દની સાથે ચોર. લોકોના ઉપર વીજળી દેવીએ પોતાનું પ્રાબલ્ય દેખાડી તેઓને સ્વધામમાં મોકલ્યા. મણીલક્ષ્મી પણ વીજળી દેવીના મહા શબ્દથી અને તેના આકર્ષણથી સ્તબ્ધ બની ગઇ; તેની વાચા એકદમ બંધ થઇ ગઇ. તે પોતાની ચક્ષુઓ ઉઘાડી શકી નહિં; અને મૂર્છા આવવાથી પૃથ્વી ઉપર પડી ગઈ. કેટલીકવારે તેને શુદ્ધિ આવી. આગળ

પાછળ જોવા જાય છે તો ચોર લોકોને મરણ પામેલા જોઇ પોતાની પણ આજ દશા પ્રાપ્ત થશે આમ જાણી ભયભીત થઇ ગઇ. તેને તેજ વખતથી અત્યંત દુઃખ પ્રાપ્ત થયું. તે એ કે તેના અરધા શરીર ઉપર વીજળીનો સપાટો આવ્યો હતો જેથી તેનું અર્ધું શરીર કાળું સ્યામ જેવું થઇ ગયું હતું. અને વાચા પણ બંધ થઇ ગઇ હતી. પોતાની આવી સ્થિતિ જોઇ બેબાકળી બની જવાથી તેની ચિત્તવૃત્તિ ભ્રમિત થઇ ગઇ.

કૃષ્ણદેવ જે મૂર્છી શરણ થયો હતો તેને બીજે દિવસે શુદ્ધિ આવી, તે આજુ બાજુ કન્યાને શોધતો ભટકવા લાગ્યો. તેના મનમાં પરિપૂર્ણતા હતી કે વીજળીના સંયોગે કન્યાનું અકાળ મૃત્યુ થયું હશે. ચાલતો ચાલતો જતો હતો તેવામાં પેલા ચાર ચોરોની લાસો તેની નજરે પડી, પરંતુ પોતાની પુત્રીને દીઠી નહીં.

પેલા ચોરોના બીજા સોબતીઓ હશે તેઓએ રાત્રે પેલા પોતાના રહેઠાણે આવેલા નહીં જેથી તેઓની તપાસ શરૂ કરી, તો સવારે ચારે ને મરણ પામી પૃથ્વી ઉપર પડેલા જોયા. લગાર દિલગીર થઇ ચારે બાજુએ જુએ છે તો એક થેલી પડેલી તેઓની નજરે પડી તેમાં ઇંદ્રજીતના લેઇ લીધેલા રૂપીઆ હતા. તે જોઇ અત્યંત ખુશી થઇ તે લેઇ પોતાના રહેઠાણે ચાલતા થયા. કૃષ્ણદેવ પણ પોતાની પુત્રીના અનેક વિચારો કરતો તેની શોધમાંને શોધમાં તેજ વનમાં ફરવા લાગ્યો.

# पंचम निषेध,

## " મણીલક્ષ્મીની સ્થિતિ, "

જેની ચિત્તવૃત્તિ ભ્રમિત થઇ ગઇ છે તે મણીલક્ષ્મી કિંચિત્ ભાન આવવાથી જે ઠેકાણે તેના ઉપર વીજળી દેવીએ આકર્ષણ કર્યું હતું તે જગાને છેલ્લા પ્રણામ કરી ત્યાંથી ચાલી. ચાલતાં ચાલતાં કેટલાક ગાઉ ચાલી નીકળી; પોતાના પિતાની નગરીનું તેને લગાર પણ ભાન રહ્યું નહીં. જેને પોતાના દેહનું ભાન રહ્યું નહિં તેને તે

ક્યાંથીજ રહે. દરરોજ ઝાડ પ્યાલો, ફુળ ફળાદિક પ્રાશન કરી તેણે ચાતુર્માસ અતીદુઃખ–સહન કરી નિર્ગમન કર્યો. આ વખતે ઝાડનાં પાંદડાં ખરી પડતાં હતા. સઘળે ઠેકાણે લીલોતરીઓ ઓછી થતી હતી. જે ઝાડનાં પાંદડાં પ્રથમ છાયા આપી તેને સંતોષ પમાડતાં હતાં તેજ પાંદડાં હાલમાં પગ તળે ચગદાયા કરે છે. જ્યાંથી તે ખરી પડયાં હતાં ત્યાં ફરીથી નવીન કુંપળો ફુટી રહી છે, આવા સમયે ગરીબ બિચારી અનાધાર મણીલક્ષ્મીને ઇશ્વર સાનુકુળ થયો. તેની ચિત્તવૃત્તિ સ્થિર થઇ તેણે વિચાર્યું કે–જે પત્રો હાલ મારા પગ તળે ચગદાય છે તે હું પોતે કોઇ દિવસ માટી થઇ નાશ પામીશ; અને પુનરપી ઉત્પન્ન થઇશ. મનુષ્યનું આયુષ્ય આ પત્રો કરતાં વિશેષ છે એવું તેઓ અભિમાન ધરાવે છે; પણ જ્યારે આ પંચમહાભુતનો દેહ હજારો વરશે તે તત્વોમાં લીન થઇ જશે ત્યારે તેની પાછળ શું અવશેષ રહેશે તેનો કોઇને પણ વિચાર થતો નથી. તેવીજ રીતે આ પત્રો પૃથ્વી ઉપર પવનના વેગે દશે દિશામાં આમ તેમ ઉડયા કરે છે એ પણ ભાવી કાળજ છે.

પ્રથમ પિતા સાથે જ્યારે મારા સાસરેથી પાછાવતી જતી હતી તે વખતે વર્ષા રૂતુના દિવસો હતા. તે દિવસે મનુષ્યોનાં મન કેવાં પ્રફુલીત રહેતાં હતાં! મારૂં પણ અંતઃકરણ તે વખતે પ્રફુલીત રહેતું હતું. પણ આ સમયે તો માત્ર સઘળે ઠેકાણે જંગલ સમાન ભાસે છે. અરે! તે દિવસે હું મારા પિતાશ્રીની સાથે સૂર્યાસ્ત કાળે ચાલતી હતી તે વખતમાં અને આજના વખતમાં કેવો ફેરફાર!!!

ગુરૂ—હે શિષ્યો! ભોળી ભામીની મણીલક્ષ્મીને રૂતુઓનું અવલોકન કરતાં કરતાં કેટલાક દિવસો વિતી ગયા. પોતાના પિતાનો વિયોગ થયો છે તેને સંભારતી મનમાં અત્યંત ખિન્ન થઇ મોટા ધાંટા પાડી હે પિતા! હે પિતા! આ, તમારી પશુવત્ બાળાને મુકીને કયાં સિધાવ્યા! અરે દૈવ! તું હવે કયારે પિતા પુત્રીનો મેળાપ કરાવીશ! વિગરે વિલાપોના શબ્દો બોલતી આંખમાંથી આંસુઓ કાઢી રડતી ઇશ્વરને સંભારવા લાગી. તેના વિલાપીત શબ્દોથી ઇશ્વર તેને સાનુકૂળ થયા કે તેજ વખતે ભયભીત થએલી મણીલક્ષ્મીની વાચા જે બંધ થઇ ગઇ હતી તે એકદમ ઉઘડી ગઇ.

પોતાના પિતા અને સ્વામીના વિયોગથી જેનું અંતઃકરણ

ખિન્ન થએલું છે એવી મણીલક્ષ્મી પોતાની વાચા ઉઘડી તેને માટે ઇશ્વરની સ્તુતિ કરી મોટી આભારી થઇ. કેટલાક દિવસથી જેનો વિયોગ થયો છે એવા પિતાશ્રીને મળવાને તેની ઇચ્છા થઇ. તેને દિવસો મોટા લાગવા લાગ્યા. પોતાના આત્માને દેહાંત કરવાનો તે વારે ઘડીએ વિચાર કરતી. જ્યારે જ્યારે તેને આવા વિચારો થતા ત્યારે ત્યારે તેને આકાશ માર્ગથી કોઇનો શબ્દ સંભળાતો કે "આત્મઘાત કરે તેના સાત જન્મ તેવાને તેવાજ જાય છે." જ્યારે તે આવા શબ્દો સાંભળતી ત્યારે તેને ઘણુંજ આશ્ચર્ય લાગતું; ને પોતાના જીવાત્માને શાંત કરતી કે કાલે સહવારે હું મારાં સર્વ કુટુંબીઓને મળીશ.

આમ કરતાં ગરીબ બિચારી મણીલક્ષ્મીને ઘણા દિવસો વિતી ગયા. તેણે ઘણાં દુઃખો વેઠી ચાતુર્માસ કાઢયો હતો, તેજ પ્રમાણે શિયાળાનો પ્રથમ માસ પણ કાઢયો. આવા દુઃખી વખતમાં શિયાળાના બીજા માસના આરંભમાં આ બીચારી જે પ્રદેશમાં ભટકતી હતી ત્યાં તે એક વટેમાર્ગની નજરે પડી. તેને ઘણીજ કસ્ય થયેલી જોઇ પેલાને દયા આવી. તેણે મણીલક્ષ્મી પાસે જઈને પૂછયું કે, હું તમને આવાં બેહબાકળાં અને કસ્ય થએલાં જોઇ પુછું છું કે તમોને આવી સ્થિતિ થવાનું જે કારણ હોય તે, જો, કહેવા લાયક હોયતો કહો ? હું તમોને મારાથી બનતી મહેનત લેઇ સુખી કરવા પ્રયત્ન કરીશ મણીલક્ષ્મીએ પોતાની સઘળી હકીકત તેને કહી. તેને ઘણીજ દયા આવી. તેની પાસે થોડું ઘણું ભાતુ હતું તે તેણે તેને આપ્યું. તેજ દિવસે ગરીબ બિચારી મણીલક્ષ્મીએ પાંચ માસે અન્નનું મુખ દીઠું.

પેલો માણસ કેટલીકવાર તેની પાસે બેઠો અને સારવાર કરી બોલ્યો; હે બાળા ! હું તમોને મારી શક્તિ પ્રમાણે મદદ કરીશ અને તમો મારે ઘેર ચાલો.

ગુરૂ—હે શિષ્યો ! આ પ્રમાણે પેલા વટેમાર્ગુની નમ્રવાણી સાંભળી મણીલક્ષ્મી તેને ઘેર ચંદ્રાવતી નગરીમાં ગઇ. ચંદ્રાવતીમાં પેસતાંજ મણીલક્ષ્મીને તેના પિતાશ્રીની મુખકાંતી સમાનનો એક પુરૂષ પોતાની સામે આવતો નજરે પડયો. તેને જોઇને તેની આંખોમાંથી ચોધારે આંસુઓ વહેવા લાગ્યાં પણ તે કોઇ બીજોજ પુ-

રૂપ નીકળ્યો. પોતાનાં આંસુ લુછીને તે, પેલા માણસની સાથે સાથે ચાલવા લાગી. ચંદ્રાવતીમાં પેલા માણસનું ઘર આવ્યું; તેની જોડે ઘરમાં ગઇ. આ નવીન યુવતીને પોતાના છોકરા સાથે ઘરમાં આવેલી જોઇ પેલા માણસની વૃદ્ધ માતા બોલી; અરે બાઇ ! તારે શું જોઇએ છે તે મને કહે? તેવામાં પેલા માણસની સ્ત્રી બોલી; અરે સાસુજી! જુઓ તો ખરાં ! આનું શરીર કેટલું બધું કૃશ થઇ ગયું છે? તે જાણે અત્યંત દુ:ખમાં ડુબી ગઇ હોય તેમ જણાય છે. આવી યુવાન્ આપણને દયા ઉપજાવે એવી પગે ચાલીને આવી, વસંત રૂતુની શીતળતામાં કયાં જતી હશે ! આવા દયાજનક શબ્દો સાંભળી મણીલક્ષ્મીની આંખમાંથી આંસુઓની ધારા ચાલવા લાગી. પેલા માણસે તેને રડતી છાંની રહેવા કહ્યું, તેની વૃદ્ધ માતા બોલી: અરે ! આ, તારૂં અરધું શરીર કાળું અને અરધું ધોળું દેખાય છે, તે, તારા જન્મથીજ છે કે તને કાંઇ રોગ થયો હતો તેથી આવું થયું છે તે કહે ? પેલા માણસની સ્ત્રી બોલી સાસુજી આપણે પહેલાં આ બાઇને ખાવાનું આપીએ અને પછીથી તેને સર્વ પુછીએ; કારણ તેને ક્ષુધા ઘણી લાગી હોય તેમ જણાય છે ટાઢથી તેના દાંત કડકડતા હતા તેથી ઘરનાં માણસોએ તેને તાપે તાપવાને કહ્યું: એટલે મણીલક્ષ્મી નજીકની સઘડીમાં તાપ હતો ત્યાં જઇ તાપવા બેઠી. હે શિષ્યો ! તે વિચારવા લાગી કે મારે માટે આ માણસો જે મહેનત કરે છે તેનો બદલો હું કેવી રીતે આપીશ ! આમ વિચારતી મણીલક્ષ્મી એકાએક રડવા લાગી. તેને રડતી જોઇ સર્વની આંખમાં આંસુઓ આવી ગયાં અને તેને રડતી બંધ રાખવા અનેક શાંતીનાં વચનો કહેવા લાગ્યાં. મણીલક્ષ્મી પોતાની આગતા સ્વાગતા સારી રીતે થઇ તે જોઇ મનમાં જરા આનંદ પામી.

**વૃદ્ધ ડોશી**—અરે ! તું તારા પિતાથી અને સ્વામિથી વિખુટી પડી હોઉં એમ લાગે છે, માટે જેવું હોય તેવું કહે ? .

**મણીલક્ષ્મી**—હે માતુશ્રી ! આપના કહેવા પ્રમાણે જ છે.

**ગુરૂ**—હે શિષ્યો ! ઉપર પ્રમાણે વૃદ્ધ ડોશી અને મણીલક્ષ્મી તેમજ તેનાં સગાં સંબંધીઓ ભેગાં થઇ વાતો કરતાં હતાં એટલામાં એક આશ્ચર્યકારક બનાવ બન્યો; તે એ કે, મણીલક્ષ્મીનો પિતા

કૃષ્ણદેવ પોતાની પુત્રિની શોધ કરતો, ભટકતો ભટકતો ભીક્ષા માગતો આ ઠેકાણે આવી ચઢ્યો.

---

# षष्ठम निषेध,

## " મણીલક્ષ્મી અને કૃષ્ણદેવનો સમાગમ અને તેમનું પદ્માવતીમાં આવવું "

---

કૃષ્ણદેવ ક્ષુધાને દુઃખે ભીક્ષા માગતો ફરતો ફરતો પદ્માવતીમાં જ્યાં પોતાની પુત્રિ મણીલક્ષ્મી હતી ત્યાં આવી પહોંચ્યો. ભીક્ષા માગવા દીનતા ભરેલું પોતાનું મુખ કરી યાચના કરવા લાગ્યો: તે કોણ બોલે છે તેમ જોવાને મણીલક્ષ્મીએ પોતાનું મુખ તેના બણી કર્યું; તો તેણે પોતાના પિતાને દીઠા. તેને જોઇ મણીલક્ષ્મીની આંખમાં હર્ષનાં આંસુઓ આવી ગયાં: અને એકદમ ઉઠી દોડતી પોતાના પિતાની ડોકે બાઝી પડી.

આ બનાવ જોઇ સઘળાઓ આશ્ચર્ય પામી ગયાં. કૃષ્ણદેવ પણ આશ્ચર્ય પામી વિચારવા ગયો કે આ કોણ હશે કે મને એકદમ બાઝી પડી! તેના મનમાં લગાર પણ અંદેશો આવ્યો નહીં કે આ મારી પુત્રિ હશે; કારણ તેની કાન્તી પ્રથમ જે હતી તેમાં અને હાલમાં ઘણોજ તફાવત હતો, જ્યારથી તેના ઉપર વિજળી પડી હતી ત્યારથી તેની તમામ સૌંદર્યતા નાશ પામી હતી તેથી તેણે તેને ઓળખી નહીં. મણીલક્ષ્મી કહે પિતાશ્રી! કેમ બોલતા નથી? આવા નિર્દય કેમ થઇ ગયા? વિગેરે શબ્દો બોલતી મૂર્છા ખાઇ તુરતજ પૃથ્વી ઉપર પડી. સઘળાંઓ આ, આશ્ચર્યકારક બનાવ જોઇ દિગ્મૂઢ બની ગયાં;. અને મણીલક્ષ્મીની આસનાવાસના કરવા મંડી ગયાં. થોડીવારે તેને ભાન આવ્યું. કૃષ્ણદેવને, અરે પિતા! આ શબ્દ સાંભળી શંકા થઈ કે—આ, મારી પુત્રિ મણીલક્ષ્મી હશે!! ના, ના, તે નહીં. અરે! એનું સ્વરૂપ કેવું હતું! તે અત્યાર સુધી કયાંથી જીવતી હશે! પણ અરે ઇશ્વર! એમ પણ હોય કે તે, એજ! કોણ બેટા મણીલક્ષ્મી! હા! પિતાશ્રી હું પોતેજ!

આટલા શબ્દો બોલતાં બંને જણાંની આંખમાંથી અશ્રુઓની ધારાઓ ચાલવા લાગી; અન્યો અન્ય ભેટી પડયાં. કૃષ્ણદેવે મણી-લક્ષ્મીને પોતાની છાતી સરખી ચાંપી અશ્રુઓ વડે ભીંજવી દીધી; અને નિશ્ચિંતતાથી ત્યાં બેઠાં. બંને જણાંએ પોત પોતાને વિતેલી સઘળી હકીકતો કહી. અને શાન્ત થયાં. સર્વેને, આ પિતા પુત્રીનાં દુઃખો સાંભળી આંખમાંથી આંસુઓ નીકળી પડયાં. તે બંને જણાંને ભોજન કરાવ્યું; અને વિશ્રાંતી લેવરાવી. રાત્રી મહા આનંદમાં પિતા પુત્રીએ નિર્ગમન કરી.

સૂર્યોદય વખતે પિતા પુત્રી બંને જણાં ઉઠયાં અને ઘરનાં તમામ માણુસોએ પોતાના ઉપર જે ઉપકાર કર્યો છે તેને માટે ક્ષમા માગી પોતાને ઘેર જવાની રજા માગવા લાગ્યાં.

પિતા પુત્રીના સંયોગથી સર્વે ખુશી થયાં અને સહવારમાં બંને જણાં ત્યાંથી ચાલી નીકળ્યાં. ગરીબ બિચારી મણીલક્ષ્મીથી ઉતાવળું ચલાતું નહોતું. કારણ જ્યારથી તેના ઉપર વિજળી પડી હતી ત્યારથી તેના શરીરના કેટલાક અવયવો લુલા થઇ ગયા હતા. ચાલતાં ચાલતાં જ્યારે થાકે ત્યારે ઝાડ તળે અથવા પથ્થર ઉપર બેસતાં; અને પાછાં ચાલતાં. વખતો વખત મણીલક્ષ્મી વિશ્રાંતી લેવા બેસતી હતી. એવા પ્રકારે ચાલતાં ચાલતાં સાયંકાળના સમયે તેઓ પોતાની નગરી પદ્માવતીમાં આવી પહોંચ્યાં.

**ગુરૂ**—હે શિષ્યો ! આ પ્રમાણે પિતા પુત્રી અત્યંત દુઃખ ભોગવતાં પોતાની નગરીમાં આવી દિવસો ગાળવા લાગ્યાં. મણીલક્ષ્મીને પિતાને ઘેર આવ્યા પછી એક અઠવાડીઊં સખત તાવ આવ્યો. તેની જીવવાની પણ આશા રહી નહોતી; પરંતુ ઇશ્વર ઇચ્છાથી સાજી થઇ. મણીલક્ષ્મી પોતાના પિતાને ઘેર રહી દીવસો સુખ શાંતિમાં ગાળવા લાગી. તેણે એક દિવસે પોતાના સ્વામિને પોતા ઉપર જે, જે, સંકટો પડયાં હતાં તે સર્વેનો એક પત્ર લખીને મોકલ્યો. હવે હે શિષ્યો ! આપણે મણીલક્ષ્મીના પતિ માધવની સ્થિતિ સંભાળીએ.

# पंचम तरंग.

"મણીલક્ષ્મી અને માધવનું મળવું તથાં સુલોચનાનો વિયોગ."

## श्लोक

येषां नविद्या न तपो न दानं ज्ञानंच शीलं नगुणोन धर्मः ॥
ते मृत्यु लोके भुवीभार भूता मनुष्य रुपेण मृगाः श्वरंति ॥

**અર્થ**—જે મનુષ્યોમાં વિદ્યા નથી, તપ નથી, દાન નથી, જ્ઞાન નથી, શિયલવ્રત નથી, કોઈ પ્રકારનો ગુણ નથી, કોઇ પ્રકારનો ધર્મ પાળી શકતો નથી, તે આ મૃત્યુલોકમાં કેવળ માત્ર આ પૃથ્વીને ભાર કરનારો મનુષ્યના દેહ વડે કરીને મૃગ પશુના સમાન ફરે છે.

માધવ પોતાની સ્ત્રી સુલોચના સાથે તેના સાસરે રહી દિવસો ગાળે છે. એક દિવસે તેને પોતાની પ્રથમની સ્ત્રી મણીલક્ષ્મી સાંભરી આવી. તેને યાદ આવ્યું કે, મેં મારી સ્ત્રી સુલોચનાને રાજયોગ વિદ્યા સંપાદન કરાવી જીવન મુક્ત કરી છે અને ગરીબની દીકરી મણીલક્ષ્મી એમને એમ સંસાર ચક્રમાં ભટકયાજ કરશે તે મારા જેવા સ્વામીને ઉચીત્ નથી માટે મારે તેને અહીં તેડાવી જીવનમુક્ત કરવી જોઇએ.

**ગુરૂ**—હે શિષ્યો ! માધવ આ પ્રમાણેના વિચારમાં બેઠો છે એટલામાં સિપાઇએ આવી એક કાગળ તેના હાથમાં આપ્યો. અને બોલ્યો; હે મહારાજાધિરાજ ! કોઇ માણુસ આ કાગળ લઇને આવ્યો છે; તુરતજ માધવે કાગળ ઉઘાડયો અને વાંચ્યો; વાંચતાંજ તેનું હૃદય એકદમ ભરાઈ આવ્યું અને બોલ્યો; અરે દૈવ! આ શું! આવું દુઃખ! અરે કોણુ છે? સિપાઈ ? આ કાગળ લાવેલા માણુસની ખાવા પીવાની તજવીજ કરો ? આટલું કહી પોતાના સસરા ઉપર મણીલક્ષ્મીને પો-તાને ત્યાં મોકલી દેવાનો એક પત્ર લખી તૈયાર કરી મુકયો. થોડી-વારે પેલો આવેલો માણુસ ખાઇ પી પરવારીને માધવ પાસે આવ્યો.

તેને પોતે લખેલો પત્ર આપ્યો. તે લેઈ પેલો માણસ ત્યાંથી ચાલતો થયો. તેના ગયા પછી **માધવ** વિચારમાં પડયો કે, આ સૃષ્ટિમાં કહેવાતી મારી સ્ત્રીને આટલું બધું દુઃખ ! ચાલ હું તેને મળી અહીં તેડી લાવું. આવો વિચાર કરી પ્રધાનને બોલાવી પોતાના રાજ્યનો વહીવટ થોડા દીવસ ચલાંવવા અધિકાર આપી ઘરનો બરોબર બંદોબસ્ત કરી માધવ સ્ત્રી સુલોચના પાસે ગયો. તેને કહેવા લાગ્યો કે, હે સ્ત્રી ! હાલમાં મારે તારી સખી મણીલક્ષ્મીને તેડવા જવાની ઇચ્છા થઇ છે તો તું હું જઇને આવું તે દરમીયાન રાજ્યનો તેમજ ઘરનો બરોબર વહીવટ ચલાવજે.

**ગુરૂ**—હે શિષ્યો ! આ પ્રમાણે માધવ બંદોબસ્ત કરી તેની સ્ત્રી મણીલક્ષ્મીને તેડવા ચાલી નીકળ્યો. હવે તેના ગયા પછી સુલોચના શું કરે છે તે તરફ નજર કરીએ.

વસંત ૠતુ આવી રહી હતી. મંદ મંદ શીતળ વાયુ વાતો હતો. હવા તન્દુરસ્તી આપનારી અને શરીરને અનુકુળ આવે તેવી હતી. પોતાના પતિના વિયોગમાં સુલોચનાએ ઇશ્વિર સ્તવન કરવાનું નક્કી કર્યું હતું. તેણે હંમેશાં ત્રણ વખત સૂર્યનું પુજન કરવાનો આરંભ કર્યો. એક દિવસે સાંજરે સુલોચના નિત્ય નિયમ પ્રમાણે સૂર્યની પૂજા કરવા પોતાના મહેલની અગાશી ઉપર ચઢી. પૂજન કર્યા પછી દશે દિશા તરફ ફરતી જોતી હતી; તેવામાં જેનું અર્ધું શરીર સ્યામ અને અર્ધું ધઊં વરણું છે એવી સુશોભીતી એક સ્ત્રીને તેણે વેગળેથી આવતી દીઠી. તે ચાલીને આવતી હતી જેથી થાકી ગયેલી હોય તેમ દેખાતી હતી. તેની મુખ મુદ્રા ખીન્ન થઇ ગએલી દેખાતી હતી. તેને જોઇ સુલોચનાને આશ્ચર્ય લાગ્યું કે, આ સ્ત્રી દુઃખી હોય તેમ લાગે છે. આપણા જેવાઓએ ગરીબ માણસોને આધાર આપવો જોઇએ વિગેરેનો વિચાર કરતી તેણે એક દાસીને બોલાવી; અને કહ્યું કે, પેલી બાઇ આવે છે તેને આપણા મહેલમાં તેડી લાવો.

સુલોચનાની આજ્ઞા થતાં દાસી તરતજ નીચે ગઇ અને પેલી બાઇનો ( મણીલક્ષ્મીનો ) હાથ ઝાલી પોતાની રાંણી બોલાવે છે વિગેરે સમજાવી મહેલમાં તેડી લાવી. મણીલક્ષ્મી પણ પોતે ત્યાંજ આવતી હતી, તેણે સુલોચનાને દીઠી કે તુરતજ તેની આંખમાં આંસુઓ આવી ગયાં. ચાલવાથી થાકી ગએલી હતી તો પણ હીંમત

રાખી સુલોચનાની પાસે બેઠી. તેણે તેને ઓળખી નહીં. છેવટે મ-ણીમક્ષ્મીએ પોતાની સઘળી સંકટની હકીકત કહી; તે સાંભળી સુલોચના પણ ખેદયુક્ત થઇ.

અન્યોઅન્ય મળ્યાં અને સર્વને શાન્તી થઇ. આ પ્રમાણે બન્ને જણાંને પંદરેક દિવસો વિતી ગયા; દિનપ્રતિદિન બંનેનો પ્રેમ વૃદ્ધિગત થતો ગયો. બંને સ્વામીની રાહ જોતીઓ આશામાંને આશામાં દિવસો ગાળવા લાગીઓ.

# षष्ठम तरंग.

## " માધવે કહેલી ઇશ્વર સ્મરણની મહત્તા. "

### श्लोक.

**परितुष्याति शारीर आत्मा मानस एववा ॥**

**અર્થ**—શરીર સંતોષ પામવાથી આત્મા અને મન બંને સં-તોષ પામે છે.

સુલોચના અને મણીલક્ષ્મી બંને જણાં સ્વામીની રાહ જોતાં દિવસો નિરગમન કરે છે. ઘણા દિવસો થઇ ગયા તો પણ માધવ આવ્યો નહીં તેથી સુલોચના ઉંડા વિચારમાં પડી. તેની હમેશની આનંદીત મુખ મુદ્રા શુસ્ક થઇ ગઇ. વખતો વખત બન્ને જણાંની આંખોમાં અરસપરસ આંસુઓ આવતાં.

હવે માધવ પોતાના સસરાને ઘેર જઈ પહોંચ્યો. તેને ત્યાં મણીલક્ષ્મી પોતાને ઘેર એકલી ગઇ છે તેની ખબર મળી, પોતાના સસરાને તેણે એકલી મોકલી માટે ઠપકો આપી પોતે થોડા દીવસો ત્યાં રહી પોતાને ઘેર આવવા નીકળ્યો. તેની બંને સ્ત્રીઓ હમેશાં માધવનીજ રાહ જોતીઓ. એમ કરતાં એક દિવસે બન્ને જણીઓ ભોજન કરવા બેઠીઓ હતીઓ તેવામાં એકાએક માધવે મહેલમાં પ્રવેશ કર્યો. તેને જોઇ બન્ને સ્ત્રીઓ એકદમ ઉઠી સાંમી ગઇઓ; અને આદર સત્કારથી હર્ષના આંસુઓથી પોતાના સ્થાનકે

લઈ ગઇઓ. અત્યાર સુધી જે વિયોગનું દુઃખ હતું તે સઘળું જતું રહ્યું. એ, પ્રેમના ઉદ્દગારનો માધવે મધુર વચનોથી યોગ્ય બદલો વાળ્યો. માધવ મણીલક્ષ્મીને જોઇ ઘણો દુઃખી થયો; પણ પોતાના સસરાની કહેલી હકીકતથી અને પોતે જ્ઞાની હતો તેથી દુઃખથી મુક્ત થયો. માધવે કેટલાક દિવસો ગયા બાદ પોતાની સ્ત્રીઓનું કલ્યાણ કરવા ઇચ્છા ધરાવી; બંને સ્ત્રીઓને પોતાની પાસે બોલાવી ભગવાનના સ્મર્ણની મહત્તા કેટલી છે તે સંભળાવવાનો આરંભ કર્યો. માધવ કહે હે ભાગ્યશાળીઓ! આજ મહા આનંદનો દિવસ છે. કહો કે તમારો શરીરાભિમાની આત્મા શરીર વડે પ્રસંન છે કે કેમ ? તમે જાંણવા લાયક ધર્માદિક વિષયો જાંણેલા છે; અને તે પ્રમાણે કર્યું પણ છે; તથાપિ તમો બન્ને જણાંનાં અંતઃકરણ શોક કરતાં જણાય છે તેનું શું કારણ છે તે કહો ? સુલોચના કહે–હે સ્વામીન્! અમો બન્ને જણીઓને શારીર અને માનસ આત્માનો અસંતોષ છે જેથી અમારાં અંતઃકરણ શોકાગ્નિથી દગ્ધ થયેલાં આપ જુઓ છે. તો અમો, અબળાઓનાં અંતઃકરણને આપ શાન્ત કરો.

**માધવ**—હે મહા ભાગ્યશાળીઓ! તમે યથાર્થ બુદ્ધિ વાળીઓ, પવિત્ર યશ વાળીઓ, અને સત્ય પરાયણ છો માટે સંસારનાં બંધનમાંથી છુટવા ભગવાનનું સ્મર્ણ કરો. જે પ્રાણી ઇશ્વરનું સ્મર્ણ કરવાને પોતાની બુદ્ધિને જોડતો નથી તે ઇચ્છિત સ્થાનને કદિ પામતો નથી મનુષ્યની સ્વાભાવિક રીતે નિંદાત કર્મો ઉપર પ્રીતિ હોય છે. આવાં કાર્ય કર્યા કરતાં કોઇજ બુદ્ધિશાળી પુરૂષ સર્વ કર્મની નિવૃત્તિ કરીને વ્યાપક, દેશાતિત તથા કાળાતિત એવા પરમાત્માનાં નિર્વિકલ્પ સુખરૂપ સ્વરૂપને જાંણી શકે છે. માટે તમો દેહાદિકના અભિમાન વાળા અને સત્વાદિક ગુણોથી જગતમાં પ્રવૃત્તિ કરનારા પુરૂષની પાસે દેશ અને કાળથી પણ જુદા એવા પરમપુરૂષ પરમાત્માની સ્તુતિને વર્ણવો. હે સ્ત્રિઓ! કોઈ પણ પુરૂષ ભગવાનની ભક્તિ કરતાં પૂર્ણ ભક્ત થયા વગર વચમાંજ દેહાંતિ થાય તો પણ પુનર્જન્મ ધારણ કરી અધુરી રહેલી ભકિતને ગૃહણ કરી પરમ પુરૂષ પરમાત્માને પામે છે. માટે સુજ્ઞ પુરૂષોએ તો શ્રી હરિનીજ ભકિત કરવી; કે કોઈ પણ દિવસ કર્મ માર્ગમાં આસકિત રાખનારા પુરૂષની પેઠે વારે ઘડીએ જન્મ મરણ થાય નહીં. આ જગત્ પરમેશ્વર રૂપ છે અને ઇશ્વિર

તેનાથી જુદો છે. ભગવાન આ જગતને ઉત્પન્ન કરે છે, પાળે છે અને અંતે તેનો નાશ પણ કરે છે. હે બુદ્ધિશાળી સ્ત્રીઓ! તમો પોતે તમારા આ, આત્માને જગતના કલ્યાણ માટે ઉત્પન્ન થએલા ઇશ્વર રૂપ જાંણો; કારણ તે, પરમાત્માનો અંશભૂત છે. હે સ્ત્રીઓ! હું પુર્વે જન્મમાં એક વૈશ્નવને ત્યાં જન્મ્યો હતો. મારાં માતા પિતાએ બાલ્યાવસ્થામાંથીજ મને સત્પુરૂષોની સેવા કરવાને પ્રેર્યો હતો. હું બાળક જેથી જીતેંદ્રિય રહેતો. એ સેવાના પ્રભાવથી મારૂં મન શુદ્ધ થયું અને ભગવત સ્મર્ણમાં પ્રીતિ થઇ. તેજ બુદ્ધિદ્વારા મારી અવિદ્યા નાશ પામી. હું હમેશાં ત્રિકાળ શ્રી હરિના નિરમળ યશને સંભારતો, જેથી જગત કર્ત્તા ભગવાનના પ્રભાવને મેં જાંણ્યો; જે જાંણવાથી પ્રાણીઓ પરમપુરૂપ પરમાત્માના પદને પામે છે. માટે હે સ્ત્રીઓ! સર્વના નિયંતા અને સ્વરૂપમાં પૂર્ણ એવા ભગવાન વિષે કરેલાં કર્મો અર્પણ કર્યા હોય તો તે મનુષ્યોનાં ત્રણ તાપને ટાળે છે. જીવ જ્યારે ભગવાનની આજ્ઞાનુસાર સર્વ કર્મો ઇશ્વરાર્પણ કરે છે ત્યારે તે ભગવાનનો અનુરાગી થઇ શ્રી હરિનું કીર્ત્તન તથા સ્મર્ણ કરે છે; તેજ પુરૂષને યથાર્થ જ્ઞાની જાંણવો. હે સ્ત્રીઓ! હું પણ આજ પ્રમાણે કરતો હતો; તેથી મારા ઉપર ભગવાન પ્રસંન થયા અને મને જ્ઞાન, ઐશ્વર્ય તથા ભકિત આપી તો તમો પણ ઇશ્વર સ્મર્ણ કરો કે જે જાંણવાથી સર્વની જીજ્ઞાસા પૂર્ણ થાય છે.

---

# सप्तम तरंग.

## " માધવને પૂર્વ જન્મની સ્મૃતિ અને તેણે તેની સ્ત્રીઓને આપેલો ઉપદેશ. "

### श्लोक.

**मन एव मनुष्याणाम् कारणंबंध मोक्षयोः ॥**

અર્થ—મનુષ્યને બંધન પામવાનું અને મુક્ત થવાનું કારણ માત્ર મન પોતેજ છે.

**ગુરૂ**—હે શિષ્યો ! ઉપર પ્રમાણે માધવે પોતાની સ્ત્રીઓને સમજાવી તેથી સર્વનાં અંતઃકરણો શાંત થયાં અને કહેવા લાગીઓ કે હે સ્વામીન્ ! આપ અમારૂં કલ્યાણ કરો અને આપની પૂર્વ જન્મની સ્થિતિ કહો ? **માધવ** કહે હે સ્ત્રીઓ ! જ્યારે હું પૂર્વજન્મ માં બાલ્યાવસ્થામાં હતો ત્યારે મને જે ઇશ્વર સ્મરણમાં પ્રીતિ થઈ હતી તેના પ્રભાવે હું મારાં માતાપિતા વિગેરેનો ત્યાગ કરી વનમાં ચાલી નીકળ્યો હતો. ચાલવાના પરિશ્રમને લીધે થાકી ગયો હતો; ક્ષુધા અને તૃષાએ તે સમયનો લાભ લેઇ પોતાનું પ્રાબલ્ય જણાવ્યું હતું. જળાશયની શોધ કરતો એક પિપળાના વૃક્ષ નીચે જઈ બેઠો.

ક્ષણવાર વિશ્રાંતી લીધા પછી મને મારા હૃદયમાં રહેલા પરમાત્માનું ધ્યાંન કરવાની ઇચ્છા થઇ; તેથી ધ્યાંન ધરવા લાગ્યો. તે વખતે તેના સ્વરૂપનાં દરશનની ઉત્કંઠાથી મારી આંખમાં ઝળઝળીઆં આવી ગયાં; એટલામાં તો શ્રી હરિ મારા હૃદયમાં પ્રગટ થયા તે વખતે મારા આનંદનો છેડો રહ્યો નહીં. આવા પરમાનંદમાં મગ્ન થઇ ગયો તેથી હે સ્ત્રીઓ ! આત્મા અને પરમાત્મા બંનેને એકજ રૂપ જોવા લાગ્યો. થોડીવારમાં તે ભગવાનના સ્વરૂપનો નાશ થયો. ઘણીવાર સુધી તે સ્વરૂપ જોવાને મેં પ્રયાસ કર્યો પરંતુ તે સર્વ વ્યર્થ ગયો. હું અતૃપ્તના જેવો થઈ ગયો અને મહા નિઃશ્વાસ નાંખવા લાગ્યો. મને આવા, નિરજન વનમાં આવી સ્થિતિમાં પડેલો જોઇ શ્રી હરિને દયા આવી; તેથી તેમણે આકાશવાણી કરી કે—હે ભક્ત ! તું ગભરાઇશ નહીં હું તારી પાસેજ છું; પણ તું આ જન્મમાં મારાં દર્શનને યોગ્ય નથી. કારણ જેના કામ, ક્રોધ, લોભ, મોહ વિગેરે નાશ પામ્યા નથી એવા પ્રાણીઓને મારાં દર્શન દુર્લભ છે. મેં પ્રથમ મારૂં રૂપ તને દેખાડ્યું તેનું કારણ એ કે તારી પ્રીતિ તે ઉપર રહે. તારી બુદ્ધિ મારા ઉપર દ્રઢ થઈ છે માટે તું આ લોકનો ત્યાગ કરી બીજે જન્મ લેઇશ ત્યારે તને મારી સ્મૃતિ રહેશે અને છેવટે મારા પદને પામીશ. હે સ્ત્રીઓ ! આવી આકાશવાણી સાંભળી હું ભગવાનનાં ગુપ્ત નામોનો પાઠ કરતો કરતો મનમાં સંતોષ પામી નિઃસ્પૃહી થઇ પૃથ્વિ ઉપર ફરવા લાગ્યો; અને આ, પંચમહાભુતનો દેહ ક્યારે પડશે તેની રાહ જોવા લાગ્યો.

હું આ પ્રમાણે ઇશ્વર સ્મરણમાં લીન થઇ ગયો અને મારૂં

મન પણ નિર્મળ થઇ ગયું. બાદ કેટલોક સમય વિત્યા પછી પ્રારબ્ધ કર્મના ભોગો સમાપ્ત થવાથી મારો પંચ મહાભુતનો દેહ પડી ગયો; અને સમયે કર્મને અનુસરતો મારો અને તમારો સંબંધ થવાનો હશે તેથી હું અહીં આગળ પુનર્જન્મને પામ્યો છું છતાં પણ ઇશ્વર સ્મરણને વિસરતો નથી. હમેશાં કામ તથા લોભની વાસનાથી જેનું મન આતુર રહે છે તેવા વ્યાકુળ પ્રાણીઓને આ સંસાર સાગરમાંથી મુકત થવાને ઇશ્વર સ્મરણજ નૌકા રૂપ છે; માટે હે સ્ત્રીઓ! તમોએ તમારા મનને સંતોષ આપનારૂં કારણ મને પુછ્યું હતું એ સર્વ મેં તમને કહ્યું; જેથી તમારો સંશય નાશ પામ્યો હશે એમ મને લાગે છે; તથાપિ જો કાંઇ પુછવું હોય તો તે સુખેથી પુછો. હું તેનો પ્રત્યુત્તર આપીશ અને તમારૂં કલ્યાણ કરીશ.

**ગુરૂ**—હે શિષ્યો ! પોતાના સ્વામીનાં આવાં મધુર વચનો સાંભળી **સુ**લોચના કહેવા લાગી કે હે સ્વામીન્ ! જો આપ અમારા ઉપર પ્રસન્ન હો અને અમારૂં કલ્યાણ કરવા ઇચ્છતા હો તો, અમોને "**હું તથા મારૂં**" આવો જે દુરાગ્રહ છે તેને નાશ કરવાનો ઉપાય દેખાડો. આટલું કહી **સુ**લોચના તથા **મ**ણીલક્ષ્મી બન્ને જણીઓ પોતાના સ્વામીના સન્મુખ હાથ જોડીને બેઠીઓ; અને માધવે તેઓને પ્રશ્નનો ઉત્તર આપવા આરંભ કર્યો. **મા**ધવ કહે હે ભાગ્યશાળી સ્ત્રીઓ ! મનુષ્યનું મનજ, આ જીવને મોક્ષ અને બંધનકરતા છે. મન વિષયોમાં લીન થયું તો, તે બંધનકારક થાય છે; અને જો પરમાત્મામાં જોડાય છે તો, મુકિત આપે છે. જ્યાં સુધી મનુષ્ય અભિમાનથી થએલા કામ, ક્રોધ, લોભ, મોહ વિગેરેનો ત્યાગ કરતો નથી ત્યાં સુધી તે મુકત થતો નથી; પરંતુ તે સર્વેનો જ્યારે ત્યાગ કરે છે ત્યારેજ જ્ઞાન, વૈરાગ્ય અને ભકિતવાળા ચિત્તે કરીને સ્વયંપ્રકાશ, સૂક્ષ્મ, એક સ્વરૂપ પરમાત્માને અખંડ જુવે છે. સદ્‌ભાગી મનુષ્યોને તો પરબ્રહ્મની પ્રાપ્તી માટે ઇશ્વરનીજ ભકિત કરવી એજ ઉત્તમ છે. સુખ દુઃખ સહન કરનારા, ઈશ્વર વિષે એકાંત ભાવથી દ્રઢભકિત કરનારા મનુષ્યોને અધ્યાત્મ વિગેરે અનેક તાપો કદી કાળ પણ દુઃખ આપી શકતાં નથી; તેમજ અવિદ્યાની નિવૃત્તિ થાય છે અને તેથી શ્રદ્ધા, રતિ અને ભકિત ઉત્પન્ન થાય છે. ભકિતવડે પ્રાણીઓને ઐહિક તથા પારલૌકિક વિષયોમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય છે; અને

તે વૈરાગ્યથી યોગધારણા કરી પોતાના અંતઃકરણને શાંત કરે છે. ( ભગવાનના પદને પામે છે. )

હે સ્ત્રીઓ ! ઇંદ્રિઓની વૃત્તિને સત્વગુણથી શ્રી ભગવાનમાં જોડવી તેને નિર્નિમિત્ત ભકિત કહે છે. કેટલાક ભકતો સાયુજ્ય મુકિતને પણ ઇચ્છિતા નથી; તથાપિ ભગવાનની ભકિતથી તેઓને મુકિત પ્રાપ્ત થાય છે. હવે હું જે તત્વોના જ્ઞાનથી પુરૂષ પ્રકૃતિના ગુણો ( દેહાદિક ) થી મુકાય છે અને તેનું અભિમાન નાશ પામે છે તથા આત્માનાં દર્શન કરાવે છે તે જ્ઞાન તમોને કહું છું. તે એક ચિત્તે સાંભળો.

જે આત્મા છે તેજ પુરૂપ કહેવાય છે; તે પુરૂપ અનાદિ, ગુણ રહીત અને પ્રકૃતિથી જુદો છે. તેમજ સર્વવ્યાપક અને સ્વયંજ્યોતિ છે. તે સર્વત્ર વ્યાપક પુરૂપે દૈવેચ્છાથી સૂક્ષ્મ તથા ત્રણ ગુણ સંયુક્ત ભગવાનની માયાને ગ્રહણ કરી છે. તે પછી તે પ્રકૃતિને ગુણો વડે સરજાતી પ્રજાને જોઇને તે પુરૂપ માયામાં મોહી પડ્યો; ( સ્વ સ્વરૂપને વિસરી ગયો ) અને દેહની ઇંદ્રિઓ સર્વ કર્મ કરે છે છતાં પણ પુરૂપ પોતાને વિષે કર્ત્તાપણું માને છે. પોતે કર્ત્તા નથી તથાપિ ખોટા અભિમાનથી તેને કર્મનું બંધન નડે છે અને જન્મ મરણરૂપી સંસારમાં વખતોવખત જન્મવું પડે છે. પોતે એકરૂપ છતાં સર્વ કાર્યના આશ્રયભૂત પ્રધાનતત્વ છે તેને પ્રકૃતિ કહે છે. આ ત્રિગુણાત્મિક હોવાથી બ્રહ્મરૂપ કે જીવરૂપ નથી; પણ ચોવીસ તત્વોનો સમુદાય પ્રકૃતિનું કાર્ય કહેવાય છે. તે ચોવીસ તત્વો કયાં કયાં છે તે હે સ્ત્રીઓ સાંભળો. પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ; આ પાંચ મહાભુતો તથા ગંધ, રસ, રૂપ, સ્પર્શ તથા શબ્દ આ પાંચ તેની તન્માત્રાઓ છે. કાન, ત્વચા, જીભ, નેત્ર, નાક, વાણી, હાથ, પગ, શિશ્ન તથા ગુદા, આ દશ ઇંદ્રીઓ કહેવાય છે; અને મન, બુદ્ધિ, અહંકાર તથા ચિત્ત આ ચાર અંતઃકરણની વૃત્તિઓ છે. એ સર્વ મળી એકંદર ચોવીસ તત્વો થયાં અને પચીસમું કાળ તત્વ ગણાય છે. કાળાત્મા ભગવાન પોતાની માયાવડે સર્વ પ્રાણીઓના દેહમાં જીવરૂપે રહેલા છે અને બહાર કાળરૂપે રહ્યા છે. તે પરમ પુરૂપે પ્રકૃતિમાં ચૈતન્યરૂપી બીજને મુક્યું. તેના વડે મહતત્વ ઉત્પન્ન થયું. મહતત્વ વિકાર પામતાં તેમાંથી સાત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થયો. જે અહંકારથી મન, ઇંદ્રીઓ,

તેના દેવતાઓ તથા પાંચ મહાભુતો ઉત્પન્ન થયાં. આ સર્વે તત્વરૂપ અહંકારને સાક્ષાત ભગવાંન કહે છે. ઇંદ્રીઓના દેવતાઓ, ઇંદ્રીઓ, શાંતપણું, ભયપણું અને મુઢપણું આ, અહંકારનું સ્વરૂપ છે. સાત્વિક અહંકાર વિકાર પામતાં તેમાંથી બુદ્ધિતત્વ ઉત્પન્ન થયું. તામસ અહંકાર વિકાર પામતાં તેમાંથી આકાશ ઉત્પન્ન થયું આકાશમાંથી સ્પર્શ તન્માત્રાઓ થઇ, તે પછી વાયુ અને ત્વચા થયાં. વાયુવિકાર પામતાં તેમાંથી તેજ ઉત્પન્ન થયું તેજમાંથી જળ થયું; અને જળમાંથી પૃથ્વિ ઉત્પન્ન થઇ. આ પ્રમાણે મહતત્વ આદિસર્વે તત્વોમાં ઇશ્વરે પ્રવેશ કર્યો કે, તે, સર્વે એકઠાં થયાં અને તેમાંથી એક અચેતન ગોળો ઉત્પન્ન થયો જે, ગોળામાંથી વિરાટ પુરૂષ પ્રગટ થયા. આ, ગોળામાં શ્રી ભગવાન મૂર્તિરૂપે ચૌદ ભુવનમાં વિસ્તાર પામીને રહ્યા છે. હે સ્ત્રીઓ! ક્ષેત્રજ્ઞ પરમાત્મા આ, કાર્ય કારણના સમુદાય રૂપ દેહમાં રહેલા છે તેજ પરમાત્માની ભક્તિ કરવી. તેની ભક્તિ કરવાથી વસ્તુ માત્રમાં વૈરાગ્ય થાય છે. તેનાથી ચિત્તની એકાગ્રતા થાય છે; અને ચિત્તની એકાગ્રતાથી જ્ઞાન સંપાદન થાય છે: તેજ જ્ઞાન વડે પરમાત્માનું સ્મર્ણ કરવું કે મનુષ્યોને વારંવાર સંસાર બંધન થાય નહીં.

ગુરૂ—હે શિષ્યો! ઉપર પ્રમાણેનાં પોતાના સ્વામીનાં વચનો સાંભળી બંને સ્ત્રીઓ પુછવા લાગીઓ કે હે સ્વામીન! આપે જે જ્ઞાનનો માર્ગ દેખાડ્યો તેને માટે અમો ઇશ્વર પાસે આપનું કલ્યાણ ઇચ્છીએ છીએ તથાપી અમોને એવી એક શંકા રહી જાય છે કે ભક્તિ એટલે શું અને તેનો મહીમા કેવો હશે તે દ્રષ્ટાંત સહીત સમજાવો કે તે સાંભળી અમો સર્વનાં અંતઃકરણ શાન્ત થાય.

# अष्टम तरंग

" ભક્તિ અને તેનો મહીમા. "

## श्लोक.

मद्भक्तायांतिमामापि.

અર્થઃ—ભગવન કહે છે હે અરજુન ! મારા ભક્તો મનેજ પામે છે.

ગુરૂ—હે શિષ્યો ! આ પ્રમાણેનાં પોતાની સ્ત્રીઓનાં વચનો સાંભળી માધવ તેઓને કહેવા લાગ્યો કે—હે સ્ત્રીઓ ! **"ભક્તિ"** ઘણા પ્રકારની છે. તેમ સ્વભાવ રૂપ, સત્વ, રજ તથા તમની ભિન્ન ભિન્ન વૃત્તિઓ વડે પુરૂષોના સંકલ્પો ગુણ પ્રમાણે ભિન્ન ભિન્ન હોય છે. જેઓ પરને પીડા કરવાના વિચારથી, કાપટ્ય વિચારથી, અથવા તો પરનો ઉત્કર્ષ સહન ન કરવાથી ક્રોધ કરીને તથા ભેદ દ્રષ્ટિથી ઇશ્વરની પ્રતિમાદિકમાં પૂજા કરે છે તેઓ ત્રણ જાતના તામસી ભક્ત કહેવાય છે. જેઓ વિષયોની ઇચ્છાથી, યશની ઇચ્છાથી અથવા તો ઐશ્વર્યની ઇચ્છાથી ભેદ રાખી ઇશ્વરની પ્રતિમાદિકમાં પૂજા કરે છે તેઓ ત્રણ પ્રકારના રજો ગુણી ભક્ત કહેવાય છે. પાપ નાશ કરવા કર્મ કરી ઇશ્વરને પ્રસંન કરવા તેનું યજન કરે છે તે ત્રણ પ્રકારના સત્વ ગુણી ભક્ત કહેવાય છે. જે પુરૂષોના મનની અવિચ્છિન્નગતિ ભગવાનને વિષે થાય છે તેને નિર્ગુણ ભક્તિ સમજવી; અને તેજ ભક્તિ ભક્તજનોને સાલોક્ય, (ઇશ્વર સાથે આ લોકમાં વાસ.) સાષ્ટિ, (ઇશ્વિર જેવું ઐશ્વર્ય) સામીપ્ય, (ભગવાન પાસેજ રહેવું.) સારૂપ્ય, (ભગવાન જેવું રૂપ) અને એકત્વ ( ભગવાનના રૂપમાં મળી જવું ) આપે છે. આવી રીતે વર્તનારા મનુષ્યો ભગવાનની સેવા શિવાય બીજું કંઇ પણ કરતા નથી. તેનેજ નિર્ગુણ **"ભક્તિ"** કહે છે; કે જેનાથી મનુષ્ય ત્રિગુણાત્મીક સંસારનો ત્યાગ કરી પરબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત થાય છે.

શ્રદ્ધાદિકની સાથે નિત્ય નૈમિત્તિક સ્વધર્મ પાળવો, નિષ્કામ ક્રિયાઓ કરવી, ભગવાનની પ્રતિમાનાં દરશન કરવાં, તેનો સ્પર્શ કરવો, પૂજા કરવી, સ્તુતિ કરવી, પ્રાણી માત્રમાં ભગવાનની ભાવના કરવી, ધીરજ રાખવી; મહાત્મા પુરૂષોની સેવા કરવી, સર્વના ઉપર સમાન ભાવ રાખવો, જ્ઞાન આપનારાં શાસ્ત્રો શ્રવણ કરવાં, સદ્‌ભાવના રાખવી આટલા ગુણો ધારણ કરવાથી ભગવાન સર્વ પ્રાણીઓમાં સદા અંતરયામી રૂપે રહેલા છે, છતાં મનુષ્યો તેની અવજ્ઞા કરી તેમની મૂર્તિની પૂજા કરે તો, તેઓની પૂજા વ્યર્થ જાય છે.

જે મનુષ્ય દ્વેષ કરનાર, અભિમાની, ભેદ દ્રષ્ટિવાળો, પ્રાણીઓ સાથે વૈર કરનાર છે તેઓનું ચિત્ત ભગવાનની પૂજા કર્યા છતાં પણ શાંતિને પામતું નથી મનુષ્ય જ્યાં સુધી સર્વ પ્રાણીઓમાં વાસકરનાર પરમા

ત્માને પોતાના હૃદયમાં રહેલા જાણતો નથી ત્યાંસુધી તેણે પોતાના ધર્મ પ્રમાણેનાં કર્મ કરી ભગવાનની મૂર્તિ વિગેરેમાં પૂજા કરવી. વળી જે મનુષ્ય ભેદ બુદ્ધિ રાખે છે તેને ઇશ્વર મૃત્યુ રૂપે ભયંકર ભય ઉત્પન્ન કરે છે. માટે હે સ્ત્રીઓ ! સર્વ પ્રાણીઓમાં અંતરયામીરૂપે રહેલા ભગવાનની દાન, માન, મૈત્રિ તથા સમભાવનાવડે પૂજનાદિક ક્રિયાઓ કરવી. જે મનુષ્ય ભગવાનને વિષે સર્વ કર્મ, તેનાં ફળ તથા દેહ અર્પણ કરે છે, તથા કર્ત્તાપણાના અભિમાનથી રહીત થાય છે તે ઉત્તમ ગણાય છે.

**માધવ**—હે સ્ત્રીઓ ! જો તમો ભગવાનની ભક્તિ કરશો તો થોડા કાળમાં આ સંસારરૂપી ચક્રમાંથી બચી મોક્ષ ગતીને પામશો. આ પ્રમાણેનાં પોતાના સ્વામીનાં વચનો સાંભળી સુલોચના કહેવા લાગી કે;—હે સ્વામીન્ ! આ દુનિઆમાં એવા કોઈ ભકતો થયા છે કે આપે કહ્યું તે ગતીને પામ્યા હોય તો, તે કહો. ?

ગુરૂ—હે શિષ્યો ! પોતાની સ્ત્રીનું આવું વચન સાંભળી માધવે તેઓનું હીત કરવા ભકતજનનો મહીમા કહેવાનો આરંભ કર્યો.

**માધવ**—હે સ્ત્રીઓ ! હું તમોને જે કહું તે સ્વસ્થ ચિત્તે સાંભળો જેથી તમારૂં કલ્યાણ થશે.

થોડા વખત ઉપર કોઈએક ચંદ્રવંશનો પુંજમુની નામનો રાજા પોતાનાં સંગાં સંબંધીઓના કલહથી રાજ્યનો ત્યાગ કરી તીર્થ યાત્રાઓ કરવા ચાલી નીકળ્યો હતો; તે, ફરતાં ફરતાં પુષ્કર ક્ષેત્ર નજીક સહિપુરને વિષે આવી પહોંચ્યો; ત્યાં મારા દાદાગુરૂના ઉપદેશી ભગવાનના પ્રિયભકત રામચરણદાસજીનાં તેમને દરશન થયાં. પુંજમુનીને તેમણે ભકિત યોગ વિસ્તારથી કહ્યો. અને કહ્યું કે-હવે બાકીનું જ્ઞાન તમને મારા મિત્ર રઘુનાથજી આપશે; અને તેઓનો મેળાપ તમોને હરિદ્વારમાં થશે. આટલું કહી રામચરણદાસજી ઉત્તર દિશામાં આવેલા સુમેરૂ મહાન્ પર્વત તરફ ચાલ્યા ગયા. તે પછી હે સ્ત્રીઓ ! પુંજમુનિ યાત્રા કરતાં કરતાં હરિદ્વારમાં વહેતી પતિત પાવીની ત્રિવેણી ગંગા નદીના તીર ઉપર જ્યાં રઘુનાથજી બેઠા બેઠા ભગવાનનાં પવિત્ર યશોગાન કરતા હતા ત્યાં જઇ ચઢયા. તેઓને દંડવત્ પ્રણામ કરી તેમના સન્મુખ બેઠા.

**રઘુનાથજી**—પણ ભગવદ્ ભક્ત પુંજમુનીને પોતાના યોગબળે જાણતા હતા; તેમણે પુંજમુનીને આદર સત્કાર કરી આસન ઉપર બેસારી પુછ્યું; હે પુંજમુની ! તમે કુશળતો છોને ? ક્યાંથી આવ્યા છો અને તમને શી ઈચ્છા છે તે કહો ?

**પુંજમુનિ**—હે મહારાજ ! હું મારા કુટુંબમાં કલહ થયાથી યાત્રા નિમીત્તે ફરતો ફરતો પુષ્કર ક્ષેત્ર નજીક સહીપુરને વિશે ગયો, ત્યાં મને ઇશ્વર ઉપર પૂર્ણ પ્રીતિ રાખનારા રામચરણદાસજીનાં દર્શન થયાં; તેમણે પૃથ્વિનો ભાર ઉતારવા માટે મનુષ્યરૂપે જન્મ ધારણ કરનાર ભગવાનનો ઉપદેશ મને કહ્યો; અને કહ્યું કે બાકીનો ઉપદેશ તમને રઘુનાથજી આપશે અને તેમનો મેળાપ તમને હરિદ્વારમાં થશે. તેથી યાત્રા કરતો કરતો આપનાં દર્શન માટે તથા પવિત્ર એવી ભક્તિનો મહીમા જાણવા માટે અહીં આવ્યો છું.

**રઘુનાથજી**—હે પુંજમુની ! તમારાથી ચંદ્રવંશ ઉજ્વળ છે, તમે નીતિવેત્તામાં અને ભગવાનની ભક્તિ કરવામાં શ્રેષ્ટ છો તમે પરમાત્માના ઘણા ગુણાનું વાદો સાંભળ્યા છે, છતાં પણ હું તમને તમારા કહેવા પ્રમાણે ભક્તિનો મહીમા કહું છું તે તમે સાંભળો. હે પુંજમુની ! ભગવાનની ભક્તિનો મહીમા અલૌકીક છે. પંદર વરસની વયની ભાનુમતિએ ભગવંતને ભક્તિથી વશ કરી મોક્ષપદ મેળવ્યું હતું. સૌરાષ્ટ્રના કોઇ એક ભાગમાં નંદનપુરી નામની નગરીમાં બાલકૃષ્ણ નામનો એક પરમ ભગવદ્ ભક્ત રહેતો હતો; તેને ભગવાનની ભક્તિનો વારસો તેના પૂર્વજોની તરફથીજ મળ્યો હતો. બાલકૃષ્ણ રાત દિવસ ભગવદ્ ભક્તિમાં નિમગ્ન રહેતો. એકાદશીનું નિરાહાર અખંડવ્રત કરી દ્વાદશિને દિવસે બ્રાહ્મણોને ભોજન, ગૌદાનાદિક આપીને પારણું કરતો હતો. તેની ભગવદ્ ભક્તનો પ્રતાપ એટલો બધો હતો કે તેના કુટુંબમાં યમ દૂતો દ્રષ્ટિ પણ કરી શકતા નહીં. તેની નગરી મોટી મોટી હવેલીઓ અને ભમરાઓના ગુંજારવથી બહેકી રહેલાં ઉપવનો અને વાટીકાઓથી તથા ખીલી નીકળેલાં કમળોના પરાગથી શામ રંગના થઈ ગએલા હંસો અને સારસોના કલરવથી ગાજી રહેલાં સરોવરથી નંદનપુરી સ્વર્ગની અમરાવતીના કરતાં પણ વિશેષ સુંદર દેખાતી હતી. નગરીમાં રાત દિવસ મંગળ વાજીત્રો વાગતાં હતાં; બ્રાહ્મણો વેદાધ્યયન અધ્યાપન કરતા, ક્ષત્રીઓ

પ્રજા પાલન માટે તત્પર રહેતા, વૈશ્યોન્યાયી વ્યાપારથી મેળવેલા ધન વડે ચારે વર્ણને સહાયતા કરતા હતા. શુદ્ર પણ ચારે વર્ણની સેવાથી પ્રીતિ સંપાદન કરી રહ્યા હતા. નવનિધિથી તથા અષ્ટમહા સિદ્ધિથી નગરીનું સૌભાગ્ય સંપૂર્ણ રીતે ખીલી નીકળ્યું હતું.

આવી અલૌકીક નગરીમાં બાલકૃષ્ણ તેની પાર્વતી અને રેવા એવા નામની બે સ્ત્રીઓ અને **ભા**નુમતી નામની પુત્રી સાથે રહીને ભગવદ્ ભક્તિ કરી દિવસો ગાળતાં હતાં. તેની બંન્ને સ્ત્રીઓ અને કન્યા ત્રણે, રૂપમાં અને ગુણમાં રંભા કરતાં પણ ચઢીઆતાં હતાં. કામની કળાએ તેની ભૃકુટીમાં, ચંદ્રે તેઓની મુખ મુદ્રામાં, અમૃતે અધરોષ્ટમાં, શેષનાગે કેશપાશમાં એમ રત્ન રૂપ જગતની સર્વ વસ્તુઓ એ આ ત્રણેના શરીરોના ભિન્ન ભિન્ન અવયોમાં નિવાસ કર્યો હતો. તેમના પગનાં ઝાંઝરોનો ઝમકાર, હાથમાં ખળકતી ચુડીઓનો ખણખણાટ, મંદ મંદ ગજગામિતા તથા ઓષ્ટ પરથી નિતરતા સૌંદર્યનું અભિમાન આ, બધાં મોટા મોટા રૂષિ મુનીઓનાં મનને હરણ કરે તેવાં હતાં. પાર્વતી, રેવા કરતાં વધારે જાજ્વલ્યમાન હતી. તેણે હાવ ભાવ તથા વાક્ય ચાતુર્યતાથી પોતાના સ્વામીને સ્વાધીન કરી દીધો હતો. ભોળી રેવા સરળ સ્વૅભાવની હતી. માત્ર ભગવાનની ભક્તિ કરવામાંજ પોતાનો વખત ગાળતી હતી. કોઇની સાથે નકામી વાત ચીત કરતી નહીં. પારકી નિંદા કરવી તેને પાપ સમજતી હતી; જેથી પોતાના સ્વામી તથા શોક્યના તરફ સમભાવથી વર્તતી હતી. કેટલોક વખત વિત્યા પછી પાર્વતી અને રેવા બંને જણીઓ ગર્ભવતી થઇઓ. બાલકૃષ્ણના મનોરથોને પુષ્પ આવ્યાં; હર્ષ વિનોદમાં બંને જણીઓને પાંચ, પાંચ માસ વ્યતિત થઇ ગયા. શાસ્ત્રાનુસાર ગર્ભાધાનાદિક સંસ્કાર કર્યા અને પ્રસવના દિવસો નજીક આવી પહોંચ્યા. બાળકૃષ્ણે જ્યોતિષીઓને બોલાવી જન્મનો **સમય** લેવા બેસાડી દીધા. જ્યોતિષ શાસ્ત્રમાં પ્રવિણ એવા જ્યોતિષીઓ શાસ્ત્રાનુસાર ઘટીયંત્ર માંડી પ્રસવકાળની વાટ જોતા બેઠા; એટલામાં બરોબર મધ્યરાત્રે પાર્વતીને એક પુત્ર રત્ન પ્રાપ્ત થયું; તેને પ્રસવ થયાને ત્રણ ઘટીકા વ્યતિત થયા પછી રેવાને એક કન્યાનો પ્રસવ થયો. જન્મની વધાઇઓ પોતાના કુટુંબમાં ફરી વળતાં સર્વત્ર હર્ષ પથરાઇ ગયો. સગાં વ્હાલાં નવનવી ભેટો લેઇ આવી બાળકૃષ્ણને હર્ષ કરવાને આપવા લાગ્યાં. બારણે આસોપાલવ-

નાં તોરણો બંધાયાં, દુધથી ઉમરાઓ ધોવાયા, બારણાં આગળ ભાત-ભાતની રાંગોળીઓ પુરી દીધી હતી જેથી ઘરનાં આંગણાંઓ દીપી નીકળ્યાં હતાં; તિથિ અને વાર બંનેના બાળકના જન્મ વખતે એકજ હોવા છતાં લગ્ન અને નક્ષત્રાદિકમાં ફેરફાર હતો. ઘર આગળ ધ્વજા પતાકાઓ બંધાઇઓ, વાજીંત્રો વાગવા લાગ્યાં, જયોતિષીઓએ તે બન્ને બાળકોની જન્મપત્રિકાઓ કરીને તેઓનું ભવિષ્ય ભાખ્યું; અને બાલકૃષ્ણે બ્રાહ્મણોને ગાયો, સુવર્ણ અને પૃથ્વિનાં દાનો આપ્યાં; જ્યોતિષીઓને તથા ભાટચારણોને હીરા, માણેક, મોતી વિગેરે આપી સંતોષ્યા. પાર્વતીને પુત્ર પ્રાપ્ત થયો હતો તે પુત્ર, અને બાળકૃષ્ણની બીજી સ્ત્રી રેવા બન્ને જણાં પાંચમે દિવસે સૂર્યોદય થતાં મરણ પામ્યાં. બાળકૃષ્ણે તે બંનેની શાસ્ત્રોકત વિધિ પ્રમાણે દેહાંતની તથા તે પછીની સઘળી ક્રિયાઓ કરી શોકથી મુકત થયો.

બાળકૃષ્ણ પોતાની એકની એક પુત્રી ભાનુમતિ ઉપર દિવસે દિવસે અત્યંત પ્રેમ ધરાવતો ગયો. એમ કરતાં કન્યા લગ્ન કરવા જેવડી થઇ, તેથી તેણે તેને ઉજ્જવળ નગરીમાં રામશંકર નામના એક સદ્‌ગ્રહસ્થ બ્રાહ્મણના પુત્ર કેશવરાંમ સાથે પરણાવી હતી. રામશંકરને દયા નામની એક સ્ત્રી અને કેશવરામ નામનો પુત્ર તથા મંગળા નામની એક પુત્રી હતી. બાળકૃષ્ણે ભાનુમતિને કેશવરામ સાથે પરણાવી હતી.

ભાનુમતિ બાલ્યાવસ્થામાં પોતાના પિતાની જે રીતભાત શીખી હતી તેજ પ્રમાણે અહીં પોતાના સાસરે રહી વર્તતી હતી. (ભગવદ્ પરાયણ હમેશાં રહેતી હતી. ) આ વાર્ત્તા તેની સાસુને ગમતી નહીં; અને વારેઘડીએ તેનાં છીંડા પાડી પોતાના દીકરા પાસે તેને અત્યંત દુઃખ દેવરાવતી હતી. ભાનુમતિથી પોતાના સ્વામીનું દુઃખ સહન થઇ શકયું નહીં; તેનું શરીર દિવસે દિવસે દુઃખથી અત્યંત કૃ'ય થઇ ગયું. તેણે દિવસનો ઘણો ખરો ભાગ મૌન રહેવાનો નીયમ રાખ્યો હતો હમેશાં સૂર્યોદયથી તે, સુર્યાસ્ત સુધી પોતાના ઘરનાં કામ કાજ કરીને બહુજ અકળાઇ જતી. તેને વિચારો ઉપર વિચારો આવવા લાગ્યા કે, હવે મારે શું કરવું કે જેથી હું આ, દુઃખથી મુકત થાઉં.

**રઘુનાથજી**—હે પુંજ મુની ! આવી રીતે ભાનુમતિને દુઃખ

સહન કરતાં ત્રણ વર્ષ વિતી ગયાં. પોતાના સાસરીયાનાં દુઃખમાંથી કેવી રીતે મુક્ત થવું તેનો વિચાર તેને હમેશાં થતો હતો. એક દિવસે તેને દુઃખને લીધે અત્યંત અકળામણ આવી તેથી તેણે આત્મઘાત કરવાનો વિચાર કર્યો; પણ તે જાણુતી હતી કે, આત્મઘાત કરવાથી મનુષ્યના સાત જન્મ લેવાને લેવાજ જાય છે, માટે તેણે તે કરવાનો વિચાર બંધ રાખ્યો. રાત્રીનો સમય થયો તેથી ભાનુમતિ પોતાના એકાંત સ્થાનકે ગઇ.

ગુરૂ—હે શિષ્યો ! આવી રીતે રઘુનાથજીનાં વચનો સાંભળી પુંજમુની આગળનું વૃત્તાન્ત સાંભળવા ઉત્કંઠીત થઇ રઘુનાથજી સામે ટગર ટગર જોઇ રહ્યા.

---

# नवम तरंग.

" ભાનુમતિનો નિશ્ચય "

### श्लोक.

आदित्यस्य गतागतैः रह रह संषियते जीवितं
व्यापारैर्वहु कार्यभार गुरुभिः कालोन विज्ञायते
द्रष्ट्वा जन्मजरा विपत्तिमरणं त्रासस्य नोत्पद्यते
पीत्वा मोहमयी प्रमाद मदिरा मुन्मत भूतंजगत् ॥

અર્થ—સૂર્યની ગતી જાય છે અને આવે છે. તેજ પ્રમાણે મનુષ્યનો આવરદા ઓછો થાય છે. મોટાં કામો અને વ્યાપારોથી કાળ જતો જણાતો નથી. કોઇનો જન્મ થાય છે, તો કોઈ ઘરડો થાય છે, કોઇને સુખ દુઃખ થાય છે, તો કોઇને મરણ થાય છે તે, પોતાની નજરે જુએ છે તો પણ તેને ત્રાસ પડતો નથી ને મોહવાળી માયારૂપી મદીરા તેને પીને ઉન્મત્તની પેઠે ફરે છે.

ગુરૂ—હે શિષ્યો ! કેટલોક વખત વિત્યા પછી રઘુનાથજીએ પુંજમુનિને અધુરૂં રહેલું વૃત્તાન્ત સંભળાવવાનો આરંભ કર્યો.

**રઘુનાથજી**—હે પુંજમુનિ! પોતાના સાસરીઆનું કોઇનું પણ સુખ ભાનુમતિને નહીં મળવાથી તે રાત્રીએ તેને એકાંતસ્થળે અનેક પ્રકારના વિચારો થવા લાગ્યા, અંતે તેણે એવો નિશ્ચય કર્યો કે, હમેંશના નિયમ પ્રમાણે સવારના પહોરમાં નદી ઉપર જળ ભરવા જાઉં છું તે સમયે ત્યાંથી હરીનું સ્તવન કીર્તન કરવા કોઇપણ સ્થળે મારે ચાલી નીકળવું જોઇએ.

બીજે દિવસે પરોઢમાં ઉઠી, નાહી ધોઇ પરવારિ ઇશ્વરનું સ્તવન કીર્તન કરી માથા ઉપર ત્રાંબાનું બેહેડું મુકી જળ ભરવા જવાની સાસુ પાસે આજ્ઞા લેવા જવા લાગી; આ, સમયે ભાનુમતિના મુખ કમળ ઉપર ઉદ્દાસીનતા છવાઇ ગઈ હતી. આંખો આંસુઓથી ભરપુર હતી; પરંતુ તેણે ધૈર્યતાથી પોતાના દુ:ખી ઉભરાને શાંત કરી દીધો, અને પ્રસન્ન વદનથી પોતાની સાસુ સામું જોવા લાગી. તે બોલી સાસુજી! હું પાણી ભરવા જાઉં છું. આમ બોલતાંજ તેની સાસુએ તેના સામું જોયું તો, તેનું મુખ ઉતરી ગયેલું દીઠું. આ વખતે ભાનુમતિની નણંદ મંગળા પણ પોતાની મા જોડે બેઠી હતી. ભાનુમતિની સાસુ બોલી; અરે! ભાનુમતિ! આજ તું આમ કેમ ઉદ્દાસી થઇ ગઇ છું? ભાનુમતી કહે કંઈ નહિ સાસુજી! એતો સહેજ કાંઇ વિચાર આવવાથી.

**દયા**—ભાનુમતિ! એવા તે વળી તું શા વિચારો કરે છે? એટલામાં તો વચ્ચે તેની નણંદ મંગળા બોલી ઉઠી: માતાજી! ભાભીને તો, મારા ભાઈ અને તમારા તરફથી બહુ દુ:ખ પડે છે એમ મેં સાંભળ્યું છે; જેથી વિચારમાં પડ્યાં હશે? દયા બોલી; હવે હું સમજી! ભાનુમતિ! તારા દુ:ખનું કારણ હું સમજી છું. મેં અને મારા દીકરાએ તને બહુ દુ:ખ દીધું હશે, તેને માટે તારે શોક કરવો નહીં.

**ભાનુમતિ**—સાસુજી! મારે તેને માટે કેમ શોક કરવો નહીં? હું ધર્મ પ્રમાણે, તેમજ મારા પિતાના અને તમારા બન્નેના કુળાચાર પ્રમાણે નીતિથી વર્તુ છું તથાપી તમારા, અને તમારા દીકરાના તરફથી મને અત્યંત દુ:ખ સહન કરવું પડે છે તેથી મારૂં મુખ ઉદ્દાસી દેખાતું હશે! કહેવત છે કે—"પાડાને ચુંક અને પખાલને ડામ દેવો" તે પ્રમાણે તમારે અને મારા માતપિતાને

મારા લગ્ન સંબંધી કાંઇ લેવડદેવડની તકરારને લીધે મારે દુઃખ સહન કરવાં પડે છે એ કાંઈ રમતની વાત છે!

**દયા**—ભાનુમતિ! તું જ્યારે તારા દુઃખનું કારણ જાણે છે તો શા માટે તેનો ઉપાય કરતી નથી? તારા બાપને કહી અમારૂં મન મનવ; તો, તને લગારે દુઃખ પડશે નહીં.

**ભાનુમતિ**—તેમાં મારો શો અપરાધ? મારા પિતા અને તમે બન્ને જણાં સામસામી સમજો. પણ, તમારે અને તમારા દીકરાએ મારા પ્રત્યે આવું વર્તવું તમારા જેવાં સુલક્ષણાં ને વિવેકીને ઘટે નહીં.

**દયા**—અમારાં અને તારા પિતાનાં જે મન ઉંચાં થયાં છે તેનું મુળ તું પોતેજ છે; જેથી અમારા તરફથી પડતાં તમામ દુઃખો તારે સહન કરવાંજ પડશે?

**ભાનુમતિ** પોતાની સાસુનાં આવાં કઠોર વચનો સાંભળી બોલી ઉઠી; અરે સાસુજી! તમે આ શું બોલો છો? એકના અપરાધનું ફળ બીજાને ભોગવવું પડે, એ ક્યાંનો ન્યાય?

**દયા**—ભાનુમતિ! તું હજુ બાળક છે. તને લોકવ્યવહારના ખબર નથી; જો, તારે અમારા ઘરનું સુખ ભોગવવું હોય તો, તારાં માતાપિતાને સમજાવી અમારૂં મન મનવ! તે શિવાય સુખનો લાભ તને મળવાનો નથી.

**ભાનુમતિ**—બાઇજી! હું મારાં માતાપિતાને સમજાવી તમારૂં મન મનવું તોજ મને સુખની પ્રાપ્તિ થાય, એ વાત તો બનવી ઘણીજ અશક્ય છે. દયા બોલી; હા સ્તો; ત્યારે તો તું તારા માતાપિતાના કુળાચાર પ્રમાણે ઇશ્વરનું સ્તવન કીર્તન કરીને પરમાત્માને પ્રસન્ન કર, કે જેથી પરમેશ્વર અત્યારે અમારી જે બુદ્ધિ છે તેને ફેરવી નાંખે અને તારો મનોરથ સિદ્ધ થાય.

**રઘુનાથજી**—હે પુંજમુનિ! પોતાની સાસુનાં આવાં હિતસ્ત્રી અને કઠોર વચનો સાંભળી ભાનુમતિને અંગોઅંગ ક્રોધ વ્યાપિ ગયો, પરંતુ તેણે ધૈર્યતાથી તરતજ તેની સાસુના ચરણમાં પ્રણામ કરી બોલી; હે સાસુજી! આપના કહેવા પ્રમાણે ઇશ્વરનું સ્તવન કીર્તન કરી આપના વિચારોને સિદ્ધ કરીશ; આપ મને આશીર્વાદ આપો.

**ગુરૂ**—હે શિષ્યો ! આ પ્રમાણેનાં પોતાની વહુનાં વચનો સાંભળી, દયાએ તેને આશીર્વાદ આપી કહ્યું કે—ભાનુમતિ ! બોલ્યું પાળો ત્યારેજ ખરાં ! જાઓ જ્યાં જતા હો ત્યાં ? નદીએ જઈ બેહેડું માંજી પાણી લેઇને વહેલાં આવો ?

ભાનુમતિ સાસુજીની આજ્ઞા લેઈ માથા ઉપર બેહેડું લેઈ નદી તરફ ચાલી. આ વખતે તેના મુખ ઉપર શોકનું વાદળ છવાઇ ગયું હતું; આંખોની પાંપણો ટપકતાં આંસુઓથી ભીંજાઇ ગઈ હતી; શરીર ધ્રુજતું હતું, અને દુઃખ તથા ક્રોધથી નીચેનો હોઠ ધ્રુજતો હતો. ભાનુમતિની માતાને તેની કેટલાક દિવસોથી ખબર અંતર મળેલી નહીં તેથી તે ભાનુમતિને મળવા સારૂ તેના ઘેર આવતી હતી. માર્ગમાં માતા અને પુત્રીનો સમાગમ થયો. આ વખતે ભાનુમતિની આંખોમાંથી આંસુઓ ટપકવાં લાગ્યાં. તેની માતાએ પુત્રીને શોકાગ્નિમાં નિમગ્ન થએલી અને આંસુઓથી ભરપુર જોઇ પૂછ્યું: બહેન ! હું તને કેટલાક દિવસોએ મળવા આવી ત્યારે તું કેમ રડે છે ? શું તને કોઇએ કડવાં વચનો તો કહ્યાં નથી ? બહેન ! તને કોણે દુભવી ! માતાએ વારંવાર પૂછવા માંડ્યું એટલે **ભાનુમતિ** બોલી–માતાજી ! મારા દુઃખનો તો પારજ નથી. મને મારા સાસરીઆંનું બીલકુલ સુખ નથી. જુઓ મારૂં શરીર ! અરે માતા આટલા શબ્દ બોલતાં **ભાનુમતિ**નું હૃદય ભરાઇ આવ્યું. તુરતજ માતાએ તેના માથા ઉપર જે બહેડું હતું તે લેઇ લીધું અને તેને રસ્તાની એક બાજુએ ઓટલા ઉપર બેસાડી. તેનું મસ્તક પોતાના ખોળામાં મૂકી આશ્વાસના કરવા લાગી. ભાનુમતિ બોલી અરે માતા ! એવાં તે મેં શાં પાપ કર્મ કર્યાં હશે કે જેથી મારા સાસરીઆમાં અપાત્ર થઈ પડી ! મેં શું પાણી પીતી ગાયોને જળાશય ઉપરથી હાંકી કાઢી હશે ! શું ધાવતાં વાછરડાંઓને ગાયોથી વિખુટાં પાડ્યાં હશે ! શું જળાશયોના કીનારા ભાગ્યા હશે ! સતિના ઉપર મિથ્યા અપવાદ મૂક્યો હશે ! શું મેં ભાણા ઉપર ભોજન કરનારા બ્રાહ્મણોને અપમાન કરી ઉઠાડી મૂક્યા હશે ! શું બાળકોને માતાઓનો વિયોગ કરાવ્યો હશે ! શું કોઇની ખોટી સાક્ષી પુરી હશે ! પૂર્વ જન્મમાં કોઈના કાળા તલ ચોર્યા હશે ! શું કોઇનો **વિશ્વાસઘાત** કર્યો હશે ! કોઇની થાપણ ઓળવી હશે ! બ્રહ્મહત્યા, સુવર્ણ, પૃથ્વી કે ગાયોની ચોરી કરી હશે ! ઓ માતાજી !

મારાથી એવું શું પાપ થયું હશે કે આજ જ્યાં હું એકના એકજ પુત્રની સ્ત્રી તેને આવુ દુઃખ! હે પ્રભુ! મને નિરપરાધીને આમ દુઃખ દેવું યોગ્ય નથી; આવી રીતે છાટી ફાટી જાય તેવી રીતે **ભાનુમતિ** પોતાની માતાના ખોળામાં માથું મુકી રડવા લાગી.

**ભાનુમતિનું** આવું રડવું સાંભળી તેની માતાના હૃદયના હજારો કડકાઓ થઇ ગયા અને તેણે રડતાં રડતાં પુત્રીને પોતાની છાતી સાથે ચાંપી કહ્યું કે–હે પુત્રી! કરેલાં પાપ પુણ્ય અવશ્ય ભોગવવાં પડે છે; વિધાતાના લેખને કોઇપણ મિથ્યા કરી શકતું નથી; દૈવે જે નાંખ્યું તે મુંગે મોંઢે સહન કર્યા કરવું. આ સંસાર મિથ્યા છે, તેમાં કોઈ કોઇનું સગું નથી. કર્મ સંયોગે અને લેણા દેણીના યોગે એક બીજાં સગાંસબંધી થઇને અવતરે છે. કોણ મા, કોણ પિતા, કોણ પુત્ર, કોણ સ્ત્રી, એ બધો માયાનો ખોટો ખેલ છે. સંસાર સિંધુ કે જેનો છેડોજ નથી તેને પાર ઉતરવા માટે એક હરિનુંજ નામ છે. આમ કહેતાં કહેતાં **ભાનુમતિની** માતા મૂર્છિત થઇ ધરણી ઉપર ઢળી પડી.

**રઘુનાથજી**—હે **પુંજમુની**! તે પછી **ભાનુમતિએ** પોતાના ખોળાના છેડા વતી તેની માતાને પવન નાંખીને સાવધ કરી. શુદ્ધી આવતાં **ભાનુમતિની** માતાએ પુત્રીના મુખ તરફ જોયું એટલે તે બોલી; માતાજી હવે આ, તમારી પુત્રીને આજ્ઞા આપો કે ઇશ્વરને પ્રસન્ન કરી મારી સાસુનાં વચનને ખરાં કરી બતાવું; હું તમારી હરિભક્તની પુત્રી છું ને પ્રતિજ્ઞા પૂર્ણ કરવી એ મનુષ્યનું કામ છે; માતા! મનમાં જરાપણ ખેદ લાવશો નહીં, હું તમારી પુત્રી છું જેથી તમને કોઈ પણ રીતે કલંક લગાડીશ નહીં; તમો બારોબાર તમારે ઘેર જાઓ અને મારા પિતાને આ વાત કહી તેમને દુઃખી કરશો નહીં.

આ પ્રમાણેનું પુત્રીનું બોલવું સાંભળી તેની મા મનને વિષે પ્રસન્ન થઇને પોતે પુત્રીને યોગ્ય શિખામણો આપી પોતાના ઘર તરફ ચાલવાની તૈયારી કરવા લાગી; ભાનુમતિ પણ પોતાનું બેહડું હાથમાં લેઇ માતાના ચરણમાં પ્રણામ કરી નદી તરફ જવાને તૈયાર થઇ. તે સમયે માતા, પુત્રીને આશીર્વાદ આપતી બોલી; ઓ દિશાઓમાં રહેનારી જોગણીઓ! મારી પુત્રીની રક્ષા કરજો? હે મધુકૈટભને મારનારા,

જયવિજયનો ઉદ્ધાર કરનારા તથા ભક્ત જનોનાં રક્ષણ માટે અવતારો લેનારા પરમાત્મા ! તમે મારી પુત્રીની વહાર કરજો. ઓ ! ઔષધિઓની રખવાળી કરનારા સિધ્ધો, યક્ષો અને ક્ષેત્રપાળો ! મારી પુત્રીની સંભાળ રાખજો. ઓ ! આકાશ, પાતાળ અને સ્વર્ગના દેવતાઓ મારી પુત્રીની રક્ષા કરજો. આ પ્રમાણે માતાએ આશીર્વાદ આપ્યા પછી ભાનુમતિ માતાને પ્રણામ કરી તરતજ જળ લેવાને નદી તરફ ચાલી નીકળી.

# दशम तरंग.

## " ભાનુમતિને ભકત જનોનો સમાગમ અને દ્વારિકાંધિશનું બંધાવું. "

### श्लोक

**नह्यम्मयानि तीर्थानि न देवा मृच्छिला मया ।**
**स्तेपुन्नत्युरु कालेन दर्शना देव साधवः ॥**

**અર્થ**—ભગવાન યોગેશ્વરોને કહે છે કે–હું તિર્થોને સાધુના જેવાં શ્રેષ્ટ માનતો નથી; કારણ કે તે ઘણે દહાડે પવિત્ર કરે છે, ને સાધુ તો દ્રષ્ટી પડતાં તરતજ પવિત્ર કરે છે.

હવે ભાનુમતિએ નદિનો માર્ગ પરમેશ્વરના ઉપર શ્રદ્ધા રાખી લીધો. ભગવાન ભક્તવત્સલ છે; ભક્તના મનોરથો પુરવા એ તેમનું કર્ત્તવ્ય છે. ભાનુમતિએ નદિ કીનારે કેટલાક ભક્તજનો પૂર્ણીમા ઉપર દ્વારિકાંધિશની યાત્રાએ જતા હશે તેઓને એક પીપળાના ઝાડ નીચે બેશી ઇશ્વરનું સ્તવન કીર્ત્તન કરતા દીઠા. તેના સર્વ વિચારો અસ્ત થયા. માત્ર ભક્તજનો સાથે બેશીને ઇશ્વરનું યશોગાન કરવું આવો એકજ વિચાર રહ્યો. તરતજ ભાનુમતિ પોતાનું બહેડું નજીકના એક ઝાડ નીચે મુકી "જય દ્વારિકાંધિશ, જય દ્વારિકાંધિશ, જય દ્વારિકાંધિશ" આવા શબ્દો ઉચ્ચારતી સેંકડો મનુષ્યોના ટોળાના મધ્ય ભાગે બેશી એકચિત્તે ઇશ્વરનું સ્તવન કરવા લાગી.

નગરીમાં ભાનુમતિ નદિ કીનારે સેંકડો માણસોના મધ્ય ભાગમાં બેશી હાથની તાળીઓ વગાડતી ઇશ્વરનું સ્તવન કરવા બેઠી છે એવી વાતો ઠેકાણે ઠેકાણે લોકો કરવા લાગ્યા. તે વાત ભાનુમતિની સાસુએ તથા તેના ધણીએ એક બીજાના કાનેથી સાંભળી. એટલે તેનો ધણી તથા સાસુ સસરા આશ્ચર્ય પામી શોકમાં પડી ગયાં; તેઓએ તરતજ ત્યાં જઇ ભાનુમતિની ખબર કહાડી; તો તેને સાંભળ્યા પ્રમાણેજ ઇશ્વરનું સ્તવન કરવા બેઠેલી દીઠી. આ વખતે ભાનુમતિ નિર્ભય થઇ શ્રી હરિમાં મન લગાડી બેઠી હતી. તેના સસરાએ પોતાના એક મિત્રને બોલાવી તેને સમજાવી ઘેર તેડી જવાની કોશીશ કરી. તે ત્યાં ગયો; અને ભાનુમતિને સમજાવવા લાગ્યો; તે બોલ્યો; અરે ભાનુમતિ ! તને તારી સાસુ સસરાએ દુભાવ્યાથી શું તું અહીં આવી છું ? આવી નાની વયમાં તારે આવા, હજારો લોકોના ટોળાના મધ્ય ભાગમાં આવીને બેસવાનું શું પ્રયોજન છે ?

પોતાના સસરાના મિત્રને **ભાનુમતિ** સારી રીતે ઓળખતી હતી જેથી તે બોલી:—હે વડીલ ! મને મારા ઘરનું બીલકુલ સુખ નથી, મારાં માતા પિતા અને સાસુ સસરાને મારા લગ્ન સંબંધી કાંઇ લેવડ દેવડ હશે તેને માટે મારા ઉપર અત્યંત દુઃખ કે મારાથી તે કહી શકાય તેવું નથી. એક દિવસે મને મારી સાસુએ મહેણું મારીને કહ્યું કે; તુ તારા માતા પિતાને સમજાવી અમારૂં મન મનવ અગર તો તારા પિતાના કુળાચાર પ્રમાણે ઇશ્વરનું સ્તવન કીર્ત્તન કરી પરમાત્માને પ્રસન્ન કર કે અત્યારે જે અમારી બુદ્ધિ છે તેને ફેરવી નાખે અને તારો મનોરથ સિદ્ધ થાય.

આ ઉપરથી હું અત્યંત શોક કરતી જળ ભરવા સારૂ અહીં આવી તો, મારા ભાગ્યોદયને લીધે મને ઇશ્વરે આ, સમય આપ્યો છે, તો ઇશ્વરને પ્રસન્ન કરી મનોરથ સફળ કરવો એવા વિચારથી અહીં બેઠી છું કાંતો દેહ પડે છે ને કાંતો શ્રી હરિ પ્રસન્ન થાય છે. ભગવાન્ ભક્તવત્સલ છે, તે શું મારી ભક્તિથી દયા દ્રષ્ટિ નહી કરે ! અવશ્ય કરશે. આવી મને શ્રદ્ધા છે. ભગવાને સમયે સમયે ભક્તોની ભીડ ભાગી છે તે, મને નિશ્ચય છે.

**ભાનુમતિ**ની વાત સાંભળી તેના સસરાનો મિત્ર હસ્યો ને બોલ્યો; અરે બાળા ! બાળ હઠ છોડીને પાછી ઘેર ચાલ ? શું આમ છોકરવાદી કરવાથી ભગવાન મળે ખરા કે! સનક આદી મોટા

મોટા મુનિઓને પણ ભગવાનનાં દર્શન થતાં ભવના ભય વિતિ ગયા છે, શ્રદ્ધાથી યજ્ઞ યાગ કરનારાઓ પણ ઘણે જન્મે શ્રી હરિના પદને પામે છે. શ્રી હરિનાં દર્શન દુર્લભ છે. માટે તું આ ખટપટ મુકી દઇને ઘેર ચાલ. હું તારાં સાસુ સસરાને કહી તારૂં સમાધાન કરાવું અને તારો મનોરથ સિદ્ધ કરૂં. તારા સસરાને હું કહીશ તેમ તેઓ કરશે અને તને કોઇ પણ રીતે દુઃખ દેશે નહીં. માટે તું મારૂં કહ્યું માનીને તારે ઘેર જા.

**ભાનુમતિ**—હે વડીલ ! મેં કાંઈ સંસારનાં સુખ ભોગવવા આ યત્ન કર્યો નથી. મેં તો માત્ર શ્રીહરિનાં દર્શન કરવા માટેજ આ ઉદ્યમ કર્યો છે.

હું ઓછા તપથી ઉત્પન્ન થઇ છું. મેં પૂર્વજન્મમાં ઓછાં તપ કર્યાં હશે, મારો ધર્મ પણ અપૂર્ણ હશે; એમ મને લાગે છે, તેથીજ મારો આ સંસારમાં જન્મ થયો છે. માટે હું તો હવે આ સંસારમાં ફરીને જન્મ મરણની ફાંસીમાંથી છુટી થઇને શ્રી હરિના ચરણકમળમાં નિવાસ કરવા માટે આ યત્ન કરી બેઠી છું.

**રઘુનાથજી**—હે પુંજમુનિ ! આવી રીતનું ભાનુમતિનું બોલવું સાંભળી તેના સસરાના મિત્રે નક્કી કર્યું કે-આ સ્ત્રીના હૃદયમાં **શ્રી હરિની ભક્તિએ** નિવાસ કર્યો હોય એમ લાગે છે; તે કોઇની ફેરવી ફરે તેમ લાગતી નથી. જેથી તેણે ભાનુમતિના સસરા અને સાસુને કહ્યું કે તમારી વહુને પાછી વાળવાની હું કોઇ પણ માણસની સત્તા જોતો નથી. કારણ તેનું ચિત્ત પ્રભુ વિષે લાગ્યું હોય તેમ જણાય છે.

પોતાના મિત્રનું આવું બોલવું સાંભળી ભાનુમતિના સસરાએ તેને ગમે તેમ કરી પોતાના ઘેર લેઇ જવા પુત્ર કેશવરામને આજ્ઞા કરી. પિતાની આજ્ઞા થતાંજ કેશવ નિર્લજ્જપણે ભાનુમતિનો ચોટલો ઝાલી માર મારતો ઘસડતો પોતાના ઘેર લઇ ગયો; અને ઘરમાં એક થાંભલા સાથે આખા શરીરને મજબુત દોરડાથી બાંધી ઉપરથી સોટીઓનો પ્રહાર શરૂ કર્યો.

આ વખતે ભાનુમતિને લગાર પણ ભાન રહ્યું નહોતું. માત્ર એકજ ઇશ્વરમાંજ તેનું અંતઃકરણ જોડાઇ ગયું હતું. તેના મુખેથી માત્ર “ દ્વારિકાધિશ, દ્વારિકાધિશ, દ્વારિકાધિશ ” આ શિવાય બીજું

કાંઈ પણ નીકળતું નહીં. આ, ઠેકાણે ભાનુમતિની આવી સ્થિતિ થઇ. હવે હે વાચકવૃંદો ! પેલા સેંકડો ભક્તજનો જે નદિ કીનારે બેશી ઇશ્વર સ્તવન કરતા હતા ત્યાં આપણા ચિત્તને જોડીએ. તેઓનું મન, ભાનુમતિનું દુઃખ જોઈ સ્થિર રહ્યું નહીં. તે મંડળીમાં એક પરમાત્માનો ભક્ત હતો તેણે પોતાના યોગબળે ભાનુમતિનું ચિત્ત આકર્ષ્યું. સર્વ મંડળી ભાનુમતિનું દુઃખ સંભારી સમય થવાથી ઇશ્વર સ્તવન કરતી કરતી ત્યાંથી ચાલી નીકળી.

ભાનુમતિએ પોતાની બદ્ધ સ્થિતિમાં તેના મનને સ્થિર કરી શ્રી હરિના સ્વરૂપનું ધ્યાન કરવામાં જોડયું હતું. કેટલીકવારે તેને ભગવાનનું સ્વરૂપ જોવામાં આવ્યું. આ શિવાય તેની દ્રષ્ટિએ બીજું કાંઇ પણ પડતું નહીં. આવી રીતે ભાનુમતિએ પ્રકૃતિ પુરૂષના નિ- યંતા પરમાત્માનું એકાગ્રતાથી ધ્યાન કરવા માંડયું.

ભાનુમતિના શરીરને અત્યંત મજબુત થાંભલા સાથે બાંધી તેનાં સાસુસસરા તથા ધણી સૌ નિદ્રાવશ થયાં. તેના શરીરમાંથી રૂધી- રની ધારાઓ ચાલવા લાગી. ભાનુમતિએ તેનું અંતઃકરણ પોતાને અર્પણ કર્યું છે તે જોઈ દ્વારિકાધિશ એકદમ પોતાના સ્થાનકેથી ચા- લી નીકળી તેના ઘર આગળ મધ્યરાત્રીના સમયે આવી પહોંચ્યા. ભગવાંન ભાનુમતિની હંમેશની સહીઅરનું રૂપ ધારણ કરી તેના દ્વાર આગળ ઉભા રહી તેને ધીરે ધીરે બોલાવવા લાગ્યા. કેટલાક ધાંટા પાડયા પણ તેણે સાંભળ્યું નહીં; તે પોતે ભગવદ્ રૂપ થઇ ગઇ હતી; તેને કોણ બોલાવે છે તેનું પણ તેને ભાંન રહ્યું નહોતું. કે- ટલાક ધાંટા પાડયા પછી તેણે પોતાની બહેનપણીનો ધાંટો સાંભળ્યો. તે બોલી; અરે સખી ! આટલી મોડી રાત્રે તું અહીં કયાંથી ? ભ- ગવાન બોલ્યા; બહેન ! હું તો તારા દુઃખમાં ભાગ લેવાને આવીછું માટે બારણાં ઉઘાડ ? ભાનુમતિ કહે; હે બહેન ! હું તો એટલી બ- ધી પરવશ પડી ગઇછું કે મારાથી બોલી પણ શકાતું નથી તો બારણાં શી રીતે ઉઘાડું ? બહેન ! જો તારે મને મળવું હોય તો સવારમાં મારી સાસુ બારણાં ઉઘાડે ત્યારે આવજે. ભગવાંન બોલ્યા; અરે સખી ! તું કોઈ રીતે ગભરાઇશ નહીં; હું તને ગમે તે રીતે દુઃખમાંથી છોડાવીશ. નિશ્ચિંત રહે હું આવું છું. એમ કહી ભગવાંન સર્વ ઉંઘતાઓને ધારણ નાંખી યુકિતથી તેના ઘરના છાપરા ઉપર

ચઢી નીચે ઉતરી જે ઠેકાણે ભાનુમતિને બાંધી હતી તે ઠેકાણે જઇને ઉભા. તેમણે તેના શરીરમાંથી રૂધીરની ધારાઓ ચાલતી દીઠી. તુરતજ ભગવાંને તેને બંધનમાંથી મુક્ત કરી અને કહ્યું કે; હે બહેન! તને આજે આટલું બધું દુઃખ પડવાનું શું કારણ છે તે કહે ? ભગવાનનું આવું બોલવું સાંભળી ભાનુમતિએ પોતાની સઘળી હકીકત કહી; ત્યારે તેણે (બહેનપણીનું રૂપ લેઇને આવેલા ભગવાને) કહ્યું; હે બહેન ભાનુમતિ! જો તારે દ્વારિકાંધિશનાં દરશન કરવા જવાની ઇચ્છા હોય તો; હું તને છોડું છું. તું સુખે દર્શન કરી વહેલી પાછી આવજે. આમ કહી ભાનુમતિને છોડી તેને ઘરમાંથી બહાર કાઢી, દ્વારિકાંધિશ જવાના રસ્તાએ ચઢાવી ભગવાંન પોતે તેને ઠેકાણે આવીને તેના જેવું રૂપ ધારણ કરી થાંભલા સાથે બંધાઇ ગયા.

ભાનુમતિએ જેમ બને તેમ ઉતાવળથી દ્વારિકાંધિશની નગરી તરફનો માર્ગ ચલાવ્યો. ચાલતાં ચાલતાં તે નગરી ત્રણ ગાઉ બાકી રહી એટલામાં તેને પેલા ભકતજનોનો સમાગમ થઈ ગયો. તેઓ, આ ભગવદ્ ભકત ભાનુમતિને જોઈ આનંદ પામ્યા, તેને આદર સત્કાર આપી સર્વે તેજ ઠેકાણે બાકીની રાત્રિ ગાળવાનો નિશ્ચય કરી બેઠા; અને "જય દ્વારિકાંધિશ, જય દ્વારિકાંધિશ, જય દ્વારિકાંધિશ" એવા શબ્દો બોલતા ભગવાનનું સ્મરણ કરવા લાગ્યા.

**રઘુનાથજી**—હે પુંજમુનિ ! ભગવાનની ભક્તિનો મહીમા કેટલો બધો છે !! પોતાના ભક્તને માટે પ્રભુને ભાનુમતિ જેવોજ દેહ ધારણ કરી સ્થંભ સાથે બંધાવું પડયું.

**પુંજ મુનિ**—હે મહારાજ ! ત્યારપછી ભાનુમતિની શી સ્થિતિ થઈ તે કૃપા કરીને કહો.

**રઘુનાથજી**—હે પુંજમુનિ ! ભગવાનના પરમ ભક્તની વાર્તા સાંભળવાની તમને જે ઉત્કંઠા થઈ છે તેથી હું તમારા ઉપર ઘણોજ પ્રસન્ન થયો છું. હવે હું તમને ભાનુમતિની શી સ્થિતિ થઈ તે કહું છું સાંભળો.

# एकादश तरंग.

## "ભાનુમતિનો દેહાંત."

### यदभावि तद् भविष्यन्ति.

**અર્થ**—જે થવાનું છે તે તો થયાજ કરશે.

પ્રાતઃકાળ થવા આવ્યો જોઈ સર્વ ભક્તો પોતપોતાનાં નિત્ય કર્મો કરી તૈયાર થયા. ભાનુમતિ પણ પોતે સર્વ કર્મથી પરવારી ભકતજનસમુહમાં આવી ઉભી; તેને જોઇ સર્વ "દ્વારિકાંધિશકી જય" એમ બોલી પ્રભાતિઆં ગાતા ગાતા ચાલ્યા. સૂર્યોદય થતાં સર્વ દ્વારિકાંપુરીએ જઇ પહોચ્યા. આ સમય રાજભોગનો હતો; જે વહેલો જશે તે પહેલો દર્શન કરશે એમ ધારી સર્વેએ ઉતાવળથી મંદીરનો માર્ગ લીધો.

ભાનુમતિએ પણ સર્વની સાથેજ ઉતાવળથી ચાલવા માંડ્યું. સર્વ મંદીરમાં ગયા. દર્શનની ફકત પાંચેક મીનીટની વાર હતી; તેથી સર્વ મંદીરના ચોકમાં ઉભા રહી ભગવાનનું યશોગાન કરવા લાગ્યા. એટલામાં દ્વારિકાંધિશનાં બારણાં ઉઘડયાં; સર્વ જનસમુહ મોટેથી બુમો પાડી " દ્વારિકાંધિશકી જય " એમ બોલી ભગવાનની મૂર્તિનાં દરશન કરી આઘા પાછા થવા લાગ્યા. ભાનુમતિએ પણ ધીરે ધીરે પ્રાણની, મનની તથા ઇંદ્રિઓની ચંચળતાનો નાશ કરી મનને સ્થિર કર્યું; પ્રથમ પરમાત્માના મંદ મંદ હાસ્યથી છવાઇ રહેલાં મધુર મુખનું, કામના બાણનો પણ તિરસ્કાર કરે તેવી ભ્રકુટીનું, શુક ચંચુનો તિરસ્કાર કરે તેવી નમણી નાસિકાનું, ગુલાબની મનોહર લાલસાને નિતરતા ઉપસેલા કપોલ ભાગનું, લાલ રંગના હોઠનું તથા સ્યામ રંગના કમળદળ જેવાં સુંદર નેત્રોનું ધ્યાન ધર્યું. આવી રીતે અવયવોનું ધ્યાન ધર્યું તોપણ ભકતોના આધારરૂપ, દયાના સાગર, શ્રી વત્સના ચિન્હવાળા, મેઘના જેવા શ્યામ રંગના, વનમાળાને, શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધારણ કરનારા, હાથમાં કડાં, બાહુડે બાજુબંધ, કેડ ઉપર કટિ મેખળા, ચરણમાં સુવર્ણનાં ઝાંઝરો અને

કંઠમાં કૌસ્તુભમણીને ધારણુ કરનારા, પીતપિતાંબરધારી, નીલમણિ વડે શોભાયમાન દેખાતા ચરણારવિંદ વડે ભકતોના મનમાં મોહ ઉપજાવતા, હસતા મુખડા વડે વારંવાર ભાવિકોને આદરસત્કાર કરતા; પ્રેમદ્રષ્ટીથી પ્રેમામૃત વરસાવીને ભકતોના હૃદયકમળને ખીલાવતા, ગોપિઓના મનોરથોને પૂરનારા અને બંસીના નાદથી વૃજની કુંજ ગલીને ગજાવી રહેલા શ્રી હરિનું એકાગ્ર ચિત્તથી ધ્યાન ધર્યું. તેનું મન પરમાત્માના સ્વરૂપમાં મોહિત થઇ ગયું હતું. સંસારના સર્વે પદાર્થો નિરસ થઇ ગયા હતા. અંતરમાંથી મોહિત માયા મમતા તજી દઇને ચિરસ્થાઇ થઇ કોઇ પણ પદાર્થની તૃષ્ણા વગર તે સ્વરૂપમાં મગ્ન થઇ દેહી છતાં વિદેહી જેવી થઇ શ્રી હરિને નિહાળવા લાગી.

આ વખતે ભાનુમતિને દ્વારિકાંધિશની મૂર્તિ નિસ્તેજ જણાઇ, તેથી તે વિચારવા લાગી કે, મને અત્યારે મારાં પૂર્વ જન્મમાં કરેલાં પાપો ફરી વળ્યાં છે. ભગવાનથી હું વિમુખ થઇ ! વિગેરે શબ્દો બોલતી મૂર્છિત થઈ પૃથ્વિ ઉપર પડી ગઈ.

ભાનુમતિ પૃથ્વિ ઉપર પડી કે તુરતજ તેનો પ્રાણુ શ્રી હરિના ધામમાં ચાલ્યો ગયો.

**રઘુનાથજી**—હે પુંજમુનિ ! અહિં દ્વારિકાંધિશના મંદિરમાં ભાનુમતિને મૂર્છિત થઇ પૃથ્વિ ઉપર પડતાં જોઇ હજારો અને કરોડો લોકો એકદમ ભેગા થઇ ગયા; આવો અચંબા જેવો બનાવ જોઈ સર્વ શોકમાં પડી ગયા.

આ સમયે મંદિરના ચોકમાં જે લોકોની ઠઠ મળી હતી તેમાં હજારો અને કરોડો ગાઉથી લોકો આવ્યા હતા; કેટલાક બ્રાહ્મણો ભાનુમતિના ગામના હતા તેઓએ તેને ઓળખી અને અન્યોઅન્ય કહેવા લાગ્યા કે, આ તો, આપડા ગામના રામશંકરના છોકરા કેશવરામની વહુ ! આવું કહી તેઓ ભાનુમતિ પાસે આવી બેઠા; અને જુએ છે તો, તેનો દેહાંત થએલો દીઠો.

બ્રાહ્મણો અન્યોઅન્ય કહેવા લાગ્યા કે, અહો ! ! ! જુઓતો ખરા ! આ બાઈનું કેવું ધન્ય ભાગ્ય કે શ્રીહરિનાં દર્શન કરતાં તેનાજ દ્વારમાં તેનો દેહ પડી ગયો ! આશ્ચર્યની વાત છે કે, આવો બનાવ અમારી જીંદગીમાં પણુ અમોએ જોયો નથી. આમ કેટલીક તેનીને

તેનીજ વાતો કરી કેટલોક વખત ગાળી કાઢયો. બ્રાહ્મણો ભાનુમતિનું કોઇ સગું વહાલું હશે તો હમણાં આવશે એમ વિચારમાં ને વિચારમાં સાંજના પાંચ વાગ્યા સુધી એમને એમ બેસી રહ્યા. કોઈ આવ્યું નહિ ત્યારે તેઓએ સાયંકાળનો વખત નજીકમાં આવ્યો છે તેમ જાણી કેટલાક માણસો સાથે તેના શબને અગ્નિ સંસ્કાર કરવા સ્મશાનભૂમિ તરફ લેઇ ચાલ્યા. રસ્તામાં ભૂત, પિશાચ, વૈતાલ, વિગેરે પોતાના સૈન્યને સાથે લેઈ ભાનુમતિના શબ પાછળ ચાલ્યાં. અનેક માયાવિ રૂપો ધારણ કરી તેના શબને સ્પર્શ કરવા લાગ્યાં. માયાની સેનામાંથી કોઇ એક વ્યંતર થઇ બુમો પાડી બ્રાહ્મણોનાં હૃદયો ભેદવા લાગ્યાં. કોઇ મોટાં મોટાં વૃક્ષોને પૃથ્વિમાંથી ઉખાડી પૃથ્વિ ઉપર પછાડવા લાગ્યાં, કોઈ અન્નનો ક્ષુધાર્થી થઈ ભીક્ષા માગવા આવવા લાગ્યા, કોઇ સર્પ, વિંછી, વાઘ, વરૂ વિગેર થઇ આમ તેમ ફરી બિહવરાવવા લાગ્યાં. ભૂતો ઘડીમાં પાડા; ઘડીમાં હાથી અને ઘડીમાં ત્રેંતીઆં મનુષ્યો થઈને બ્રાહ્મણોને ડરાવવા લાગ્યાં. પરંતુ બ્રાહ્મણો લગાર પણ ડગ્યા નહીં અને ગાયત્રી મંત્રનો જાપ કરવા લાગ્યા કે તુરતજ ભૂત, પ્રેત, વ્યંતર, ડાકિની, શાકિની વિગેરે માયાના તમામ દૂતો આક્રંદ કરતા નાશી ગયા. થોડીવારે સર્વ બ્રાહ્મણોએ શાસ્ત્ર વિધિ પ્રમાણે ચંદનનાં કાષ્ટ મેળવી ચિતા ખડકી ભાનુમતિના શબને તેમાં મુકી અનાથ પ્રેત સંસ્કાર કર્યો.

**રઘુનાથજી**—હે પુંજમુનિ ! આવી રીતે ભાનુમતિએ ભગવાનના વિયોગથી અત્યંત વિહવળ થઇ પોતાના પ્રાણને પરમાત્માને સ્વાધીન કર્યો.

**પુંજમુનિ**—હે મહારાજ ! ત્યારપછી ભાનુમતિની શું સ્થિતિ થઇ તે કૃપા કરીને કહો.

**રઘુનાથજી**—હે પુંજમુનિ ! ભાનુમતિનો દેહાંત થવાનું કારણ ભગવાન પોતે દ્વારિકાધિશની મૂર્તિમાં નહીં હોવાનું હતું. આ સમયે ભગવાન પોતે ભાનુમતિના સાસરાના ઘરમાં કે જે ઠેકાણે તેને એક થાંભલા સાથે બાંધી હતી ત્યાંથી તેને તેની સખીના જેવું રૂપ ધારણ કરી છોડાવી પોતે બંધાયા હતા તેજ હતું

જો ભાનુમતિને દ્વારિકાધિશની મૂર્તિમાં ભગવાન તેજ રૂપે દેખાય તો પોતાને બંધનમાંથી કોણે મુક્ત કરી વિગેરે તે ભુલી જાય એ-

ટલાજ માટે પોતે તેને મૂર્તિમાં દર્શન આપ્યું નહોતું. ભાનુમતિના શબને દાહક્રિયા કરી તે વખતે રાત્રીના સાત અને આઠની વચ્ચેનો વખત હતો. શબ પૂર્ણ બળી રહ્યા પછી બ્રાહ્મણો અગ્નિને શાંત પાડી સ્નાન કરી પોત પોતાના મુકામે ગયા.

બ્રાહ્મણોના ગયા પછી ભગવાન પોતે ગરૂડ ઉપર બેશી આકાશ માર્ગે ભાનુમતિના સાસરીઆંને નિદ્રાનું ધારણ મુકી એકદમ સ્મશાનમાં ભાનુમતિનું શબ જે સ્થળે બાળ્યું હતું ત્યાં જઈ પહોંચ્યા. ગરૂડ ઉપરથી નીચે ઉતરી પોતાના જમણા હાથમાં જળ લેઇ અભિમંત્રી ભાનુમતિની ભસ્મ ઉપર છાંટયું; કે—તુરતજ તે સજીવન થઈ. તેણે આ વખતે ભગવાનનાં દરશન કર્યાં અને તેમના ચરણમાં પોતાનું મસ્તક મૂકી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી બે હાથ જોડી તેમની સન્મુખ એકી નજરે ઉભી રહી; તેને ભગવાને પૂછયું; અરે બાળા ! તારી શી ઇચ્છા છે તે કહે ? હું તારી ઇચ્છાને પૂર્ણ કરીશ. તેં જેને માટે તારો પ્રાણત્યાગ કર્યો હતો તે હું પોતેજ છું. હું ત્રિભુવનનો સ્વામી તારા ઉપર પ્રસન્ન થયો છું; માટે જે ઇચ્છા હોય તે તું મારી પાસેથી માગી લે.

આ પ્રમાણેનાં ભગવાનનાં દયાળુ વચનો સાંભળી હર્ષાશ્રુ વરસાવતાં ભાનુમતિએ કહ્યું; હે વૈકુંઠાધિપતિ ! તમે મને પુનર્જન્મ આપી દર્શન આપ્યાં તેનાથી વિશેષ હું શું માગું ! દર્શન દઇને મારી મનોવાંછના આપે પૂર્ણ કરી છે. હે મહારાજ ! યજ્ઞયાગ કરનારાઓ, અનેક તપો કરનારાઓ, અનેક યમ નિયમો પાળનારાઓ, સંસાર તજીને સન્યાસ લેનારાઓ, તથા ઉંધે મસ્તકે લટકીને તપ સાધનારા યોગીઓ પણ આપનાં દર્શન કરવાને ભાગ્યશાળી થતા નથી તો પછી મારી તો શી ગતી ! હે પ્રભુ ! આપે મુજ બાળા ઉપર દયા કરીને મને દર્શન દીધાં એજ મારી મનુષ્ય જન્મની સાફલ્યતા છે. હું તો એક અજ્ઞાની બાળા છું, મને કોઇપણ પ્રકારનું જ્ઞાન નથી, છતાં પણ મારા ઉપર આપે દયા કરી તેને માટે હું મને પોતાને મોટી ભાગ્યશાળી માનું છું.

ભગવાન બોલ્યા; અરે બાળા ! તારે જે ઇચ્છા હોય તે વરદાન સુખેથી મારી પાસે માગી લે. એટલે ભાનુમતિએ બે હાથ જોડી શ્રી પરમાત્માના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી કહ્યું; હે મહા-

રાજ! હું આપ પુરણ પુરૂષોત્તમ પાસેથી માગી લેઉં છું કે, અહો-નિશ આપનુંજ ધ્યાન મને રહે અને પુનઃ સંસારમાં જન્મ-મરણ થાય નહીં; તથા મારાં સર્વ સાસરીઆંની બુદ્ધિ આપના વિષે જોડાય આવું વરદાન આપો. તે સાંભળી ભગવાને "**તથાસ્તુ**" કહ્યું.

**રઘુનાથજી**—હે પુંજમુનિ! ભગવાંને ભાનુમતિને માગ્યા પ્રમાણે વરદાન આપી કહ્યું કે-હે બાળા! હવે તું ઉતાવળથી તારે ઘેર જા, અને તારાં સાસરીઆં સાથે સલાહ સંપથી વર્તજે; હું તેઓની બુદ્ધિ ફેરવી નાંખીશ કે, તેઓ તારા ઉપર અત્યંત સ્નેહ ધરાવી સંસારનાં અનેક સુખો ભોગવરાવશે; એટલુંજ નહીં પણ તને જ્યારે જ્યારે વિપત્તિ પડે ત્યારે ત્યારે મને સંભારજે, એટલે હું તારી પાસે તરતજ આવીશ અને તને દુઃખમાંથી મુક્ત કરીશ. આટલું કહી ભગવાંન ગરૂડ ઉપર ચઢી પાછા ભાનુમતિના સાસરે જઈ તેનાં સાસરીઆંને નિદ્રાના ધારણમાંથી મુક્ત કરી પોતે પુર્વવત્ સ્થંભ સાથે બંધાઈ ગયા. હે પુંજમુનિ! ભગવાનના ગયા પછી ભાનુમતિ પણ પોતાના અંતકરણમાં શ્રી હરિનું ધ્યાન ધરતી પોતાના સાસરાના ગામ તરફ ચાલી નીકળી.

# तृयोदश तरंग.

### "ભાનુમતિનો ગૃહસ્થાશ્રમ."

**श्लोक.**

**मल्लक्षणमिमं कायं लब्ध्वा मद्धर्म आस्थितः ।**
**आनन्दं परमात्मान मात्मस्थं समुपैतिताम् ॥**

**અર્થ**—ભગવાંન કહે છે હે અર્જુન! જેથી મારૂં સ્વરૂપ જાણવામાં આવે એવી મનુષ્યની કાયાને પામીને મારા ભક્તિ રૂપી ધર્મમાં જે રહે છે તે આત્મામાં નિયંતા રૂપે રહેલો મને પરમાનંદરૂપ પરમાત્માને પામે છે.

**પુંજમુનિ—**હે રઘુનાથજી મહારાજ! ભાનુમતિ ભગવાનનો આશીર્વાદ મેળવી કેવી રીતે પોતાને ઘેર ગઈ અને તેની ત્યાં શું સ્થિતિ થઇ તે કહો.

**ગુરૂ**—હે શિષ્યો! પુંજમુનિનાં આવાં ભાવિક વચનો સાંભળી રઘુનાથજીએ ભાનુમતિની શું સ્થિતિ થઇ તે કહેવાનો આરંભ કર્યો.

**રઘુનાથજી**—હે પુંજ મુનિ! આ ભગવદ્ ભક્તિનો અકલ મહિમા તથા ભગવાનની ભક્તવત્સલતા તમને કહી સંભળાવી. ભગવાંનના નામનું સ્મરણ કેટલું બધું મોટું કાર્ય કરે છે તે પણ તમે આ દ્રષ્ટાંતથી જાણ્યું; હવે હું તમને ભાનુમતિની શી સ્થિતિ થઇ તે કહું છું સાંભળો.

ભાનુમતિ પોતે જ્યાં સજીવન થઈ હતી તે શ્મશાનભૂમિનો ત્યાગ કરી પોતાના સસરાના ગામ તરફ ચાલી નીકળી.

દ્વારિકાંધિશની નગરીથી ભાનુમતિના સાસરાનું ગામ એક દિવસના રસ્તાનું હતું. તો પણ તેણે જેમ બને તેમ ઉતાવળથી પોતાની નગરીનો માર્ગ ઝાલ્યો; કેટલાક લોકોના સંગાથ સાથે પોતાની નગરી નજીક આવી પહોંચી. આ પ્રસંગે ભગવાને તેના સાસરીઆંની બુદ્ધિ ફેરવી કે જ્યાં પોતે ભાનુમતિનું રૂપ લેઇ બંધાયા હતા ત્યાંથી તેઓને છોડયા; અને જળ ભરવા જવાને આજ્ઞા આપી. તુરતજ ભગવાંન બેહેડું માથે ચઢાવી નદીએ પાણી ભરવા ગયા. અને પહેલાં જે પીપળાના ઝાડ નીચે ભાનુમતિએ બેહેડું મુકયું હતું ત્યાં–બહેડું મુકી પોતે પોતાના ધામમાં ચાલ્યા ગયા. ભગવાંનના ગયા પછી તુરતજ ભાનુમતિ ત્યાં આવી પહોંચી. પોતાનું બહેડું અહીં પડયું હતું તેને તેણે જોયું કે પાછળની તમામ વાર્તા ભુલી ગઇ અને વિચારવા લાગી કે–અરે! હું ક્યારની અહીં આવીછું! મને મારી સાસુ ખીજશે માટે ચાલ ઉતાવળથી જાઉં; એમ બોલતી નદીનું જળ લેઇ ભાનુમતિ પોતાના ઘેર આવી બહેડું મુકી નજરે જોતી કામકાજ કરવા લાગી. તે કયાં ગઈ હતી તેની તેનાં સાસરીઆંને ખબર નહોતી; તેવીજ રીતે ભાનુમતિને પણ પોતે દ્વારિકાંધિશની નગરીએ ગઇ હતી વિગેરેની સ્મૃતિ હવે પાછી આવી; પણ કોઇને તેણે કાંઇ પણ વાત કરી નહીં. ભગવાંને તેના સાસરીઆંની બુદ્ધિ ફેરવી નાંખી જેથી સર્વ ભાનુમતિનેજ અનુસરવા લાગ્યાં.

પાંચમે દીવસે લગભગ બાર વાગ્યાના સુમારે ભાનુમતિ પોતાના ઘરમાં લીંપતી હતી તે વખતે પેલા બ્રાહ્મણો કે—જેઓએ તેને અગ્નિ સંસ્કાર કર્યો હતો તેઓ ત્યાં આવ્યા અને તેના સસરા પાસે તેને પોતે પૈસા ખરચી અગ્નિ સંસ્કાર કર્યો હતો વિગેરે કહી પૈસા માગવા લાગ્યા. તેનો સસરો તથા બીજા કેટલાક આ, વારતા સાંભળી આશ્ચર્ય પામ્યા; તેનો સસરો બોલ્યો; અરે મુર્ખાઓ! તમો શું મારી મશ્કરી કરવા આવ્યા છો? મારી વહુ ભાનુમતિ તો આ રહી મારા ઘરમાં, તે, પોતાનું કામ કાજ કરે છે; એમ કહી તેણે તેને ઘાંટો પાડી બોલાવી કે તુરતજ તે આવી પહોંચી; તેને જોઇ પેલા બ્રાહ્મણો આશ્ચર્ય પામી ગયા અને ઝાંખા પડી ગયા. તેઓ સોગન ખાઈ બોલ્યા; અમો જે કહીએ છીએ તે વાત સાચી છે. છતાં તેને પુછો. તે ઉપરથી તેના સસરાએ તેને પુછ્યું, ત્યારે તેણે પોતાની સ્મૃતિ પ્રમાણે સર્વ હકીકત કહી સંભળાવી. ભાનુમતિની વાત સાંભળી તેનો સસરો આશ્ચર્ય પામતો વિચાર કરવા લાગ્યો કે—અરે! મેં મૂર્ખાએ કોને બાંધી અને કોને દુઃખ દીધું વગેરે સંભારતો આંખમાંથી અશ્રુઓ પાડવા લાગ્યો. તેને ભાનુમતિએ અનેક પ્રકારનાં બોધ વચનોથી શાંત પાડયો અને પ્રભુની ભક્તિજ શ્રેષ્ટ છે એમ ખાત્રી કરી આપી તેજ દીવસથી તેનાં સાસરીઆં તમામ ઇશ્વર પરાયણ થયાં અને સર્વ આનંદમાં દિવસો ગાળવા લાગ્યાં.

**રઘુનાથજી**—હે પુંજમુની! જેઓ ભગવાનના પરમભકતો હોય છે તેઓ ગુરૂ અપરાધને સહન કરે છે. હલકાઓ તરફ દયા રાખે છે, સમાનોની સાથે મૈત્રી રાખે છે અને સર્વ પ્રાણીઓ ઉપર સમભાવ રાખે છે. જેથી ભગવાંન તેઓના ઉપર પ્રસંન થાય છે. ભગવાન પ્રસંન થાય છે કે પુરૂષ દેહાભિમાનને તજી દેઇ પરમ પદને પામે છે, તો હે મુનિશ્વર! તમો સર્વ અહંતા મમતા છોડી દઇ શ્રીહરિને શરણે જાઓ. આ આખું વિશ્વ એક ઇશ્વરને આધીન છે, તે ઇશ્વર કલેશ રહીત, નિર્ગુણ અને અવિનાશી છે. જે પોતાના ભકતોની ઘડીએ ઘડીએ ભીડ ભાગે છે. નમ્રતા અને વિવેક આ, ભગવદ્ ભકતોના મુખ્ય ગુણો છે. જ્યારે તમો વિવેક બુદ્ધિએ જગત મિથ્યા અને પરમાત્મા સત્ય છે એમ જાણશો ત્યારેજ તમારો મોહ ઓછો થશે; અને મોહ વેગળો ગયો કે પરમાત્માના સ્વરૂપને ઓળખી પરમપદને પામશો.

**માધવ—હે સ્ત્રિઓ !** આ પ્રમાણેનાં રઘુનાથજીનાં વચનો સાંભળી પુંજમુનિ મનમાં અત્યંત પ્રસંન થઈ તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ભગવાનની ભક્તવત્સલતાનાં, ભક્તિનાં અને ભગવદ્‌ભક્ત ભાનુમતિનાં વખાણ કરી હરિદ્વારથી મુક્ત થઈ પોતાની ઇચ્છાનુસાર ત્યાંથી ચાલી નીકળ્યા; અને રઘુનાથજી પણ તેઓના ગયા પછી આત્મચિંતનમાં સમય ગાળવા લાગ્યા.

હે સ્ત્રીઓ ! જે મનુષ્ય દ્વેષ કરનાર, અભિમાની, ભેદ દ્રષ્ટિવાળો તથા પ્રાણીઓ સાથે વૈર કરનાર છે તેઓનું ચિત્ત ભગવાનની પૂજા કર્યા છતાં પણ શાંતિને પામતું નથી. મનુષ્ય જ્યાં સુધી સર્વે પ્રાણીઓમાં વાસ કરનાર પરમાત્માને પોતાના હૃદયમાં રહેલા છે એમ જાણતો નથી ત્યાં સુધી તેણે પોતાના ધર્મ પ્રમાણેનાં કર્મ કરી ભગવાનની મૂર્તિ વિગેરેમાં પૂજા કરવી. વળી જે મનુષ્ય ભેદ બુદ્ધિ રાખે છે તેવા મનુષ્યોને ઈશ્વર મૃત્યુરૂપે ભયંકર ભય ઉત્પન્ન કરે છે. સર્વ પ્રાણીઓમાં અંતરયામીરૂપે રહેલા ભગવાનની દાન, માન, મૈત્રી તથા સમભાવનાવડે પૂજનાદિક ક્રિયાઓ કરવી. જે મનુષ્ય ભગવાનને વિષે સર્વ કર્મ, તેનાં ફળ તથા દેહ અર્પણ કરે છે તથા કર્ત્તાપણાના અભિમાનથી રહીત તથા સમદ્રષ્ટિવાળા છે તેઓ સર્વથી ઉતમ ગણાય છે. હે સ્ત્રીઓ ! આ ભક્તિયોગ સેવવાથી પુરૂષ પરમાત્માને પામે છે. સર્વના નિયંતા, પ્રકૃતિ—પુરૂષરૂપ તથા તેનાથી ભિન્ન એવા ભગવાન પરબ્રહ્મનું આ રૂપ દૈવરૂપ કહેવાય છે, અને તેનીજ પ્રેરણાથી પ્રાણીઓ નાના પ્રકારની યોનીઓને પામે છે. સર્વના આશ્રયભૂત ભગવાન પ્રાણીઓના દેહમાં પ્રવેશ કરીને અન્યોઅન્ય નાશ કરે છે તેજ ભગવાન કાળ કહેવાય છે. તેને કોઇ પ્રિય અપ્રિય નથી. હે સ્ત્રીઓ ! તમારી શંકાનું નિવારણ મેં યથાયોગ્ય રીતે કર્યું; કે જે પ્રમાણે તમોએ સાંભળ્યું તે પ્રમાણે વર્તશો તો તમો સર્વને મોક્ષગતિ પ્રાપ્ત થશે.

**ગુરૂ—**હે શિષ્યો ! આ પ્રમાણેનાં પોતાના સ્વામી માધવનાં મધુર વચનો સાંભળી સુલોચના મહા આનંદથી પોતાના સ્વામીને પુછવા લાગી કે—હે સ્વામીન્ ! આપના મુખથી અમારાં હિતસ્વી વચનો સાંભળી તેવાંજ વચનામૃતનું પાન કરવાની ઇચ્છા થાય છે તો, હે પ્રભુ ! આપ અમોને અમારી મોક્ષગતિ થાય એવો રસ્તો બતાવો.

ગુરૂ—હે શિષ્યો ! આ પ્રમાણેનાં પોતાની સ્ત્રી સુલોચનાનાં વચનો સાંભળી માધવે તેમની મોક્ષગતિ કરવાના વિચારથી કેટલોક ઉપદેશ દેવાનો આરંભ કર્યો.

—:०:—

# चर्तुदश तरंग.

## " સુલોચનાની જીવનમુક્તિ. "

### श्लोक.

न योगे न सांख्ये न कर्मणानोन विद्यया ।
ब्रह्मात्मैकत्व बोधेन मोक्षः सिद्धतिनान्यथाः ॥

**અર્થ**—યોગથી કે સાંખ્યથી, કર્મથી કે બીજી વિદ્યાથી મોક્ષ થતા નથી પણ બ્રહ્મજ્ઞાને કરીનેજ મોક્ષ થાય છે.

---

**માધવ**—હે સ્ત્રિઓ ! હું તમોને તમારૂં કલ્યાણ કરવાની ઇચ્છાથી જેની રીતે મોક્ષ ગતી થાય છે તે રીતી બતાવું છું તો તમો તે એક ચિત્તે સાંભળો. ?

હે સ્ત્રીઓ ! પરમાત્મા આ, દેહમાં રહેલા છે છતાં સૂર્યનું પ્રતિબીંબ જળમાં પડે છે પરંતુ સૂર્ય જળથી લેપાતો નથી તેવીજ રીતે પરમાત્મા પણ પ્રકૃતિના ગુણોથી લેપાતા નથી. પરંતુ જ્યારે પ્રકૃતિના ગુણોમાં આસક્ત થાય છે ત્યારે તેનો આત્મા અહંકારથી " હું કર્ત્તા છું " એવું અભિમાન ધરાવે છે; અને તે અભિમાન વડે પુરૂષ કર્મના દોષોએ કરી દેવતા, મનુષ્ય, પશુ પંખી વિગેરે જાતીમાં જન્મ ધારણ કરે છે. અને તે સમયે તેને કોઈ પણ વખત નિવૃત્તિ સુખ મળતું નથી. એટલા માટે મુક્ત થવાની ઇચ્છાવાળા પુરૂષે વિષયરૂપ માર્ગમાં આસક્ત થએલા ચિત્તને ભક્તિવડે આધિન કરી તેને વારંવાર એકાગ્ર કરવું. ભગવાનને વિષે નિષ્કપટપણે ભક્તિ ભાવ રાખવો, તેમની કથાઓ હંમેશાં શ્રવણ કરવી; પ્રાણી માત્રને વિષે સમદ્રષ્ટિ રાખવી, બ્રહ્મચર્ય પાળવું, મૌન રહેવું, દ્રઢતાથી સ્વધર્મ

પાળવો, ઈશ્વર ઇચ્છાથી જે સંપાદન થાય તેમાં સંતોષ રાખવો, આહાર અલ્પ રાખવો, શાંતતા રાખવી; તથા દેહને વિષે અને તેની પછવાડે લાગેલાં સ્ત્રી, પુત્રાદિકમાં " હું તથા મારૂં " આવો મિથ્યા આગ્રહ રાખવો નહીં.

હે સ્ત્રીઓ ! જે વિવેકી મનુષ્યો છે તેઓ સારાસારનો વિચાર કરીને પછી પરમાત્માને પામે છે. આ પ્રમાણેનો ભગવાંનનો ભક્ત આત્મજ્ઞાનમાં તત્પર રહે છે. તે જ્ઞાન વડે તેના સર્વ સંશયો નાશ પામે છે અને લિંગ શરીરનો નાશ થતાં તે, ભગવાન વિષે રહેલા મોક્ષ નામના અનુપમ આનંદને પામે છે; કે, જ્યાં જવાથી ફરીને મનુષ્યોને જન્મ મરણાદિ પ્રાપ્ત થતાં નથી. આ વખતે તેને ઘણાં ઘણાં વિઘ્નો આવી પડે છે તો પણ જેનું ચિત્ત તેમાં આસક્ત થતું નથી તેવા મનુષ્યોને અવશ્ય ઇશ્વરની પ્રાપ્તિ થયા શિવાય રહેતી નથી. હે સ્ત્રીઓ ! તમોએ મને પુછયું હતું કે મોક્ષની રીતિ કેવી હશે તે મેં તમોને ટુંકામાં કહી સંભળાવી, જેથી તમારી બુદ્ધિ નિર્મળ થઈ હોય એમ હું ધારૂં છું. હે સ્ત્રીઓ ! સર્વ પ્રાણીઓના હૃદય કમળમાં વાસ કરનારા અને જેનો પ્રભાવ તમે સાંભળ્યો છે એવા ભગવાંનને તમે પ્રેમથી શરણે જાઓ. કારણ કે ભગવાંનને વિષે યોજેલી ભક્તિ તરતજ વૈરાગ્યને તથા બ્રહ્મસ્વરૂપને જણાવનારૂં જ્ઞાન તેને ઉત્પન્ન કરે છે.

પરબ્રહ્મ જે જ્ઞાન સ્વરૂપ છે, પરમાત્મા રૂપ છે, તથા ઇશ્વર છે તે એકજ ભગવાંન જીવ, શરીર, વિષયો તથા ઇંદ્રિઓ રૂપે જુદા જુદા દેખાય છે; માટે, આ વિશ્વમાં જ્ઞાનીએ સર્વ યોગદ્વારાએ વાંચ્છિત ફળ એટલુંજ મેળવવાનું છે કે—જે પ્રાપ્ત થવાથી સંસારનો ભય નાશ પામે.

હે સ્ત્રીઓ ! સંસારનો ભય નાશ કરનારૂં જે જ્ઞાંન તે મેં તમોને કહ્યું; તે જ્ઞાન વડે પ્રકૃતિ તથા પુરૂષના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન થાય છે. અજ્ઞાન તથા કર્મને લીધે જીવને અનેક જન્મો ધારણ કરવા પડે છે; કે, જે યોનિઓમાં પડયા પછી જીવ પોતાના સ્વરૂપને ભુલી જાય છે.

હે સ્ત્રીઓ ! જે પુરૂષ ભગવાનને વિષે ચિત્ત રાખીને શ્રદ્ધા પૂર્વક એક વખત આ, જ્ઞાન વડે તેને જુએ છે તો તેઓ અખંડ

ભગવાનની પત્નીને પામે છે. માટે જો તમો તમારૂં કલ્યાણ ઇચ્છતાં હો, તો, મારા બતાવેલા રસ્તે જાઓ કે તમો જીવનમુક્ત થશો.

**ગુરૂ**—હે શિષ્યો! આ પ્રમાણેનાં પોતાના સ્વામીનાં મધુર વચનો સાંભળી સુલોચનાની સર્વે અવિદ્યારૂપી ગ્રંથી નાશ પામી અને તેની ચિત્તવૃતિ ભગવાંનમાં જોડાઇ. તેને સંસારનું લગાર પણ ભાંન રહ્યું નહીં અને સર્વના દેખતાં તે ઇશ્વરની સ્તુતિ કરવા લાગી.

**સુલોચના સ્તુતિ કરે છે**—હે ભગવાન! આપ સત્ય સં-કલ્પવાળા છો, સ્વતંત્ર છો, અને તમારી હજારો શક્તિઓ કળાય નહીં તેવી છે. તે, તમો ગુણના પ્રવાહ રૂપે વહેંચાએલી શક્તિઓ દ્વારા જીવને ભોગ આપવા માટે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરો છો; પરંતુ તે તમો પોતે કરતા નથી તે તો તમારી માયા ક-રે છે. કારણ તમો તો ક્રિયાથી રહીત છો. હે ભગવાન! જેણે ત-મારા સત્ય સ્વરૂપને ઓળખ્યું છે તેને તો, આ સૃષ્ટિમાં તપ, હોમ, તીર્થ યાત્રાઓ, વેદ પઠન વિગેરે થઇજ ચુક્યાં છે. આપ પરમ પુરૂષ, અંતર વૃત્તિ દ્વારા ધ્યાન કરવા યોગ્ય, પોતાના સ્વરૂપના પ્રકાશથી સંસારના બંધનને તોડનારા છો વિગેરે બોલતાં સુલોચના મૂર્છિત થઇ પૃથ્વ ઉપર પડી ગઇ.

**ગુરૂ**—હે શિષ્યો! આ વખતે માધવે જાણ્યું કે—સુલોચનાનું અં-તઃકરણ પરિપૂર્ણ રીતે ઇશ્વર પરાયણ થયું છે અને હવે તેની જીવન મુક્તિ થઇ એવી તેને ખાત્રી થઇ. થોડીવારે સુલોચનાને ભાંન આવ્યું. તે જોઇ માધવ કહેવા લાગ્યો કે—હે સ્ત્રીઓ! સુખે સેવી શકાય એવો આ માર્ગ મેં તમોને કહી બતાવ્યો. આ માર્ગે જવા-થી તમો થોડાજ વખતમાં જીવન મુક્ત થશો. હે સ્ત્રીઓ! બ્રહ્મ વા-દીઓએ સેવેલા આ મારા સિદ્ધાંત ઉપર શ્રદ્ધા રાખજો કે, જેથી તમો અજન્મા એવા ભગવાંનને પામશો.

**ગુરૂ**—હે શિષ્યો! આ, પ્રમાણેનાં પોતાના સ્વામી માધવનાં વચનો સાંભળી તે જ્ઞાનના પ્રભાવથી સુલોચના તેમાં નિમગ્ન થઇ ગઇ અને તેજ વખતે તેણે પોતાના સ્વામીની આજ્ઞા લેઇ એકાંતવાસમાં બેશી સાવધપણે યોગાભ્યાસનો આરંભ કર્યો.

સુલોચનાએ પોતાના રાજ્યવૈભવનો ત્યાગ કર્યો તો પણ તેના

